# શીહાંગુણ

યાને

# સેહતાનનો સંતાપ.

## એક વાર્તા.


રચનાર

બેહરામજી પેસ્તનજી મેહેતા

તે

ગરીબાઇમાં તવંગરી, એ પરણેતર, જયોર્જ ડયુકનો ભુત, વગેરેના કર્તા.





મુંબઇ મધે

શ્રી 'સરસ્વતી' પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે.

૧૯૦૫.

# પ્રસ્તાવના.

બરાબર છ વરસ પછી ભાઇ સોહરાબ પાલમકોટની ખંતીલી, ચાલુ, ઉલટમંદ ઉસ્કેરણીથી લલચાઇનેજ મેં આજે પાછો જાહેર લેખકોમાં અને ગુજરાતી વાંચકવર્ગમાં દેખાવ દીધો છે. જે ઉલટ માટે અને આ પુસ્તક બાહેર પાડવામાં એ ભાઇએ મને જે કીંમતી મદદ કીધી છે તે માટે એવણનો આ તકે હું ઉપકાર માણું છું.

છ વરસના લાંબા અંતરે બાહેર પડવાનાં બે કારણો હતાં. બે પરણેતરની મારી છેલ્લી વાર્તા બાહેર પડવા પછી કામનાં રોકાણને લીધે બહુ લાંબો વખત વેર હું જાહેર પ્રજાની સેવા બજાવી શકયો નહીં, અને ત્યાર પછી જ્યારે ભાઇ સોહરાબની ઉલટથી મેં મીસ મેરી કોરેલીની "સોરોસ ઓફ સેટન" ની વાર્તા હીંદી પાત્રોમાં ભજી બતાવવાનું બીડું ઝડપ્યું ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે ઇંગ્રેજી સાહીત્યની એક અઘરામાં અઘરી ચોપડી મેં હાથ ધરી હતી. ઉતાવળે અને રાતના ખાઇપીને આંખમાં ઉંઘના ઝોંકા સહીત બે કલાક લખવાની રીતને હું વખોડનારો છું. કારણ શાંત મગજે અને દીવસના વખતે લખવાથીજ આવી એક ઉત્તમ ચોપડીને ખરેખરો ઇનસાફ આપી શકાય છે એમ હું જાણું છું અને એ મારી ટેવ મને આ વખતે ખરેજ કારગત લાગી છે. "સેહેતાનના સંતાપ" માં "સોરોસ ઓફ સેટન" ને લખતાં મને જે જે ચોપડીઓનું–જે જે ગ્રહસ્થોની મદદનું–કામ પડયું હતું તે સઘળું રાતની વખતે બનવું મુશ્કેલ હતું અને જો તેમ બનતે તો એક લુખું સુકું લખાણ જાહેર પ્રજા સનમુખ ધરવામાં આવતે.

ગુજરાતી સાહીત્ય કેટલું અધુરૂં–કેટલું આછું છે અને તેમાં જુદી જુદી લાગણીઓ દરશાવવામાટે બોલોની કેટલી ગેરહાજરી છે તે શીહાગુણ લખતી વખતેજ મને જણાઇ. આ મુશ્કેલી વખતના વેહેવા સાથ નાબુદ થશે એમ હું આશા રાખું છું કારણ તેના ચીન્હો હમણાંથીજ જણાવા લાગ્યાં છે. હાજી મહમદ શીવજીની ઇમાનનાં મોતી અને મી૦ શેઠનાની ગુજરાતી જ્ઞાનચક્ર (જે હજી અધુરૂં છે તે) ની મને વારંવાર મદદો લેવી પડી છે અને એવી ચોપડીઓ ગુજરાતી સાહીત્યમાં જેટલી વધુ નીકળે એટલી ઓછી છે.

ગુજ[illegible] વાર્તા ધરતાં હું એટલીજ ઉમેદ રાખીશ કે તે મારી  [illegible]ણવંતી નીવડે.

તા. ૧ લી જાનેવારી ૧૯૦૫.

લી૦

બે. પે. મેહેતા.



# શિહા ગુણ

યાને

# શેતાનનો સંતાપ.

## લખનાર — બે. પે. મેહતા.

‘ ગરીબાઇમાં તવંગરી ’ — ‘ બે પરણેતર ’ વિગેરેના કર્તા.

### પ્રકરણ ૧ લું

“ ગરીબાઇમાં તવંગરી” ની મારી વાર્તામાં મેં મહેરબાન વાંચનારાઓને વચન આપ્યું હતું કે “ પ્રેનશાલાતાલા કરશે તો અમારાં વાંચનારાઓની કોઇ બીજી વારની મોલાકાત દરમયાંન અલી જેવા બુરાનું ચિત્ર બ્યાન કરીશું.”

તેજ પાક પરવરની મહેરથી આજ રોજે તેનું નામ જબાન ઉપર લઇ જુવાન અલી અબદુલા ઉપર તેની બાકીની જીંદગીમાં જે એક નવાઇ જેવો અને ખરેજ હેરત ભરયો બનાવ બન્યો તેનું વરણન શરૂ કરી મારા વાંચનારાઓની એકવાર વધુ સેવા બજાંવવાની જે સુભ ટક મને હાથ લાગી છે તે માટે ખુશાલી જાહેર કરી મારી આ નવી વાર્તાના પાયાનો પેહેલો પથર ખુદાનું નામ દઇ નાખવાનો શુરૂ કરીશ.

ગરીબાઇમાં તવંગરીમાં આપણે જોઇ ગયા કે ગમે એવી પોતાની ગરીબાઇમાં પણ અંતઃકરણની ખાલેશ અને સાચી તવંગરી બતાવી પીલટન જેવોબી એક મુફ્લેસ અને નાવારેસ ભીખારી આખરે પોતાનાં સત, યકીન, અને દયાનતદારીના પ્રતાપે સારે દરજજે પોંહચ્યો હતો. તેમજ વળી આપણે જોયું કે અલી બીન અબદુલા હમીર જેવો લુચો અને દગલબાજ પોતાની ગમે એવી ચતુરાઇ છતાં પોતાના પાપોની સજા પામી કેદખાને પડયો હતો.

આ કેદમાંથી છુટા પછી થોડોક વખત તો અલી પોતાની અસલ રાહ રસમો અને બદીના પોતાનાં અસલ કરતુકો ચલાવા મંડયો. પણ આખેરસ પોતે શીખેલી સારી કેળવણીના બળથી અને પીલટન જેવા સાચા આદમોના હેવાલથી તેની નજર ધીમે ધીમે ખુલતી ગઇ, તે પોતાની હાલત માટે અને પોતાનાં કરતુકો માટે હવે શરમાવા લજવાવા અને આજોરદેહ થવા લાગો. તેને પોતાના હલકટ અને પાપી મીત્રોની દોસ્તી ઝેહરી અજદાહના દંખ જેવી નારાકારક અને પોતાના આતમાનું ખુન કરનાર

લાગી. તે હવે પોતાની એ અસલ મંડલીને તજતો આવ્યો. પણ જોકે તેણે તો એ પ્રમાણે પોતાના એ નીચ સોબતીઓની સોબત છોડી પણ સારા માણસો હવે તેને પોતાની સંગમાં પાછો લેવા માટે ના પાડવા લાગ્યા અને જેમ એક હરણી પોતાનો શીકાર કરનાર પારધીનો ફક્ત સોડમ આવતાંજ તેનેથી બે કોસ દુર નાહસે તેમ તેને પીછાનનારા તેનાથી દુર નાહસવા લાગ્યા. આ સઘળાનો અંજામ એ આવ્યો કે અલીએ પોતાની ચાલ ચલગત તદન ફેરવી નાખી અને પોતે પોતાના મનથી પાક હજરત પેગંબર સાહેબના નામથી અને કોરાને શરીફની ઉપર હાથ મુંકી સુધરવાના સોગંદ લીધા. આ સોગંદ એક વખતના એ રખડેલ, જુગારી, ઠગ, અને દામીજ બનેલાં અલીએ કેવી રીતે પાળ્યા અને તે પાળતા તેમજ ત્યાર પછી તેની ઉપર શું શું વીત્યું તે આપણે હવે નીચે પ્રમાણે તેનાજ બોલોમાં જાણીશું. વળી આ સોગંદ લીધા પછી ટુંક મુદતમાં એક બીજો બનાવ એવો બન્યો કે જેણે તેના મગજ ઉપર પોતાનો છાપ બરાબર મારયો અને તેથી તે સુધરવા માટે વધુ અને વધુ આતુર બનતો ગયો. આ બનાવ કાંઇજ નહી પણ એક વખતના તેના પૈસાદાર, માલેતુજાર, તુમાખી પણ પાછળથી બનેલાં ભીખારી, અપરાધી અને દેવાના બાપનાં મોહતના સમાચાર હતા. તેના પિતાનો અંજામ જોકે તેવણના પોતાના કરતુકોથીજ આવ્યો હતો તે છતાં અલીના મનમાં એવોજ વીચાર બેસી ગયો હતો કે તેના બાપનાં મરણનું કારણ કેટલેક દરજ્જે તે પોતેજ હતો. પોતાને હાથે પોતાને માથે હોરી લીધેલું આ આળ હવે પછી પોતાની ભલી ચાલથી અને રૂડાં કરમોથી ફેરવાનું અલીએ પોતાના મન સાથ માની લીધું અને તે કેટલે દરજ્જે તેણે પાળ્યું તે હવે પછી આપણે તેનાજ બોલોમાં જાણીશું.

"ગરીબાઇ કેમ સેહવવી અને ગરીબાઇમાં ખરી તવંગરી કેમ બતાવવી તે મેં તેમજ મારૂં આ દાસ્તાન વાંચનાર કુલ આલમે પીલટનના કીસસાથી સારી પેઠે જાણે છે. ગરીબાઇ તે કઇ ? ખરી ગરીબાઇ એજ કે આખો દિવસ ખરા પસીનામાં મજુરી કરી ખુદ એક માણસતુંબી પેટ પુરતું પેદા નહીં કરવું. દિવસના કોઇ વખત એકવાર બપોરે તો કોઇ વખત એકવાર રાતનાજ સુકો રોટીનો ટુકડો અને ખુદરતી નીરમળ આબનો એક કટરો પી એક એકાંત ઝુપડાંમાં કે કોઇ તબેલામાં કે યાતો ખુદ રસતા ઉપર એક પીછોરીનાં ઓઢણ હેઠળ સુઇ રાત વાસો કરવો તે ખરી ગરીબાઇ છે અને નહીં કે જેમ કેટલાકો મહીને દીવસે પાંચ કે પચાસની ચોકસ આવક પેદા કરી તે ખાવા પીવામાં ઉડારી દઇ પછી ફરયાદ કરેછે કે અમો ગરીબ છૈએ તેવી ગરીબાઇ ! મારા પોતા ઉપર વીતેલી કેટલીક બાબ્દો જે હવે પછી હું જણાવીશ તેના અનુભવ ઉપરથી હું તે બારે હકતાલાની જનાબમાં અરજ ગુજારૂં છું કે એ પેહલી વરણવેલી ગરીબાઇ ખોદા કોઇ દુશમનને ન બતાવે. અને જો બતાવે તો સહન કરવાની સબુરી અને સંતોષ તેને બખશે. આજે આપણા હીંદુસ્તાન દેશમાં એવા હજારો બલકે ખરી રીતે કહીએ તો લખો આદમીઓ વસતાં હશે કે જેઓ બિચારાં એવી ખરી ગરીબાઇથી રીબી રીબાઇ અંતે તે પાક કેરદારની જનાબમાં પોતાની રોજે રસતા ખેજની શીક્ષા પામવા ખુદ પોતાની જુવાનીમાંજ હાજર થાય છે. અને એવી ગરીબાઇ કાંઇ અભણ કંગાલોજ ગુજારતાં નથી. દુન્યાના વમળમાં વીતલાયલા અને તેના હાંદેસાના ભારથી ભયડાયલા એવા કેટલાક સારા કુલીન લોકો અને કેળવણીના પ્રતાપથી પોતાની હાલત સુધારી શકનાર આદમોબી એક અથવા બીજાં કારણોને લીધે એવી કંગાળ ગરીબ અને રીબતી જીંદગી ગુજારે છે કે જેવી જીંદગી ગુજારવા કરતાં તો મોતને શરણ થવામાં જેમ તેઓ તેમજ હુંબી એક આશીરવાદ જાણું છું.

પીલટનની ખાળદમાં મેં મારે હાથે જે જે પ્રપંચો રચી પીલ્લટનનું સત્યાનાસ વાળવાની ગોઠવીએતબધી તેમાં હું પોતેજ કેવી રીતે માહત થઇ દુન્યાથી ઉખડી જઇ, કેદખાનાની નામોશી ભરી શીક્ષા પામ્યો તે અહીં વધુ દરશાવવાની કાંઇ જરૂર નથી. એટલુંજ કહેવું બસ થશે કે કેદખાનામાંથી છુટવા પછી થોડોક વખત તો ઘેરાયલા ઉંદર મીશાલ હું અહીં તહીં રખડી રઝડી લુચાઇ ચોટાઇથીજ મારૂં પેટ ભરવા લાગ્યો પણ આખરે મને પોતાનેબી મારી એ જીંદગી અકારી ઝેર જેવી અને કમીની લાગવા લાગી અને તેથી મેં હાથ ઉઠાવવાનો કસદ આપણા પાક મહજબનાં જોરે કીધો. આવો કસદ કરી ખુદ એક વખતની પોતાની બદ ચાલો સુધારી, પોતાની અસલ અસબ્યાત ઉપર પાછું આવવા જો એક ગરીબ પણ દયાનતદાર અને સાચાં માણસને બહુ કષ્ટો વેઠી હાડમારીઓ ભોગવવી પડેછે તો પછી મારા જેવા એક લુચ્ચા, લફંગા, દામીજ અને ચોરને એવી રીતે સુધરવા માટે અને તેબી કોઇની કશીબી મદદ કે મહેરબાની વગર, પૈસાનાં કાંઇબી જોર વગર કેવું મુશકેલ અને મુસીબત ભરયું છે તે દરશાવવા કરતાં વીચારવા માટેજ હું મારાં વાંચનારાઓની મુનશફી ઉપર મુકુંછું. એ મારા કસદમાં મારા એક વખતના બુરા અને બદફેલીમાં ફસેલા પણ પાછળથી પોતાના ગુનાહોની સજા આ જેહાંનમાંજ પામી ચુકેલા પિતાનાં મરણથી વધુ ઉસકેરણી થઇ. બદ દયાનત જીંદગી ગુજારવા પછી રખે મારા પોતાના હાલબી મારી જઇફીમાં મારા પિતા જેવા કે તેથીબી બદતર થાય એ ખ્યાલે મારા મનમાં ધ્રુજરી છુટતી, મને બીહક લાગતી અને તે દીવસ હવે તે પાક પરવર મને કદીબી ન દેખાડે એજ મારા મનની ઉમેદ, અંતઃકરણની ખાએશ, અને રોજની મુરાદ થઇ પડી.

કોઇબી રસતે હવે આખી નહીં ને અરધી પણ જાતી મેહનતની દયાનતદાર રોટી પેદા કરી તે ઉપર ગુગરાના કરવાના ઠેરાવથી મેં કેદખાનેથી નીકળ્યા પછી બહુ લાંબી મુદતે નોકરી શોધવાની તજવીજ કીધી. પણ રોજનું છુટું છવાયું ચાર આઠ આનાનું કામ મળવા સીવાય મને કાંઇ દમ જેવી રોજી પેદા કરવાનું સાંધણ હાથ આવ્યું નહીં. વળી મને મારૂં પેટ પુરતું પેદા કરવાનુંજ હતું એટલુંજ નહી પણ હવે તો જીંદગાનીનો નવો સફો શરૂ કરવા માટે મારા પેહરવાસમાં મારે સાદો પણ સુગમ ફેરફાર કરવો હતો. "ફકીરા મસીદ અને જ્યાં પડયા ત્યાં નચીંત" એવી હવે મારી હાલત ન હતી. અને તેથી મેં મુંબઇનાં કોટના કાવાખાનાની ગલીમાં એક કાતરયાં ઉપરની ઓરડી ભાડે લીધી હતી જ્યાં મને નીરાંતે તેમજ શેહરની ગલીચ બદીઓથી દુર રહેવાનું અને મારા નેક વીચારો સુધારવાનું ઠેકાણું મળે. આ ઉપરથી વાંચનાર જોશે કે મને મારૂં આબરૂ દરકારથી ગુજરાન કરવા માટે પૈસા પેદા કરવાની જરૂર હતી અને તે જો હું ન પેદા કરૂં તો રખે પાછો મારી અસલ બદ હાલત ઉપર ઉતરી પડું એ ધાસ્તી મને તુફાનના દુરથી દેખાતાં વાદળપેરે દોળા ધુરકતી ઉભી હતી.

આ ઉપરથી મેં મેહેનત કરવામાં કસી બાકી રાખી નહીં. મને મારી છોકરવન વય મળેલી કેળવણીનાં બલથી લખતાં વાંચતાં આવડતું હોવાથી હું લોકોનું છુટક લખી રોજ ચાર આઠ આનાનો ખુરદો ભેગો કરતો હતો. પણ તેબી મહા મુશકેલીએ. કોઇવાર કોઇ લોક મને ખુશીથી થોડુંક કામ સોંપતા હતા. કોઇ તો મને બીલકુલ ઓળખે નહીં એટલે સાફ ના પાડતાં હતાં. કોઇ મને થોડાક દીવસ રાખી કાઢી મુકતાં કારણકે મેં લીધેલા મારા કસમોના સબબથી હું તેઓને ત્યાંની ચાલતી લુચ્ચાઇઓમાં કંઇબી ભાગ લેવા કે યા તો તે લુચ્ચાઇઓ થતી જોઇ છુપાવવા સાફ ધસીને ના પાડતો હતો. મેં કેટલાંક અખબારોમાં લખવનું કે વાંચવાનું કામ કરવાની મારી મરજી બતાવી પણ ત્યાંબી મને એવાજ આવકારો મળ્યા. જો એક અખબાર-

વાળાને બીજા સાથ કાંઇ અંટસ હોય તો તે ઉપરથી તે બીજાને ગાળો ભાંડી, તેની જુઠી નાલેસીઓ કરી તેને જગતની બતરીસીએ ચઢાવા મને લખવા કેહવામાં આવતું. જો કોઇ નવી નીકળેલી ચોપડી ચોપાન્યાં ઉપર ટીકા કરવા હોય અને તે લખનારનું લખાણ ગમે એવું કચરો હોય પણ પોતાના લાગવગથી કે મારા શેઠની ખુશામત કરવાથી તેને પોતાની ચોપડી માટે સારૂં લખાવવું હોય અને એથી ઉલટાજ કારણો માટે એક ચોપડી ગમે એવી સરસ લખાયલી હોય પણ તેને તોડી પાડવી હોય તો મને તે ચોપડી માટે અભીપ્રાય આપવામાં આથ-તાંજ કહેવામાં આવતું કે તે ચોપડીને સાતમે આસમાને ચઢાવવી કે દોજખનાં ઉંડા ગારમાં નાખવી. આ અલબત મેં લીધેલા સોગંદથી ઉલટું હોવાથી હું બજા લાવવાની સાફ ના પાડતો હતો અને તેથી મને ત્યાંથી તુરત પેંડો મળતો.

ઉપર વરણવેલા જેવો એક બનાવ બન્યા પછી એક શીઆળાની ઠંડી સહવારના હું ભુખે પેટે મોહલે મોહલે કાંઇ કામની સોધમાં રખડતો હતો. મારા ઘરવાળાનું મારી ઉપર ભાડું ચઢી ગયું હતું. હું નજદીક બે દીવસનો ભુખ્યો હતો. અને ખીસામાં એક પાઇ વગર હું હમામખાનામાં પણ જઇ શકયો ન હતો તેથી મારા બાલ પણ લાંબા લાંબા થઇ ગયા હતા. આવા મારા હાલ હવાલ લેબાશમાં અને ભુખમરાથી અધમુવો જેવો થયલો હું એક મારી છેલીજ આશા ઉપર હવે બહાર નીકળ્યો હતો અને તે આશા મેં મારી બગલમાંજ મારેલી અને મારા ફુરસદના વખતે લખેલી બદી અને નેકીના મુકાબલાની વાયજ અને આ દોરંગી દુન્યાના નવા ચરીત્રોની ના-રવા બદફેલીઓ ઉઘાડી પાડી તેઓથી હાથ ઉઠાવવા સંસારીઓને દીધેલી શીખામણનો રેસાલો હતો.

આવો એક રેસાલો મારી બગલમાં દાબી મારી મુફલેસ અને ભુખે મરતી હાલતનો ઘોર કરતો હું એક મારા ઓળખીતા છાપાખાનાવાળા આગળ ગયો અને તેને મારો એ રેસાલો વેચાતો લઇ થોડાંક રૂપયા મને આપવાની મેં કાકલુદીભરી અરજ કીધી.

“છટ, છટ,” તે છાપાવાળો છછની ઉઠયો “હવે એવા શીખામણના ફાતયા લખવાનો અને વાંચવાનો જમાનો વહી ગયો છે. હાલના જમાનાનાં વાંચનારાઓનો શોખ તો ન્યારોજ છે. આજનો જમાનો તો મીઠું મરચું ભભરાવેલી અને જુઠી કે સાચી પણ સહરાગાતી મીશાલોથી ભરપુર, પાણે પાણે પ્યાર અને પ્રકરણ પ્રકરણે રસકસથી ભરપુર હવસી હેવાલો, દગલે દગલે ખુન અને ચોરી લુટફાટના બદ બનાવો વગેરેથી ભરપુર વાર્તાઓ વાંચનારી શોખીન આલમનો બનેલો છે. માટે મીયાં કાંઇ તેવું રસાકસી ભરેલું લખાણ લખી આપો ને પછી હું વીચાર કરીશ.”

“પણ મને પુછવાની રજા આપશો કે વાંચનારી આલમના શોખનો તમારો એ ચિતાર સાચોજ છે?”

તેણે મારા એ સવાલને હસી કાઢવા જોગ ધારી પોતાના મનમાંજ મારા એ બેવકુફ સવાલ માટે હસી મને કહ્યું:—

“અલબત સાચો છે. મારા વાંચનારાઓનો શોખ કેવો છે તે જાણવામાંજ મારૂં હીત સમાયલું છે. એટલું ખરૂં છે કે હું કાંઇ તદન ખુલી રીતે લખાયલાં બદ હવસી લખાણોની તરફદારી કરતો નથી. પણ આજના જમાનાને અનુસરતું જે જોઇએ તે એ કે મેં આગળ કહ્યું તેમ રસદાર અને લાગણીઓ ઉશકેરનારૂં લખાણ જોઇએ. નિબંધો, રેસાલાઓ, કે વહેવારૂ કે વિદ્યોતેજક લખાણોની આજકાલ કોઇ કદરબી બુજતું નથી અને કોઇ તેની દરકારબી કરતું નથી.”

“ત્યારે તો તમારૂં કહેવું એમ છે કે મેં જે રસ્તો અખત્યાર કીધો છે તેમાં હું ઠગાયો છું. એ તો જેમ જેના વીચાર, પણ મારી તો અંગત ખાતરી થઇ છે કે મેં અખત્યાર કીધેલો

માર્ગજ ખરો છે અને તે માર્ગ હવે પાછો તજી આજના ખોટા જમાના સાથ પાછો મલી જાઉં તે કરતાં તો હું કોઇ બીજો મજુરી કરવાનો ધંધો વધારે ખુશીથી અંગીકાર કરીશ. અને ગમે એવા ભુખમરા છતાંબી હવે તો ખરો રસ્તો તજી ખોટે મારગે ન જઇશ."

"લે ચાલ, ચાલ, નાદાન ના થા. તારૂં લખાણ તો હું લઇ શકતો નથી. પણ તુને ગમે તો આજે મેં મેજબાની આપીછે તેમાં આપણે સાથે જમીશું."

હું તુરતજ પામી ગયો કે એ ભલા માણુસે મારી ભુખી આંતરડીની હાય સાંભળી હતી. તે સાંભળીનેજ તેણે મને આજે એ પ્રમાણે જમવાનું ઇજન દીધું હતું. પણ નહીં. હું એવું હરામનું ખાણું હવે એકવારબી વધુ લેવાને લજવાયો. કહો કે મને ગમે એવી મારી ભુખે મરતી હાલતમાંબી મારો ટેક જાળવી રાખવાની મારી મગરૂબી આડે આવી અને હું તેનો થોડાજ બોલોમાં ઉપકાર માની ત્યાંથી રૂખસદ લઇ નીકળી પડયો.

તે આખો દીવસ મેં એજ હાલતમાં અને એવીજ મુલાકાતોમાં કાઢયો પણ તેનું કાંહાબી સારૂં એવટ આવ્યું નહીં. હું જેવી મુફલસીમાં સહવારનાં મારે ઘરથી નીકળ્યો હતો તેવીજ હાલતમાં અને તેથી વધુ ભુખથી નાચાર થયલો છેક રાત પડતાં મારાં ઘર આગળ પાછો આવી પુગો. નીચે ભોંયતળીએજ મારી બુજ્રગ અને મમતાળુ ઘરવાળી મને સામી મલી અને હવે પોતાનું ભાડું ચુકાવી આપવા અથવા તો તેને પેટે થોડાક રૂપયા આપવાની મને ઠપકારૂપી અરજ કરવા લાગી. તેણીએ અલબત મારી નિરાધાર અને નાચાર હાલત માટે મારી દયા ખાધી પણ તે દયા સાથ પોતાના પૈસાની ઉઘરાણી કરવાને ચુકી નહીં. આ તેણીના દયાના દેખાવે ઉલટો મને વધુ ખીજવ્યો. મેં જોયું કે ખરેખર દુન્યા મતલબીજ હતી અને પોતાની મતલબને ખાતર બીજાની કણવાર કરનાર નહી હતી. મેં તેણીને ફકત ટુંકમાંજ "વારૂ" કરી જવાબ આપ્યો અને તેણીએ જ્યારે બીજે દીને સહવારના મારૂં ભાડું વસુલ કરવા આવવાની માંગણી કીધી ત્યારે તે હું તેણીને કયાંથી આપીશ તેનો ખ્યાલબી કરવા વગર ફકત બેદરકારીથીજ 'હા' પાડી તેણી આગળથી નાસી પાસ થઇ ઉપર મારા ઓરડામાં જઇ ભરાયો.

ઓરડામાં દાખલ થતાંજ મેં મારૂં લખાણ ભોંય ઉપર ફેકી દીધું. અને હવે છેલ્લી ઘડીએ હું સર્વને ગાળો દઇ શ્રાપ દેવા પડયો. તુરંગમાંથી છુટયા પછી મેં કીધેલા સુધરવાનાં ઠરાવને અમલમાં મુકવા જેમ મેં મારી બધી બદીઓ તજી હતી તેમજ મેં ગાળ ગળોચ કે શ્રાપ સોગંદો પણ તજ્યાં હતાં. તે હવે આજની મારી નાસીપાસી અને તંગાસને વખતે મને પાછા ગાળેબ આવ્યા. અને એ શ્રાપોથી જેમ એક ઓરતને તેના દુખમાં રડવાથી તેની છાતી ખુલી થઇ ખુલાસો મળેછે તેમ મને પણ મારી નાસીપાસીમાં કાંઇક ખુલાસો મળ્યો. હું રડીતો શકયો નહીં પણ મારી છાતી મારફાડ કે સખત જબાંનદરાઝીથી મેં ખાલી કરી આપી. દુન્યાને ઘોઇ કાઢી આ વખતે હું એટલો ઉશકેરાઇ ગયો હતો કે ખુદ ખોદાની હસ્તી અને મારો મહજબ વટીક હું ભુલી ગયો. ખરૂં પુછો તો હું ખુદાની હસ્તી માનવાજ નહીં લાગ્યો. કારણકે મેં મારા મનમાં વીચાર કીધો કે જો ખુદા હસ્તીમાં હતે તો તે જેમ આપણુને સમજાવવામાં આવે છે તેમ મારા હવે પછી સુધરવાના ઠેરાવને અમલમાં લાવવા જરૂર મારી મદદે આવી મને શ્રણું નહીં ને થોડુંબી કમાવા ખાવાની કોઇ રીતે જોગવાઇ કરી આપતે—અપાવતે. હું હવે માનવા લાગ્યો કે મારા કરતાં કેટલાક ગુરાઓ—લુચ્ચા ગળાંફાંસુઓ—આજે મારા કરતાં વધારે સુખી હતા; તેઓ પેટ ભરીને જમતા હતા. અને પોતાનાં ઘરવાળાંઓનાં ભાડાં તોડાંની ફીકર ચિંતા કાંઇ રાખતા નહીં હતા. એ સઘળું શું દેખાડતું હતું? કાંઇજ નહીં પણ દુન્યા

બુરાઇથી ફાવે છે અને ભલાઇથી નહીં, એટલુંજ. મારી આવી હાલત માટે હું દલગીર અને નાસબર બન્યો. મારીપર વીતેલાં વીટંબનાઓ હું પાછાં યાદ કરવા લાગ્યો અને તે સઘળાંમાં જેટલો મારો નહી તેટલો મેં મારા જાત ભાઇ આદમોનો વાંક કાઢયો. જો તેઓ ચાહે તો આજે મને થોડીક મદદ કરી મારી નીમકહલાલ મહેનતનો પુરો નહી ને અરધોબી બદલો આપી મને નવાજે. પણ આ એકલપેટી, આપસ્વાર્થી દુનયામાં તેવું કોઇ હતું નહીં ! હોયજ કયાંથી ? ખોદાનીજ નીસ્તી ત્યાં માણસ માણસને મદદજ કેમ કરે ? નાસ્તીક જમાનાના આવા દોરમાં મને લાગ્યું કે બદ દયાનતી આદમોજ વધુ અને વધુ ફાવવાં જોઇએ. ત્યારે હવે મારે શું કરવુ ? પાછું મારી અસલ બદ ખસલત ઉપરજ ઉતરવું અને મારા લીધેલા પાક કસમોને એક બાજુ ફેંકી દઇ ચીલ ઝપટના દાવ પાછા રમવા માંડવાં ?

આવા ખ્યાલોમાં લપેટાયો—ગુમરાયલો—હું મારી એક નાહની બતી સળગાવી તે એક જુની પુરાની મેજ ઉપર મુકી તે બતીના તાપથી મારાં ઠંડીથી જડ થઇ ગયલાં હાથનાં આંગળાંઓને ગરમી આપતો ઉભો હતો, તેટલાં તેજ મેજ ઉપર પડેલાં મારે નામનાં ત્રણ કાગળો મેં દીઠાં. એક લાંબુ બ્લુ રંગનું એનનવેલપ હતું. અને મેં ધારયું કે કોઇ માંગનારની પોતાના પૈસા માટેની ઉઘરાણીની તે નોટીસ હોવી જોઇએ. બીજા ઉપર જંગબારના નામ- .ર સુલતાનની ટીકીટ મારેલો જંગબારનો ..પ હતો. અને ત્રીજું કાગળ એક ચોરસ અને કીંમતી કવરનું એનવેલ્પ હતું. આ ત્રીજા કાગળ ઉપર વળી પછવાડેથી લાલ અને સુનેરી શાહીથી દાબેલી તાજની નીશાની હતી. ત્રણે કાગળો મેં કાંઇ દરકાર કરયા વગર હાથમાં લઇ ફેરવ્યા, અને પછી જે પેલું જંગબારથી કાગળ આવ્યું હતું તે વધારે ધ્યાનથી જોવા તથા હાથમાં લઇ તેનું વજન તપાસી ઉખેરવા વગર તેનું તોલ કરવા લાગ્યો. એ કોણ તરફથી આવ્યું હતું તે હું તુરત પામી ગયો. કારણકે થોડા વખતની વાત ઉપર મેં મારા એક મિત્ર સાલેમહમદ જેને અમો લોકો રમુજમાં "સાલે ભાઇ" કેહતા હતા તેની ઉપર મારી બતંગ થતી જતી હાલત અને કરજદારીનો થોડોક ખ્યાલ આપી એક કાગળ લખ્યું હતું અને જો તેનેથી બને તો મારી ઉપર પચાસ રૂપ્યા ઉછીના મોકલી આપી મને મદદ કરવાની અરજ ગુજારી હતી. એ સાલેમહમદખી મારી માફક પહેલાં મુંબઇમાંજ પોતાનો વખત લટખટપણામાં ગુજારતો હતો પણ પછવાડેથી તેને જંગબાર જઇ પોતાની હાલત સુધારવાનું કાંઇક સાંધણુ મળી જવાથી તે ત્યાં ગયો હતો અને મારા ધારવા પ્રમાણે હાલ એ પૈસે સુખી હતો. આ કાગળ તેની તરફનું મારા કાગળના જવાબમાં લખેલું મને લાગ્યું. પણ તે ઉખેડવું કે નહીં તેનો મને શંકાસીલ વીચાર આવ્યો.

"એણેબી નાજ પાડી હશે." હું બડબડવા લાગ્યો. "દોસ્ત કોણના ને વાત કોણની ? ગમે એવા મિત્રો હોય પણ તેઓ પાસ પૈસા ઉછીકા માંગો અને તેઓ તુરત તમને બોલખવાનુજ બંધ પાડશે. એણે લખ્યું હશે કે 'વખત ખરાબ છે, કામકાજ ચાલતું નથી. મારે માથેનું વાદળ જલદી વીખરાઇ જશે વગેરે વગેરે.' અને તેમાં શકબી શું ? દુન્યાની રીતીજ છે એટલે એબી તેમ વરતે તેમાં નવાઇ શું ? વળી મને ને એને ઓળખ કેટલી ? અમારા નાદાન વયના ફેસાદ ઝઘડાઓનો એ સાથી એટલે એ સામો હવે તો મને ઓળખવાને શરનાશે બી. એમ તો કદાચ હું પીલટન ઉપર લખું તો તે મને પોતાની હંમેશની ભલાઇ મુજબ કાંઇ મોકલે બી. પણ તેમ કરતાંજ મને શરમની કંપારી છુટે છે. નહીં, નહીં. એની પાસથી તો હું એક અરધી ઝેર ફાકવાનીબી નહીં માગું."

આવા વમાસનમાં હું મારી મેજ નજદીક બેઠો. અને તે કાગળ ઉખેડીને વાંચવા માટે

બતી જરા હુશીયાર કીધી. પાસેના એક ઓરડામાંથી તેટલાં સીતારનો મધુર અવાજ આવતો મારે કાને પડયો. કોઇ પોતાનો મીઠાશદાર અવાજ તે મધુર વાજીંત્રના અવાજ સાથ ભેળી નાખી ધીમા શીરીન સરોદે ખુદાની બંદગીનું ગીત ગાતું હતું.

"ગા, મારા બાપ, ગા," હું બરબડયો. "કદાચને તુંબી મારી પેઠે ભુખો હશે અને તારા જળેલાં પેટનો બલાપો તારાં એ એક મિત્ર સાથ એમ એકાંતમાં ગુફ્તેગો કરીને કાઢતો હશે. અથવા તો દુન્યાની બેવફાઇઓ, હાડમારીઓ, કે નાસીપાસીઓથી નીરાળો રહી તારા પેટનાં દોજખનો ખાડો પુરી ફક્ત તેમાંજ તારી જીંદગીની મોજ સમજી સુખી થતો હશે."

આ વખતે બહાર ઠંડી મોસમનો સુખરવાળો પવન બહુ જોરમાં ફુંકી મારાં ખરયા ખરખડ ઘરની બારીઓ જાણે ધ્રુજાવતો હતો અને મારા ઓરડામાં તેજ બારીઓની ફાટમાંથી દાખલ થઇ મારાં મરીઅરી રહેલાં હાડકાં વધુ કરકરાવતો હતો. મેં જેમ તેમ ધ્રુજતા હાથોએ મારા મીત્રનું જંગબારથી આવેલું કાગળ ઉખેડયું અને તુરતજ રૂપ્યા ૫૦) ની એક હુંડી ઓજા ગલીમાંના એક નામીચા વેપારી ઉપરની મારે નામની નીકલી પડી. મારાં મુખમાંથી તુરતજ આફરીન અને આભારનાં સખુનો સહીત મારાં દુખી જીગરના જળાપાના ઓછા ભારની એક છુટકારાની હાય નીકલી પડી.

"શાબાસ, સાલે, સાબાશ, મેં નકામો તને ગેરઇનસાફ કીધો. ગરજની વેળા તેં ખરીજ એક મિત્રની જગા રાખી છે."

અને એ તેની મયાળુ વરતણુકના ખુશાળ ઉભરાઓથી છળકાતી છાતીએ અને હવે ઘણી ખુશાળીથી ધ્રુજતા હાથોએ મેં તેનું કાગળ વાંચવાનું શરૂ કીધું.

"પ્યારા અલી,

તારૂં કાગળ વાંચી હું દિલગીરછું કે તું હજી મુંબાઇ શહેરની ગરીબીમાં રીબી દુઃખી થાય છે. એજ બતાવી આપે છે કે બહાર બે પૈસા સારી રીતે પેદા કરવાનાં અનેક ખેતરો હોવા છતાં તારા જેવા શીખેલા બેવકુફ ગધેડાઓ હજી હૈયાત છે કે જેઓ મુંબઇનેજ વળગી રહેછે. આમ લખી હું તુંને ઠપકો આપતો નથી. કારણ હું સારી રવેસે જાણુંછું કે પૈસા કે કોઇની લાગવગ વગર ગમે એવા શીખેલાઓને તારીજ માફક કંગાળયતમાં જીંદગી ગુજારવી પડેછે. ખેર, તેનો ઇલાકો નહીં, આ સાથ તેં મંગાવેલી પચાસની હુંડી ઓજા—પરની બીરી છે તે લેજે અને વતાવી લાવી મને લખજે. એ રૂપ્યા પાછા મોકલવાની ઉતાવલ કરતો ના. જયારે હાથમાં આવે ત્યારે ગમે તો મોકલજે. નહીં તો નહીં! એક નવી ખબર હું તને આપું છું. મારી તરફથી એક કાગળ લઇ તને એક મિત્ર—ખરો વફાદાર મિત્ર—મળવા આવશે. અને મારી તુંને ભલામણ છે કે તેનો જેમ બને તેમ ખુબ રવેશે તારા લાભમાં ઉપયોગ કરજે. તારી બધી હાલત, તેમજ તારાં લખાણો વગેરે તેની આગળ મુકજે અને તે તુંને ઘણો કામે લાગશે. તે તારી તરફ ઘણાકોને ઓળખે છે અને ઘણો સારો લાગવગ ધરાવે છે. અને લાગવગ ધરાવે તેમાં નવાઇબી શી છે. આજે લાગવગ તો બધો પૈસામાં સમાયલો છે અને એ નવા મિત્ર પાસ કાહરૂનનો ખજાનો છે. એટલો બધો કે તેનું શું કરવું યા તે કેમ ખરચવો તેનો તેને કેટલીક વખત ગુંચવાડો પડેછે. એજ કારણથી તે મુલ્લાં મૌળવીઓની દોસ્તી વધુ રાખેછે કારણકે એ માંવળાઓ પૈસાનો ઉપયોગ કેમ કરવો—કરાવવો તે સારી પેઠે જાણતા દીસે છે. વળી એનામાં એક બીજીબી ટેવ છે. કોઇબી ઠેકાણે પોતાના પૈસા કે લાગવગના જોરથી કોઇને લાભ થતો હોય તો તે કરવાનો અને પરોપકારી થવાનો એને એક જાતનો અભખરો છે. મનેબી એણે એકુબે રીતે મદદ કરીને પોતાના આભારમાં હમેશનો લઇ લીધો છે. મેં એને તારે લગતી સર્વ વીગતો કહી છે.

તું કેવો હુશયાર, ચબરાક અને લખાણમાં કેવો બહાદર છે તે એ જાણે છે. માટે એનો ગમે તેમ ઉપયોગ કરજે અને તેનું શું ફલ આવે છે તે મને તારી ફુરસદે જણાવજે. પચાસની ઉપલી હુંડીબી તારી ફુરસદેજ મોકલવાની કાળજી રાખજે. કાંઇ શરમાતો ના. લી૰ **સાલે.**

આંખમાં આભારનાં આસુંઓ છતાં મને ઉપલું કાગળ વાંચી હસવું આવ્યું. સાલેમહમદે હજી પોતાની અસલ ધોંગી રીતીઓ ત્યાગ કીધી નહીં હતી. અને તે તેનાં કાગળ ઉપર પોતે કીધેલી સહી ઉપરથીજ જણાતું હતું. વલી તેણે પોતાની હમેશની ઉદારતા પ્રમાણે મારી ઉપર રૂપ્યા પચાસ મોકલતાં તે પાછા વાળવાની કાળજી નહીં કરવાનું કેહતાંબી મને એમ ખુલું નહીં લખ્યું કે હું તો તુંને એ રૂપ્યાની બક્ષેસ કરૂં છું. એમાંથી તેનો ભલો દીલ ગુરડો દેખાઇ આવતો હતો.

તેનું કાગળ અને પેલી હુંડી સંભાળથી પાછી તેના અસલ કવરમાં મુકતાં આ વલી નવો મિત્ર કોણ હશે, તેની પરોપકારી રીતી મને શું કામ લાગશે તે ઉપર હું રમુજ સાથ વીચાર કરવા લાગ્યો. મને વળી ખ્યાલ આવ્યો કે હવે એ પચાસ રૂપ્યામાંથી હું મારી બુઢ્યા ઘરવાલીનું ભાડુંબી તેણીના માગવા મુજબ કાલને કાલ અદા કરીશ. ખાધાના વાખામાંથી બચીશ. અને બીજું કામ મળતાં ટુંક ટુંક ખરચમાં એ પચાસ રૂપ્યા પર લાંબો વખત કાઢીશ. એ વીચાર કરતાં મારી નજર પેલાં બીજાં બલુ રંગના લાંબા પરબીડાં ઉપર પડી; અને મને પાછો ધસકો પડયો કે એ કીયા માંગનારનો તકાદો હશે. મેં તે કાગળ પણ બેદરકારીથી ઉંચકયો અને તેનું લાંબું પણ મજબુત કપરાંનું પરબીડું ફાડી અંદરથી લાંબું ને લાંબું એક કાગળ ખેંચી કાઢયું. તેની અંદરનાં લખાણ ઉપર નજર ફેંકતાંજ હું અજાયબીથી ચકભમ થઇ ગયો. "એ બધું શું ? મારી આંખે તંમર આવવા લાગ્યાં, લખેલું મુશકેલાઇથી હું ઉકળાવા લાગ્યો, અને જેમ જેમ તે કાગળ હું ફરી ફરીથી વાંચતો ગયો તેમ તેમ તે મને વધુ અને વધુ ગભરાત અને અચંબામાં ગરકાવ કરતું ગયું. તુરતજ મને કાંઇક ભાંણ આવ્યું અને તેજ વખતે જાણે મને એક વીજળીનો ઝટકો લાગો હોય તેમ મારૂં આખું શરીર કાંપવા લાગ્યું......નહીં, નહીં. છટ, એ બનવુંજ મહાલ હતું. નસીબ દેવી મારી ઉપર એક બદ બખત બદમાસ ઉપર એટલી બધી નવાજેશ એકી વખતે એક લેહજામાં કરે એ સાદી સમજના માનવીનાં ભેજાંમાં ઉતરવુંજ કઠણ હતું ! કોઇ બેવકુફ ગધેડાએ ફકત મારી મશકેરી કરી હતી. પણ સબર, જો મશકેરી હોય તો ખુબ કાબેલયતથી અને આબેહુબ ખરાંની નકલયાતથીજ તે થયલી હતી.! અને વળી તેબી સરકારી કાયદાની રૂહે ! પવીત્ર કાયદાની બાંહે ધરી હેઠળ ! ... નહી, નહીં, મશકેરી શું ! ગમે એવા મારા ગભરાત વચ્ચે મેં ખાતરીથી જોઇ લીધું કે ખુદરતના ન્યારા બનાવોમાંનો આબી એક ખરો અને જીવતો જાગતો બનાવજ મારી આગળ પડયો હતો. અને તે શું હતો ?

---

### પ્રકરણ ૨ જીું.

મારા ગભરાયલા, વીખરાયલા, શંકાશીલ વિચારોને શાંત પાડી, મારી બે દીવસની ભુખ પણ, કહો કે, વીસરી જઇ, મેં નીરાંતે તે કાગળ ફરીથી વાચયું. અને તેના દરેક શબદે શબદ ગોખી રાખ્યા. પણ તેમ વાંચતાં તો પાછો મારો અસળ ગભરાત વધવાજ માંડયો. શું હું દીવાનો થતો હતો ? મારૂં ભેજું ભુખ મરાના જાલેમ જોરથી પોતાની જગા ઉપરથી ખસી જતું હતું ? મારાં આખાં આંગે ગમે એવી ઠંડી છતાં પરસેવાનાં રેળા ચાલતા હતા. શું હું તાવની બીમારી ભોગવતો હતો અને તેની ઝુમમાં આ ફાટાં ફાટાં વાંચણો ફકત મારી આંખ આગળ ખ્યાલી અર્થો ઉઠાવતાં હતાં !

યા શું આ સઘળી ખબર–આ અજાયબ જેવો ફેરો–ખરો હતો ? અને ખરો હોય તો ? યા અલ્લાહ–જો તે ખરેખર હોય તો તે માનવાને મને શક પડ્યો. અને આ વખતે જો ટેબલ ઉપર મારી જ નજદીકજ પાણીનો એક મોટો લોટો પડયો હતો તે હું પીતે નહીં તો મારી ખુશાલી અને હરખના હદ બહાર આવેશમાં હું જરૂર તે વખતે બેહોશ બનતે. આ રીતે પાણી પી મારા જીવને મેં પાછો ઠેકાણે પાડ્યો અને પછી તે કાગળ પાછું વાંચ્યું તેમાં લખ્યું હતું કે મારા મરહુમ બાપનો એક બહુ દુરનો સગો, જેની હસ્તી વીશેનો મને ખ્યાલ ન હતો તે ચીનમાં લાવારેસ મરી ગયો હતો અને મને તેનો એકલો અને હક્કદાર વારેસ નેમી ગયો હતો. તે કાગળ મુંબાઈના એક જાણીતા સોલીસીટરોની પેઢી તરફથી લખાયો હતો. તેમાં વધુ લખ્યું હતું કે–

" કુલે દોલત જે આસરે પચાસ લાખ રૂપ્યા કરતાં વધુ છે તેનો વહીવટ વગેરે કરવા માટે કાયદાપૂર્વક પગલાં ભરવાની રજા આપવા માટે તમો મહેરબાનીની રાહે તમારી બનતી જલદીએ અમને મળી જશો તો ઠીક. એ દોલતમાંથી મોટો ભાગ હાલ મુંબાઈ બેંકમાં જમા પડેલો છે જ્યારે થોડોક ભાગ ચીનાઈ સરકારની લોનમાં રોકાયલો છે. કાગળ ઉપર સઘળી વિગત લખવા કરતાં રૂબરૂ મોઢું વાત કરવામાં વધારે લાભ છે એમ અમો સમજીએ છીએ, માટે મહેરબાની કરી તમો અમને વધુ ઢીલ વગર મળી જશો એવી ઉમેદ સાથ અમો છીએ, તમારા સેવકો

સહી ———

પચાસ લાખ ! હું, એક રખડતો, ભીખારી, ભુખે મરતો કંગાલ, ગલીએ ગલી કામની આરજુ રાખનાર મજુર, કોઈના આશરા કે મિત્રાઈ વગરનો બદમાશ તે હું પચાસ લાખ રૂપ્યાનો ધણી ! મેં મારી એ હાલતનો ખ્યાલ કરવાની મુશ્કેલ પેરવી કીધી પણ તે ફોકટ. મને લાગ્યું કે મારાં ભુખાં પેટની અસરના ફક્ત એ ખ્યાલી ખ્યાલો હતા. હું મારા મુફલેસ ઓરડામાં આસપાસ નજર નાખવા લાગ્યો. સાગનો તો નહીજ પણ દેવદારી ભાંગો તુટો સામાન ઝુકતી બતી, ફાટેલાં ગોદરાં સાથની એક તુટેલી ખાટલી, ગરીબાઈ અને ભુખમરાની ખુલી સ્પષ્ટ દેખાતી નીશાનીઓવાળો હું એક આદમ તે પચાસ લાખની દોલતનો માલીક ! નસીબ દેવીના ગમે એવા આડા તીડા ફાંટા છતાં મેં આવો ફાંટો કદીએ જોયો જાણ્યો કે સાંભળ્યો ન હતો. અને એ અદભુત ફાંટા ઉપર વીચાર કરતાં મારે જોરથી હસ્યા વગર રહેવાયું નહીં.'

"કોણે એમ ધાર્યું હતું ?" હું મોટેથી બરબડવા લાગ્યો. "યા અલ્લાહ ! જો એ ખરૂંજ હોય તો હું બી તો ખરો કે આખી દુન્યાને એક વખત તો મારા હાથની છેલી આંગળી ઉપર નચાઉં ! આંગળી ઉપર ! ! "

અને એમ બોલતાં હું પાછો ખડખડ હસી પડ્યો. કોઈએ તુરતજ પાછું હસી મારા હસવાનો પ્રતીઉત્તર આપ્યો અને હું તુરત મુંગો રહી જઈને ચોંકી આસ પાસ નજર ફેરવવા લાગ્યો. બહાર હજી પવન ખુબ ફુંકતો હતો. પાસેવાળો મારો પડોસી હજી પોતાનો સીતાર વજાડતો હતો. એ સીવાય બીજો કોઈ અવાજ નહીં આવતો હતો કે નહીં કોઈ મારા ઓરડામાં હતું. તે છતાં હું સોગંદ ઉપર કહી શકું કે કોઈ જરૂર નજદીકમાંજ હસ્યું હતું.

" ફક્ત મારા મગજની ભમાતુ લાગણી હશે," હું મનમાં વીચારવા લાગ્યો. અને મારી બતી જરા વધારે ઓમકી. "ગરીબ બીચારો સાલેબાઈ ! " બતી ઉશકેરતાં નજદીક પડેલી પેલી પચાસ રૂપ્યાની હુંડી ઉપર નજર પડતાં મેં તુરત યાદ કીધું. " એ જ્યારે આ બનાવ જાણશે ત્યારે કેવો અજબ થશે ? હું એની એ હુંડી મારી તરફના બીજા પચાસ રૂપ્યા બ્યાજ તરીકે ઉમેરીને પાછી મોકલીશ. અને એનો પેલો " પરોપકારી " મીત્ર ! છટ, છટ, તે બુઢો ગમે એવો પરોપકારી હોય પણ હવે મને તેની મદદ કે લાગવગની શી જરૂર છે.

હવે તો હું પોતેજ મારા પૈસાના જોરથી લાગવગવાળો અને પરોપકારી બનીશ. પૈસાથી હું શું નહી કરીશ? વારી, ગાડી, ઘોડા, નોકર નફર, માન, પાન, અને ચાન, એ સર્વે પૈસાથીજ ખરીદી શકાય છે, કે'ની? પ્યાર, ઇજત, આબરૂ, મોહટાઇ અને દોસ્તી એ સર્વે પૈસાનાજ ગુલામ કે'ની? અલ્લાહ અકબર, એ બુઢો હવે તો સામી મારીજ કંઇક ખુશામદ કરશે. હું હીંમતથી કહી શકું કે એની પાસ પચાસ લાખની દોલત તો નહીંજ હશે. પણ હવે તો મારે કાંઇ ખાવું જોઇએ—જયાંવેર મારા પૈસા મારા હાથમા આવે ત્યાં વેર મને થોડુંક વધું કરજ કરવું પડશે. પણ તેનો શું મુજાકો છે—અને હવે ત્યારે આ કંગાલ મકાનનેબી શું કામ મારે મારી હાજરીથી વધુ વાર માન આપવું જોઇએ. હું તુરતજ કોઇ સારા હોટેલમાં જઇને રહીશ."

હું હજીતો આ વિચાર કરતો હતો તેટલાં મારા ઓરડામાં પવનનો એક સુસવારો સપાટા બંધ દાખલ થયો અને મેં ભોંય ઉપર ફેંકી દીધેલાં મારાં લખાણના કાગળોને આમ તેમ ઉડારવા લાગ્યો. મેં તુરતજ તે કાગળો ઉપાડી લીધાં અને હવે તેઓનું નસીબ કેવી રીતે ખુલશે તેનો વીચાર કરવા લાગ્યો. એટલું તો નકી કીધું કે હવે એ લખાણ મારા પોતાના પૈસાથીજ છપાવવું, જાહેર ખબરોની મારફત છાપા વાળાઓને લાંચના પૈસા આપી તેની વાખવાખી ગવડાવવી મને મારી ગરીબાઇમાં તુચ્કારી કાઢનારાઓને પૈસાના બળથી જેરે કરી તેઓને મોંઢેજ મારી ચોપડીની તારીફનાં બાકાં ફુકાવવાં અને એમ કરી જેઓ મને નાઉમેદ કરતા હતા તેઓ ઉપર મારૂં વેર લેવું.

એ વિચાર કરતાં મારી નજર પેલાં બીજાં કાગળ ઉપર પડી જેની ઉપર લાલ અને સોનેરી સહીનું તાજ પાડેલું હતું. આ કાગળ મેં હળવે રહી ઉપાડયું અને તેટલીજ ધીમેથી તે ઉખેડી અંદરથી એક નાહનું પણ સુંદર સફાઇદાર હાથે લખેલું કાગળ ખેંચી કાઢયું. તે નીચે પ્રમાણે લખેલું હતું:—

"પ્યારા સાહેબ

તમારા જુના મીત્ર સાલેમહમદ ખુશરોશાહ જેવણ હાલ જંગબાર તરફ વસે છે તેવણ તરફથી તમો ઉપર એક ભલામણ પત્ર લઇ હું આવી પુગો છું અને તમો જેવા કાબેલ અને નેક સખસની દોસ્તીનો તલબગાર બન્યો છું. એટલા માટે હું આજ રોજે રાતના આઠ અને નવની વચ્ચે આપને આપના મકાનમાં મળવા આવીશ. તેટલાં હું મારો કાર્ડ અને સરનામું બીડી આ પત્ર ખતમ કરૂં છું.

લી૦ **શીહાગુણ રેમનશાહ.**

એ કાગળમાં લખેલો કાર્ડ તુરત મેં પેલાં પરબીડાંમાંથી ખેંચી કાઢયો જેની ઉપર પેલુંજ લાલ અને સોનેરી સહીથી દાબેલું તાજ અને નવાબ શીહાગુણ રેમનશાહ (ઠેકાણું) વેટસન હોટેલ, કરી લખેલું હતું.

મેં આ કાગળ ફરીથી વાંચ્યું. એમાં નહી સમજ પડે એવું તો કાંઇ હતુંજ નહીં તે છતાં કોઇ ખુદરતી આગાહીથી મને તે પાછું વાંચવાની ઉલટ થઇ. અને તે ઉલટ સાવેજ મારા મનમાં કાંઇક જાતનો ખતરો પડયો. એ ખતરાએ તુરત શરમીંદગીની જગા લીધી કાં'કે મને લાગ્યું કે કદાચ એક નવાબ જેવો સખસ અને કાહરૂનના ખજાનાનો માલીક મને—એક વખતના મુફલીસ પણ હવે લખોપતીને—અરધા કરોડની દોલતના ધણીને—આવાં કંગાલ મકાનમાં મળવા આવે અને મને એવી હાલતમાં જોય તો મને કેવું ભોંયમાં ભરાવું પડે. જો આ વખતે મારી પાસ બે આનાનાબી પૈસા હતે તો તુરત હું કોઇ મજુર પાસ એક ચીઠી લખી એ નવાબને કેહવડાવતે કે હાલ મને મળવા આવે નહી. કારણ જો કે હજી મારા હાથમાં મારી દોલતની એક પાઇ પણ આવી ન હતી તે છતાં હવે હું મારી ગરીબ અવસ્થા માટે શરમાવા બલકે ગરીબાઇમાં પાપ સમજવા લાગ્યો.

"પણ હજીથી હું એને ઉડાવી શકીશ." મેં વધાર્યું. "હું તુરત બહાર નીકળી પડું કે તે આવે તો જાણે કે હું ઘરમાં નથી અને મને તેનું કાગળ મળ્યું નથી. જ્યારે હું જરા વધારે સારી રીતે પેહેરી ઓઢી નીકળીશ. અને કોઇ સારી જગામાં જઇ રહીશ ત્યારે તેની મોલાકાત લેવા માટે તેને કેહવડાવીશ. તેટલાં હાલ તો એ પરોપકારી બુઢેમીયાંને કહીએ કે સલામ આલેકુમ."

હજી તો હું આ પ્રમાણે બોલું છું તેટલાં મારી બતી ખોદા જાણે શા સબબથી બુજાઇ ગઇ. મેં બે પાંચ ચોપરી કાઢી, પહેલાં તો મારી સનો બાકસ શોધવાની તજવીજ કીધી; જે નહીં મળવાથી મારો સાદ્યો અને દુપેટો શોધવા મંડયો. તે હજી તો હાથ આવે તેટલાં નીચે રસ્તા ઉપર ધમ ધમ કરતી કોઇ ગાડી આવીને મારા ઘરનાં બારણાં આગળજ આવી થોભી. મારી બુઢ્ઢા ઘરવાળીનો નીચેથી કાંઇ અવાજ આવ્યો અને પછી કોઇ સ્થીર, સાબુત કદમે ઉપર ચઢી મારા ઓરડા આગળ આવતું લાગ્યું.

"સેહતાનને યાદ કરો અને તેજ તમારી સામે આવી ઉભો રહે છે." હું બરબડયો. "જે ધણીથી હું આજે દુર નાહસવા માંગતો હતો તેજ અહીં આવે છે!"

---

## પ્રકરણ બીજું.

મારૂં બારણું તુરત ઉઘડયું–અને અંધારાંમાં ઉપર ઉપર એક ઉંચા કદાવર સખસને મેં ઉભેલો જોયો. આ એકાએક મારી સામે આવી ઉભેલા સખસના કદાવર આકારે મારી ઉપર એવી તો અસર કીધી કે હું કાંઈ બોલી કે હીલી ચાલી શકયો નહીં. બળકે મારી ઘરવાળીએ મને હાંક મારી કહ્યું કે "કોઇ મીયાં સાહેબ મળવા આવ્યા છે." અને પછી બતી બુજાઇ ગયલી જોઇ "મુવા સેહતાન" ઉપર લ્યાનત નાંખી તે પણ મને સાંભળવાની કાંમ રહી નહીં.

"હું ધારૂં છું કે અલી સાહેબ ઘરમાં નથી. માટે જો તમો મેહરબાન જરાવાર બેસો તો હું બતી સળગાવી લઇ આવું." તે બુઢ્ઢયાએ અંધારામાં મને જોયો નહીં તેથી હું બહાર ગયો હોઇશ, એવું ધારી પેલા આવનારને કહયું. અને તેનો જવાબ સાંભળવા ખોટી થયા વગર તુરતજ નીચે બતી લાવવા ગઇ આ અરસામાં પેલો આકાર બે ડગલાં વધારે ચાલી ઓરડામાં દાખલ થયો અને મધુર, મીઠા, પણ મરદાંનગી ભરેલા સાથ જરા ટકોરબાજ અવાજથી મારૂં નામ દઇ મને બોલાવ્યો–

"અલી બીન અબદુલા હમીર, તમો છો કે?"

પણ હું તેના એ સવાલનો જવાબ દઇ શકયો નહીં. મારી જબાંનજ મારાં ટાલવાને ચોંટી ગઇ હતી. અને તેનું કારણ? હું તે કારણ દરશાવી શકતો નથી. પેલો આકાર પાછો બે ચાર કદમ વધુ આગળ વધ્યો અને જાણે પોતાના કદાવર બાંધા હેઠલ મને તો ઢાંકી નાખ્યો હોય તેમ ઉભો રહી બાગે બુલંદ અવાજે પાછો પુછવા લાગગો.

"અલી બીન અબદુલા હમીર, તમો છો કે?"

હવે તો મને મુંગું રેહતાંબી શરમ લાગી અને મારાં જીગર સાથ જોર કરી મારી બંધ પડેલી જબાનને આખરે તેની સાંકલની જેલમાંથી છોડવી મારા મેહમાન નજદીક આવી હું બોલ્યો :-

"હા, હું છું, અને અહીં હોવાથીજ તમને આવો આવકાર દેવા માટે શરમાઉં છું. આપ સાહેબ નવાબ શીદા ગુણ રેહમન બક્ષ છો. મેં તમારૂં કાગળ હમણાજ વાચ્યું પણ હું આશા રાખતો હતો કે મારી ઘરવાળી મારા ઓરડામાં અંધારૂં જોઇ તમને પાછી બહાર લઇ જશે. જે ખરી બીના છે તે હું આપને સત જણાવી દઉં છું."

"ખરી વાત છે." પેલા અંજાણ્યાએ હજી પોતાનુ બુલંદ પણ મીઠાસદાર ટકોરની ભેલ સાથ બોલવાનું જારી રાખ્યું. "તમે એટલું સત્ય બોલો છો કે તમારા બોલવાનો ભેદ હું બરાબર સમજી શકું છું. ખરી રીતે, અને કાંઇબી ઓશકાયા વગર ત્યારે તમારી મરજી એવી કે આપણે આજે મળતે નહીં અને હું આવતે નહીં તો બેહતર!"

મારા મનના તુરંગોની આ ખુલી સાહદતથી મને એટલી તો ખેજાલત લાગી કે હું તુરતજ તેનો ખુલાસો આપવા પહયો.

"મેહરબાની કરી મને એટલો બધો ગેરઇનસાફ ના કરો. ખરી વાત એ છે કે મને તમારૂં કાગળ હમણાજ મળ્યું. અને તમને મુબારક આવકાર આપવાને હું કાંઇબી તૈયારી કરૂં તે અગાઉ તો મારી બતી બુજાઇ ગઇ અને અંધારૂં એવું કરી નાખ્યું કે હું તમારા આવતા વાર તમારા હાથને ચુંબન પણ કરી શકતો નથી?"

"એમાં શું મોહટી વાત છે" પેલાએ મીઠાસ અને નરમાસથી કહયું. "મારો હાથ લેવો—જો તમારા મનમાં મારે માટે કાંઇબી ખતરો નહી હશે તો—આપણા બેઉના હાથ ખુદરતી રીતે અંધારાંમાંબી મળશે."

મે તુરતજ મારો હાથ લાંબો કીધો અને તેણે પોતાના ગરમ હાથમાં ફતેહમંદીથી દાબયો. આ પળે મારી ઘરવાળી પોતાનો દીવો લઇ ઓરડામાં દાખલ થઇ અને તે મારી મેજ ઉપર મેલ્યો. તેણી મને જોતાંજ ચોંકી અને મારી હાજરી માટે કાંઇ ખરબડી. પણ તેની ઉપર મેં કાંઇ લક્ષ આપ્યું નહીં. હું તો મારી સાંમે ઉભેલા સખસ તરફજ નીહાલીને જોતો હતો; તેનાં ઉંચા કદાવર આંગથી અને તેની અદબ અદાથી હું તાજુબીથી માહત થઇ મુંગો મુંગો ઉભો રહયો. જોકે હું કાંઇ કદમાં તદન નાહનો નથી; એમ છતાં તે પણ તે મારાં કરતાંબી વધારે ઉંચો, કદાવર, દેખાવે ખુબસુરત, અને કાબેલ ભેજાનો દીસતો હતો. તેના સીધાં દોલદાર કપાળ ઉપર સતાધારી જ્ઞાનનો છાપ પ્રગટ દીસતો હતો તેની છાતીનો ઘેરાવો અને કમરનો બાંધો ગમે એવા મજબુત ખેલાડીને અદેખાઇમાં નાખે એવાં મજબુત દીસતાં હતાં. તેનો મુખરો સીધો પણ ફીકો હતો અને આ ફીકાસમાં તેની તેજદાર ચળકતી કાલી ચશમો પોતાના વીજલીરૂપી મોહબાન ફેંકી વધુ ઉમેરો કરતી હતી. કે જે ચશમોમાં રમુજ સાથ બેચેનીનો પ્રવાહ વારે ઘડીએ ચમક ચમક થતો હતો. તેનો ચેહરે જોકે સાધારણ રીતે સોહામણો ને ખુબસુરત હતો પણ તે છતાં તે ઉપર કડવાસ, ધીક્કાર કે કૃરતાનો વતીક છાપ પ્રગટ દીસતો હતો. વલી જ્યારે તે હસતો ત્યારે આ સઘળાંમાં એક એવી આકરણ શકતીનો ભેગ આમેજ થતો કે જે વરણવું મુશકિલ છે. આ સઘળું મે એક લેહજામાં જોઇ લીધુ અને જ્યારે તેના હાથમાંથી મેં મારો હાથ છુટો કીધો ત્યારે મને લાગું કે જાણે આ સખસને મેં મારા જનમથીજ જોયો હતો. પણ છુટાં પડતાંજ મને મારી ગરીબ હાલત અને તેની પૈસાદારીનો તુરત ખ્યાલ આવ્યો. મારા લેબાસ અને તેના પોશાક વચેનો તફાવત તુરત મારા ખ્યાલપર આવ્યો. અને તેથી હું લજવાવા લાગયો.

"હું જાણું છું કે હું ઘણા કઢંગા વખતે આવી પુગો છું" તેણે કહયું. "એ મારી હમેશની ખોડ છે. ઉંચ વરણનાં લોકો એવી તકસીર કદી કરતાં નથી, અને એ મારી તકસીર મારે સુધારવી જોઇએ. જો બને તો મને માફ કરો અને તમો મારી ભલામણની ચીઠી વાંચો તેટલાં મને બેસવાની રજા આપો."

એમ કહી તેણે મારા હાથમાં સાલેમહમદનું પોતે લાવેલું કાગળ મુકયું અને એક ખુરસી લઇ બેઠો.

"ભલામણુ પત્રની કાંઇબી જરૂર નથી" મેં હવે ખરા આવભાવથી .ખુશાલી દેખાડી કહયું. "સાલે મહમદ તરફથી મને એક કાગળ આવ્યું છે તેમાં તે તમારે માટે બહુજ સરસ તારીફ કરી ખરાં જીગરથી પોતાના આભારના ઊભરા બહાર પાડે છે. પણુ ખરી વાત તો એ છે કે–નવાબ સાહેબ–મારી બેઅદબી માફ કરજો પણુ–પણુ–હું ખરેખર અજાયબી અને ગુંચવાડામાં ડુબી ગયો છું–કારણુકે મેં તો કોઇ તદન જુદાજ ગ્રહસથને જોવાની આશારાખી હતી."

હું અહીં અચંબુચ મુંગો રહી ગયો કારણુ તેજ તેજ ચશમો મારી ચશમો સાથ એક થઇ મને કાંઇ જાદુઇ જોરથી જોતી હતી એમ મને લાગ્યું.

"આજના જમાનામાં બુઢું તો કોઇ કહેવાયજ નહીં." તે બોલ્યો. "મમાઇ મમાવા કે બપાઇ બપાવા થયલાંઓબી આજે તો પચાસ વરસની ભરતીમાં જુવાનો કરતાં વધારે સરસ જુવાની બતાવે છે. આજના સુધરેલા જમાનામાં ઉંમરની ખરી વાતજ કોઇ કરતું નથી. કડવી વાતો કોણુને ગમે? અને જ્યાં ઉંમરની વાતો આવી કે તે કડવીજ થઇ. તમે એક ઘરડા ગ્રહસથને જોવાની આશા રાખી હતી? અને તેમાં તમે કાંઇ ઠગાયા નથી–હું ખરેજ ઘરડો છું. હું કેટલો ઘરડો છું તેનો તમને ખ્યાલબી નહીં આવશે."

આ તેનાં ઢંગમાં બોલવાથી મને હસવું આવ્યું.

"તમે તો મારાં કરતાંબી જુવાન છો." મેં કહ્યું. "જુવાન હોવો નહીં તો તમારો દેખાવ તો બહુજ જુવાન લાગે છે."

"દેખાવ ઉપર ભુલવું નહીં." તેણે હસીને જવાબ દીધો. "દેખાવ હમેશાં ખોટો નીવડે છે. આજના જમાનાની એક બદી મારામાંબી આમેજ થયલી છે અને તે એ કે હું દેખાઉં છેઉં તે કરતાં વધુ ઘરડો છું. પણુ વેકો મેલું કાગળ તો વાંચો."

મેં તુરતજ સાલે મહમદનું કાગળ ઉખેડી વાંચવા માંડયું.

"પ્યારા અલી,

આ કાગળ લાવનાર નવાબ શીહાગુણુ રહેમનશાહ એક ખરા કાબેલ સદગ્રહસ્થ છે. અને એક બહુજ પુરાણી ઓલાદથી ઉતરેલા નવાબ છે. વીધાઅભયાસના તારા શોખને લીધે તું જાણીને ખુશી થશે કે એવણુ તૈમુરલેંગ અને ત્યાર પછીના પાદશાહોના વંશથી બલકે તેથી જુના જમાનાથી ઉતરી આવેલા ખાનદાનના છે. અને પોતાની ઓલાદના પોતે હવે છેલાજ વારેસ રહેલા છે એમ એવણુ જણાવે છે. એવણુ મારા મહેરબાન મીત્ર છે તેથી હું તુંને એવણુની ભલામણ કરૂં છું. ચોકસ સંજોગો કે વમાસનના વંટોળ્યાઓને લીધે એવણને પોતાની જનમ ભુમી તજવી પડી છે. અને તેથી એવણુ એક રખડતી, કહો કે દુન્યાની સપાટી ઉપર ભમતી જીંદગી ગુજારે છે. એવણુ બહુ ફરેલ, હરેલ અને કહરેલ છે. અને ઘણીક બાબદોમાં સારૂં ડહાપણુ ધરાવે છે. એવણુનું ડહાપણુ તુંને ઘણું કરીને તારી મુસીબતમાં મદદ આવે એવું ઇચ્છી.

હું છું તારો, સાલે મહમદ.

સાદા "સાલે"ની અહીં સહી કરવામાં આવી ન હતી. મને લાગું કે "સાલે"એ આ એક કાગળ કાંઇક અલંકારીક ઢપે લખ્યું હતું. અને તે તેની પોતાની ખુશીનું લખેલું નહીં પણુ કોઇએ લખાવેલું હોય એમ લાગ્યું. આ વીચાર મને કેમ સુજ્યો તે હું સમજતો નથી. મેં તુરતજ મારા પરોણા તરફ જોયું અને તેની આંખો મારી સાંમે ગંભીરાઇથી ટીકાયલી જોઇ હું મનમાં લજવાયો કે રખે તેણે મારા વીચારો જાણી લીધા હોય તેથી હું તુરત બોલી ઉઠયો.

"નવાબ સાહેબ, આ કાગળ વાંચીને હું ઓરબી વધુ શરમીંદો થાઉં છું કે આજ રોજે મેં તમને આવો ઠંડો આવકાર આપ્યો. આવાં કંગાળ અને ગરીબ મથકમાં તમને આવકાર આપતાં મને એટલું તો દુઃખ ઉપજે છે કે હું

કાંઇ કરી શકતો નથી." અને હું હવે તવંગર થયલો હોવા છતાં મારી મુફલેસી આ મારા નવા મીત્રએ જોઇ તેના ખ્યાલથી હું ખચીતજ દુઃખી થવા લાગ્યો.

"એમાં દુઃખી થવા જેવું શું છે?" તેણે પુછ્યું. "ઉલટું તમોએ તો મગરૂર થવું જોઇએ કે પૈસાની સઘળી બીન જરૂરયાત તાજી-મતવાળોનો તમો ત્યાગ કરવાને શકતીવાન છો. ખરી મોહટાઇ બુધીમાન ગરીબાઇની તવંગ-રીમાં છે અને ખરી ગરીબાઇ બીનબુધીના પૈસાની લેહજત છે. શું એ દુન્યાઇ રીતી કે કહેવત ખરી નથી?"

"હું ધારૂં છું કે એ જુની અને ખોટી રીતી છે" મેં જવાબ આપ્યો. "બુધીમાન ગરીબાઇ કોઇ વખત પૈસાની જાહોજલાલીની તલબ કરેછે. કારણ પૈસા વગર તે એકુ ખુણામાં સબડી રવડી ભુખે મરે છે."

"ખરૂં છે!—પણ તેમાંબી ખુદરતનો એક અનીયમીત નીયમ છે. જેવો કે એવી ગરી-બાઇ મરવાથી કેટલી મુરખાઇઓનું પાલણ થાય છે. ફીરદોશીનોજ દાખલો લેવો કે તેણે શાહનામું લખવામાં પોતાની જીંદગીનો કંગાળ-યતમાં ભોગ આપ્યો તો આજે તેનાં લખાણો અને વાંચણો ઉપર કેટલા બધા મુરખાઓ મરી પીટી પોતાનાં દોજખી પેટનો ખાડો પુરે છે. ખુદરતજ એ સઘળું બજાવે છે. કારણ તેનો કાનુનજ છે કે એક શયાના સારા માણસનાં અકાળ મરણથી બીજા હજારો ગરીબ બેવકુ-ફોનું ભરણપોશણ થાય છે."

આટલું બોલી તે હસી પડયો અને મેં અ-જાયબીથી તેની તરફ જોયું. તેનાં બોલેલા બોલો એટલા તો મારા વીચારને એક મળતા હતા કે તે મારી મશકેરી કરતો હતો કે ખરૂં કહેતો હતો તે જાણવામાં હું ગુચવાડામાં પડયો.

"તમે ફકત અણુકા કરોછો." મેં પુછ્યું "તમે જે બોલોછો તે માનતા નથી એમ હું ધારૂં છું."

"હું નથી માનતો!" તેણે પોતાની તેજ ચશમોમાંથી કાંઇ અજબ વીજળીક પ્રવાહ મારી ઉપર ફેંકી કહયું. "અનુભવથી હું જે જાણું તેજ જો હું નહીં માનું તો પછી રહયું શું? "બનનારી ચીજો બનવીજ જોઇએ" એ ખુદરતના નીયમને હું સારી પેઠે માણનારો છું. સેહતાન આગળ ચારો શું—એ અસલ કહેવ-તમાં આજે કેટલું વજુદ છે. કોઇ એનો જવાબ આપી શકતું નથી. લોકો મોંઢેથી ગમે એમ 'રામ રામ' પુકારે પણ આજે ચલણ તો સેહ-તાનનુંજ છે. તે દુન્યાને એક લાકડીથી હાંકેછે અને રામનામ પુકારનારાઓના ગમે એવાં ફાંફાં છતાં આજે તેજ પોતાના ફરતુકોમાં ફાવે છે." આ બોલતાં તેનાં કપાળપર કરચલી ફરી વલી; તેના સોહામણા ચેહરા ઉપર કડવાસનો છાપ વધારે ખુલો પ્રગટી નીકલ્યો. પણ તુરત તે ધીરો પડી જઇ હસીને બોલ્યો. "એ બધી ફીલસુફી પડતી નાખો. ફીલસુફી એક કડવી દવા છે જે સર્વને ગળે ઉતરવી મુશકેલ પડેછે. માટે ચાલો, મારી સાથે મારાં હોટેલમાં આવો, ત્યાં મેં વરદી આપેલી ન્યામતો આપણે ખાઇએ. અને જો તમો રાજી હો તો આપણી મીત્રાચારી વધારીએ."

"ખુશી સાથે!" આ વખતે હું હવે તેના આચાર વીચારોને એક મળતો થઇ બોલી ઉઠયો. "પણ પહેલાં મને કહેવા દેવો કે સાલે મહમદે તમને મારી જે હાલત કહી હતી તેથી જુદીજ હાલતમાં હું હાલ બે કલાક થયા આવવા પામ્યો છું. બે કલાકની વાત પર મને એક કાગળ મળ્યું જેણે મને અચંબા અને ખુશા-લીમાં દીવાનો જેવો બનાવી મુકયો છે. તમેજ તે વાંચીને ખાતરી કરો. કારણ એથી મારી હાલત ફેરવાઇ ગઇ છે."

એટલું બોલી મેં પેલું વકીલો તરફનું કાગળ તેના હાથમાં મુકયું, જે તેણે વાંચી પાછું બંધ કરી મને હવાલે કીધું.

"હું ધારૂં છું કે મારે તમને મુબારકબાદી આપવી જોઇએ, અને હું તે તમને આપું છું,

તો જોકે એ દોલત મારે મનસે તો એક ચમટી જેટલી છે. એટલી રકમ તો સહેજ પણ અડચણ વગર આસરે આઠ વરસમાં ખાઇ જઇ શકાય છે. અને તેથી કરીને કાંઇ તમે હમેશના તવંગર બન્યા છો એમ ખાતરીથી કહેવાય નહીં. ખરી દોલત ક્યારે કહેવાય કે જ્યારે તેની આવક દર વરસે ઓછામાં ઓછી દસ લાખની હોય ત્યારે! બાકી આએતો ફક્ત એક તપકીરની ચમટી છે."

તેનું આ બોલવું સાંભળી હું હસી પડયો. પણ તેમ હસતાં વળી હું તેની તરફ એધ્યાન જોવા મંડયો. એ શું બકતો હતો? શું તે મશકરી કરતો હતો અને ફક્ત ખોટી તકોબરી કરતો હતો કે ખરૂં કહેતો હતો. પચાસ લાખની દોલત તે એક તપકીરની ચમટી? મારા આ ગભરાતપર કાંઇબી ધ્યાન આપ્યા વગર તેણે બોલવુ ચાલુ રાખ્યું:—

"આદમ જાતના લોભને થોભ નથી. એક ચીજથી તે તૃપત થતો નથી તેટલાં તેને બીજીનો શોખ થઇ આવે છે. અને એ રીતે તેના શોખ જેમ અંત વગરના તેમ મુળવગરના થઇ પડેછે. દાખલા તરીકે થોડીક છકેળ ઓરતોજ તમારા પચાસ લાખનો એક તડાકામાં પોતાનાં ઘરેણાં ગાંઠાંમાં ખુરદો કરી નાખે. બીજો દાખલો ઘોડ દોડની શરત કે શેર સટાની બાજીનો છે. પચાસ લાખની દોલત પચાસ વખત તમારી પાસ હોય તોબી તમો તે એક ટુંક મુદતમાં ગુમાવી બેસો. નહીં, નહીં, મારા મીત્ર, એમતો ખાતરીથી કહેતાજ ના કે તમે હવે પૈસાવાળા થયા છો તમે હજી ગરીબ છો. એટલુંજ કે તમારી હાલની ગરજાઉ હાલતનો થોડાક વખત અંત આવ્યો છે. અને તેથી હું ખચીતજ દલગીર છું કારણકે હું તો એમજ ધારીને આવ્યો હતો કે મારી શક્તી મુજબ હું તમને કાંઇ કામનો થઇ પડી તમને મદદ કરીશ. પણ હું જ્યાંબી એવું કાંઇ ધારીને જાઉં છું ત્યાં એમજ મને નાસીપાસ થવું પડેછે એ મારી હંમેશની ફરીયાદ છે. તમે જાણીને અજબ થશો કે હંમેશ મારાં એવાં ધારેલાં કામો કરવા હું જાઉંછું કે જોઉંછું કે તે તુરત ઉલટાઇ જાય છે અને હું હમેશ પાછળ પડી કોઇ આગળ પડે છે. એ મારી ઉપર ખરેખરો જુલમાત છે."

તે તુરત મુંગો રહી ગયો અને કાંઇ સાંભળવા માટે પોતાના કાન ધરયા.

"એ શું?" તેણે પુછ્યું.

પાસેનો પેલો મારો પડોસી હવે બાગે બુલંદ અવાજે પોતાની નેમાજ પઢતો હતો તે મેં તેને કહ્યું.

"ઢોંગ, દલગીરાઇ ભરેલા સર્વ ખોટા ઢોંગ, અને એવા ઢોંગોને હું ખરા જીગરથી ધીકારૂં છું." તેણે પોતાનો ધીકાર પોતાની ચસમોમાં બતાવીને કહયું. "પણ હવે ચાલો, તમો હવે લક્ષાપતી થયા છો, તેથી મંડળીના હવે માણીતા અને જાણીતા પરોણા થશો તેટલાં આજની રાત મારા પરોણા તરીકે મારાં હોટલમા ખાવા આવવાને તમને કાંઇ અડચણ છે? પછી તમે કહશો તો આપણે કોઇ મુજરામાં ગાણું સાંભળવા જઇશું."

તેણે હવે ઉઠીને મારા ખભાં ઉપર હાથ મુક્યા અને મને પોતાની તેજ ચશમે ટીકી ટીકીને જોવા લાગયો. તેની એ તેજદાર ચસમો એ જેમ નાગણ પોતાના શીકારને પોતાની ચસમોથી જેર કરે છે તેમ મને કીધો. અને જો કે હું ફક્ત તેને બે કલાકથીજ ઓળખતો તે છતાં તેણે મારૂં દીલ એવી તો રીતે જીતી લીધું કે હું તેને એકદમ ના પાડી શક્યો નહીં. પણ આ વખતે મને મારાં હાલહવાલ કપડાંનો ખ્યાલ આવ્યો અને તેથી હું શરમાંતાં શરમાંતાં બોલ્યો.

"નવાબ, હું આપની સાથે બહાર આવવા માટે આજ રોજે બીલકુલ નાલાયક છું મારાં કપડાં એક લખોપતીને છાંજતાં નહીં પણ એક ભુખે મરતા ભીખારીને વધુ છાંજતાં છે."

"અને તેમાં શક઼બી નથી." તેણે મારી તરફ જોઇને કહયું. "પણ તેનો શું મુજાકો છે. એ બાબદમાંથી તમે કાહરનને મલતા આવો છો. ફકત ભુખે મરતા પણ મગરૂબ ગરીબો અને આજ કાલની વહાલી "લાડકી લાડલીઓજ" સારો પોશાક પેહરી સંગાર સજવાની વેતરણ કરે છે. કોઇ વખત તમે જોશો કે એક સરસમાં સરસ અમીર કે વજીર તદન સાદા અને ખોડ ખાપણવાળા દગલામાંજ સજ થયલો હોય છે. રસતા ઉપરથી ચાલી જતી એક સાદા પેરવાસની અને સંગાર વગરની ઓરતને જોઇ તમારે તુરતજે માણવું કે તેણી સાદાઇમાં પવીત્રાઇ અને સફાઇમાં ખુદાઇ માણનારી છે. અને તે ઓરતની ખબર કાઢશો તો જણાશે કે તેણી કોઇ ઉમરાજાદી કે શાહજાદીજ છે." તેણે આમ બોલતાં બોલતાં પોતાનો ગરમ મખમલી સાહયો પેહરવા માંડયો.

"ગજવું તર હોય તો ડગલામાં શું બીસાદ છે." તેણે આગળ ચલાવ્યું. "એક વખત જાહેર છાપા મારફત ખબર પડવા દેવો કે તમે લખેપતી થયા છો અને પછી જોજો કે કોઇ "મેહુતા બ્રધર્સ" કે કોઇ બડહામ પાઇલ "અલી પેટર્ન"ના દગલા પાટલુન માટે તુરતજ નવી શોધ કાઢી એકુ પેટંટ મેળવવાનાં ફાંફાં મારશે. પણ હવે તો ચાલો, હું ખુદ મારો બબરચી સાથે લઇનેજ મુસાફરી કરૂં છું. અને તેની દેખરેખ હેઠળ રંધાયલી વાણીઓને તમો જરૂર પુરતો ઇનસાફ આપશો એમ હું ખાતરીથી માણું છું, બીજું જ્યાંવેર તમારી દોલત સરકાર દરબારના કાયદા પ્રમાણે તમારા હાથમાં આવે ત્યાં સુધી મને તમારો સાહુકાર થવાની રજા આપો."

આ પરવાનગી, આ મહેરબાની તેણે એટલી તો સફાઇદાર સભયતાથી બતાવી કે હું તે કરવાને ના પાડી શકયો નહીં. વળી તેથી મને હાલ તુરત સઘળી અગવડમાંથી મોકળાસ મળી. મેં તુરતજ મારી ઘરવાળી ઉપર એક ચીઠી લખી તેણીને જણાવ્યું કે તેણીનું ચઢેલું ભાડું તેણીને વળતે દીવસે પોસ્ટની મારફતે મળશે. તે ચીઠી ટેબલ ઉપરજ મુકી, મારી તે વખતની દોલત દુન્યાં—પેલો રેસાલો લખેલાં કાગળ્યાં-મારાં ગજવામાં સેરવી દઇ હું આ મારા નવા મળેલા મીત્ર સાથ મારાં આ કંગાળ મકાનને, તેની સર્વે જુની ઓળખપીછાંનને છેલી સલામ કરી બહાર પડયો.

આ વખતે મને થોડીજ ખબર હતી, મને થોડોજ ખ્યાલ હતો કે વખત પાછો એવોબી આવશે કે જ્યારે હું મારી એ આગલીજ ગરીબ ઓરડીને, તેમાં ગુજરેલી મારી કંગાળ જીંદગીને એક ખરા આશીરવાદ સમાન લેખીશ— ત્યારેજ હું જાણીશ કે ગરીબાઇનાં સંકટોથીજ આદમ પોતાની ખરી પરીક્ષા આપી તેમાંથી ફતેહમંદી સાથ પસાર થઇ ખુદરતના સાચા પણ કરડા પરીક્ષક ફરેસતાની બાંહે ધરી હેઠળ હમેશની મોતેબરી અને માન મરતબો ભોગવી શકે છે–ત્યારેજ હું લોહીનાં જળતાં આંસુંઓ ભરી આંખે મારી એ આગલી કંગાળ હાલતને પાછું ઇજન કરી તેવોજ બનવા–બનાવા–અને હાલ છું તેવો નહીં રહેવા મીનત ગુજારી ભરી આજીજી કરીશ! આદમ જાતને ભવીષ્ય વાણીથી અંજાણ રાખવાનો ખુદરતનો કાયદો સારો છે કે માઠો? ખરાબીના ખરાબા સાથ આપણી જીંદગીની કીસતી અથડાવી આપણે તેને તારાજ કરીશું એવું જો આપણે જાણુતા હોત તો શું આપણે તે ખરાબાનો માર્ગ ત્યાગ કરી સારા અને સાચા માર્ગ ઉપર જવાની પેરવી નહીં કરતે? આ સવાલો હમેશના જવાબ વગર રેહેલા છે. એના જવાબજ નથી. અને મારા બાબમાં તો જવાબોની એ ગેરહાજરી મને એક આશીરવાદ સમાન થઇ પડી. જે ઘરમાં મેં લાંબો વખત ભુખમરામાં, હાંદેસાઓમાં, ગરીબાઇની કંગાળયતમાં ગુજારેલો તે ઘર તરફ મેં છુટકારાની એક ખુશાલી ભરેલી હાય ખેંચાં

મારી પીઠ ફેરવી. અને તેને-કદાચને મારાં હમેશગીના સુખને-છેલી સલામ કીધી.

---

### પ્રકરણ ચોથું.

ઘરના દરવાજા આગળજ નવાબની ગાડી ઉભી હતી. તેને અસવાર જેવા બે ઉંચા કદાવર અને કાલા ભમર જેવા ઘોડા રૂપેરી સાજમાં સજાયલા જોડેલા હતા. પોતાના ધણીને જોતાંજ આ ઘોડાઓ ખંખારવા પડયા અને ગાડી પછવાડે ઉભેલો ઘોડાવાલો તુરતજ નજદીક દોડી આવી કુરનેસ બજાવી દરવાજો ખોલી હાથમાં પકડી ઉભો. નવાબની અરજ ઉપરથી હું પેહલો ગાડીમાં બેઠો અને તેની નરમ ગાડીમાં બેસી જતાં મને લાગું કે મેં હવે મારી કંગાલ્યતને છેલી સલામ વધુ વખત થયો કરી હતી. નવાબના બેસવા પછી ગાડી તુરતજ ચાલવા લાગી અને તેનાં રબરનાં ચાક, અને નરમ તેજદાર તીખાંની કમાનોથી મને ગાડીનો બીલકુલ આંચકો વાગ્યો નહી;

હું આ સઘળાંનો અને મારી ફેરવાયલી તવંગર હાલતનો ખ્યાલ કરતો બેઠો હતો તેટલાં મને લાગ્યું કે મારો મીત્ર મારી તરફ પોતાની તેજ ચશમોથી નીહાલી મને રમુજથી જોતો હતો.

"દુન્યા હવે તમારા પગની ખાખ થઇછે એમ તમને નથી લાગતું?" તેણે હસતાં રમુજ કરી મશકેરીની ઢપે પુછયું. "એક દડાની માફક હવે તમે તેને ફકત તમારા પગની ઠોકરથી ગમે તેમ ઉડારી શકશો! અને દુન્યા એવીજ છે. એની એ હાલતને એ પુરેપુરી સજાવાર છે. અસલ જમાનામાં લોકોએ તેની એ હાલતમાંથી તેને છોડવવાની, તેની એ હસીમાંથી તેનો છુટકારો કરવાની, સોદાવાટરની બાટલી પેરે તેને એક ગમથી બીજી ગમે ઢળતાં અટકાવવાની ઘણીબી પેરવીઓ કીધી હતી પણ તે સર્વ ફોકટ. એ ઢંગ ધડા વગરની આલમ હમેશાં એમજ ચાલીછે અને હમેશ એમજ ચાલશે. અને એ તેના બેવક્રા દાવમાં ફકત જે ધણી પોતાની અકલ હુંશયારી ઠેકાણે રાખી પોતાની સોનેરી લાકડીનો મજબુત ફટકો મારશે તેજ ફાવશે."

તમે કાંઇક કડવાસથી બોલોછો, નવાબ." મેં કહયું. "તમને આદમ જાતનો ઘણો કડવો અનુભવ મળેલો લાગે છે."

"હા, ખરી વાત છે" તેણે ભાર મેલી ખાતરી આપી. "કારણકે મારી હકુમત ઘણી બીશયાર છે,"

"ત્યારે તો તમો એક રાજ કરતા છો?" મેં અચરતીથી ફાટફાટ થતી છાતીએ વલી આ નવી વાતની પુછ પરછ કીધી." તમારો નવાબ અને શાહનો બેતાબ ત્યારે કાંઇ ફકત નામનોજ નથી"

"આજના જમાનાના તમારા કાયદાઓની બારીકીથી તપાસો તો મારા બેતાબો ફકત નામનાજ છે." તેણે કહયું. "મારી કેહવાની મતલબ એ હતી કે જયાં જયાં માણસજાત "પૈસા" ને પોતાનો કાયદો ધારી તેની તાબેદારી કરે છે ત્યાં ત્યાં મારી હકુમત પુરેપુરી ચાલે છે. અને એવી હકુમત મારી બીશયાર છે. એમ જો હું કહું તો તેમાં ખોટું શું છે? પૈસાના પુંજારીઓ મારી પુંજા એક હાકેમ સમાન નહી પણ એક દેવતા સમાન કરેછે, ત્યારે બોલો શું મારી હકુમત કાંઇ ઓછી છે?"

"મને લાગેછે કે તમે આખી દુન્યાને ધીકારો છો આખી દુન્યાના તમે જગવેરી છો." મેં કહયું. "પણ તોબી એટલું તો કબુલ કરયા વગર તમને ચાલશે નહીં કે દુન્યામાં એવી હજી બીજી કેટલીક ચીજો હસતી ભોગવે છે કે જે પૈસાથી ખરીદાઇ શકાતી નથી. દાખલા તરીકે આબરૂ ઇજત અને નીતી નેકી."

"હું ધારૂં છું કે આબરૂ ઇજત અને નીતી નેકી જેવી કાંઇ ચીજો આ દુન્યામાં હસતી ભોગવે છે." તેણે જવાબ દીધો. "અને તેઓની હસતી હશે તો અલબત

તેઓની કીંમત અંકાઇ શકાય નહીં. તેઓ ખરીદી શકાય નહીં. પણ મારો અનુભવ તો એવો છે કે હું તો જે ગમે તે ખરીદી શકું. આદમ જાત જેને આબરૂ અને નેકીનો એલકાબ આપે છે તે બહુજ અસ્થીર ચીજો છે–તેની પુરતી કીંમત આપો અને તેજ આબરૂ અને નેકી લાંચ અને અપરાધના આકારો સંપાદન કરે છે. તમે એ સાંભળી અચરત થાવો છો અને તે બરાબર છે. મેં એક વખત એકજ એવો દાખલો જોયો હતો કે જેમાં નેકીની કીંમતજ ન હતી. જે નેકી ખરીદાઇ શકીજ નહીં. તે ફક્ત એકજ દાખલો હતો. એવો એકુ બીજો દાખલો કદાચને મને મલે પણ મને તેનો શક છે. હવે મારી પોતાની વાત ઉપર પાછા આવતાં એમ તો તમે ધારતાજ ના કે હું કાંઇ આ એલકાબો ખોટા ધારણ કરી નીકળ્યો છું. હું ખરોજ નવાબ–કહો કે એક હકુમત ચલાવનાર શાહ છું. અને મારી વંસાવળી એટલી તો જુની છે કે તમારા આજકાલના નવાબ કે હાકમોબી તેવી જુની વંસાવળી રજુ કરી શકે નહીં. પણ મારૂં રાજ બહુ લાંબા વખતનું પડી ભાગું છે. મારી રૈયત દુન્યાના જુદા જુદા ભાગો ઉપર જુદી જુદી રૈયતોમાં આમેજ થઇ જઇ વસે છે. અંધેર રાજકારોબાર, રૈયતની રાજદ્રોહી રીતીઓ, આપસ આપસના ફેસાદો કે રાજકીય ધંધાઓને લીધે હું મારાં રાજથી જુદો પડયો છું. અને તેથીજ હું મારાં કામકાજો લોકોથી અંજાણ રાખું છું. દૈવયોગે પૈસો મારી પાસ બીસમાર છે અને તેથી હું ચાહે તે કરી શકું છું. જ્યારે આપણે વધુ એખલાસમાં આવીશું ત્યારે કોઇ દીવસ તમો મારી તવારીખથી વધુ સારી રવેસે માહીતગાર થશો. મારા કાર્ડ ઉપર લખેલાં નામ છતાં મારાં બીજાંબી વધુ નામો અને ખેતાબો છે. પણ હું તે માંહેલું તદન સાદું નામ છે તેજ વાપરૂં છું. મારા અંગી મિત્રો ફક્ત મને કોઇવાર “સીહાગુણ” કે કોઇવાર “રેહમન”નાં લાડકાં નામથીજ બોલાવે છે.”

“પણ ત્યારે શું તમારૂં ‘અસલ મહમદીયાન–મહજબી–નામ “સીહાગુણ”જ છે? એ નામ કાંઇ અજબ છે!”

“બીલકુલ નહી” તેણે તુંડાઇથી–મીજાજ ખોહી દઇને કહયું “મહમદી મહજબી નામ કે કામ જેવું મારામાં કશું છેજ નહીં.”

તે એવા તો તોરથી–મીજાજથી ખીજવાઇને બોલ્યો હતો કે તેને શું જવાબ દેવો તેનાં હું ગુંચવાડામાં પડયો. આખરે કાંઇક શાંતીથી હું એટલુંજ બોલી શકયો કે:—

“ખચીત.”

“ખચીત! ખચીત સીવાય બીજું કાંઇ બોલવાતું જડયું નહીં! હા, ખચીત, ખચીત, માહમદી, મહજબી આ બોલોજ મારૂં માથું ફેરવી નાખે છે. ખરા માહમદી કે ખરા મહજબી જેવા કોઇ સખસો આ દુન્યામાં વસતાજ નથી. શું ઇસા, શું મુસા, કે હજરત પેગંબરો માહમદ કે જરથોસ્તના ખરા મહજબ પાલનારાઓ આજે કોણ છે? આજે તો ખરા મહજબીઓ પૈસાના પુંજારીઓ છે. ખરો મહજબ તેઓજ પાળે છે કારણકે તેઓ પોતાના પવીત્ર દેવતા “પૈસા”ની પુંજા ખરેખરી કરે છે. તમો પોતેબી એક ચુસ્ત ઇસલામી નથી–કોઇ નથી–ફક્ત લોકો એવો વેશ ધારણ કરી એકમેકને ઠગે છે. અને એમ ઠગી ઉંડામાં ઉંડા ગારમાં ગરક ગયલા ઇબલીસથીબી વધારે દોજખી બને છે. હું એવો વેશ ધારણ કરતો નથી. હું ફક્ત એકજ મહજબ પાળું છું—”

“અને તે શું?”

“તે ઘણોજ કાબેલ્યત ભરેલો ઉંડો અને ઘણોજ પ્રૌઢ છે.” તેણે જનુનમાં આવી ભીતરના ધાડા અવાજથી કહયું “તે જેટલો ખરો તેટલોજ કડવો છે. પણ તેમ તેનો તે ખરો કડવાસ ખુદરતના નીયમ જેટલોજ સાચો છે. પણ હવે એ બધું હાલ કેહવાનો વખત નથી. હાલતો આપણે મારાં હોટેલ આગલ આવી પુગા છીએ.”

ગાડી હોટેલ આગળ ધમધમ કરતી જઇ ઉભી અને બહાર દોડી આવેલા હોટેલના માણસોની કાંઇ પણ દરકાર કરવા વગર મારો મીત્ર તેમાંથી ઉતરી પડી અંદર દાખલ થયો. અને એક ગંભીર દેખાવનો નોકર જે તુરતજ કુરનસ બજાવતો તેની આગલ અદબથી આવી ઉભો તેની સાથ વાત કરવા લાગયો. આ સખસ તેનો પોતાનો અંગત નોકર હતો. હું પણ તેની પછવાડે દાખલ થયો અને મારે માટે એકુ બે ઓરડા રાખવાની વરદી આપવા મેં તેને કહયું.

"ઠીક છે, મારો નોકર તેની તજવીજ રાખશે." તેણે બેદરકારીથી કહયું." અને સરસમાં સરસ ઓરડા તમારે માટે રખાવશે."

હોટેલનો એક બેઅદબ નોકર જે પોતાની નીચ તુંડાઇ પ્રગટ દરશાવી મારી સામે ટીકતો હતો તેણે આ સખુનો સાંભલ્યા કે તુરતજ પોતાના કાંનો ફફડાવ્યા અને પોતાની તુંડાઇ વીસરી જઇ મને નમી નમીને સલામ કરવા લાગયો. આથી મને એ નીચ સખસ ઉપર વધારે ધીક્કાર ઉપજયો અને મને તુરતજ ખ્યાલ આવ્યો કે દુન્યામાં એવાંજ ફારસો હંમેશાં થાય છે. માણસ માણસની કીમત યાતો તેના બહારનાં દેખાવ ઉપરથી કે ખુદ પોતાનાં અંગત મુલથી માપે છે. જો તમો જાણીતા દોલતવંત હો તો ગમે એવાં ફાટાં તુટાં કપડામાં બી તમારા પૈસાને લીધે તમને માન મલે છે. પણ જો તેથી ઉલટું તમારી ખરી હાલત છુપી હોય તો તમે એક નીચ નોકરની નજરમાંબી નીચ દેખાવો. જો તમારી દોલતની વાત જાહેર હોય તો પછી તમે તે દોલત ગમે એટલી ગરદનો કાપીને કે ગમે એવાં કાલાં કરતુકોથી કાં નહીં મેલવી હોય પણ તમારા પૈસાના ઉજાસથી તમને સર્વે ઠેકાંણે ઉજાસ દેખાડવામાં આવશે પણ તમારી પાસે પૈસા કરતાંબી સરસ દોલત નીતી નેકી કે સચ્ચાઇ હશે તોપણ તમો હાડમાર થશો અને નફટ નોકરીની જુસરી ખેંચનાર ગધેડાઓબી તમને આડી નજરે બી જોશે નહીં!

આ વીચારો કરતો હું મારા મીત્રની સાથે તેના ઓરડામાં દાખલ થયો. અહીં પૈસાની રેલછેલ મને દરેક ઠેકાણે પ્રગટ જણાવા લાગી: ઉંચા ગાલીચા, નામચીન સામાન, ખાસ બનાવટનાં રૂપેરી જુમરો, કીમતીમાં કીમતી કાચકામ, આઇના અને સબીઓથી બેઠકના ઓરડા, ખાવાના ઓરડા, સુવાના ઓરડા વગેરેની અલગારો સણગારેલી હતી. ખરૂં કહો તો તેણે હોટેલનો એક આખો ભાગજ પોતે રાખેલો માલમ પડતો હતો કારણ કે તેના ઓરડા ઉપરાંત તેના ત્રણ ખાસ નોકરો માટે વળી બીજા જુદાજ ઓરડાઓ તેની નજદીકમાં રાખેલા હતા.

ખાણાની ટેબલ તૈયાર બીછાવેલી હતી જે ઉપર કીમતીમાં કીંમતી રૂપેરી નકસી કામથી મઢી લીધેલું કાચ કામ હીરા મીશાલ ચક ચક થતું હતું. જેની અંદર રંગબેરંગી ફુલ ફલ અને પાંદડાંના ઓળા પડી આ રળીયામણા દેખાવને વધારે મનોરંજક બનાવતા હતા. અમો તુરત જમવા બેઠા અને નવાબનો પેલો ખાસ ખાનસમાં અમો બેઉની હજુરમાં નોકરી બજાવતો ઉભો, જેને વળી તેના જેવા બીજા બે નોકરો મદદ કરતા હતા. આ ખાનસમાંનો ચહેરો બતીના પુર ઉજાસ વચે બરાબર જોવાની હવેજ મને તક મળી. તેને જોતાંજ મારાં મન ઉપર કાંઇક અજબ અસર થઇ. ખુદરતી રીતેજ મને તેનો ચહેરો નાપસંદ બુરો જણાયો. જાણે તેની ઉપર બદીની સીહાઇનો છાંયો પડયો હતો. તો જો કે તે પોતાની નોકરી કાંઇ પણ ખાંમી ખાયકી વગર બજાવતો હતો. ઉલટો તે બહુજ ચાલાક, ઉમંગી, ઉલતમંદ જણાતો હતો અને મને લાગયું કે ફકત ચહેરા ઉપરથીજ મત બાંધી હું આ સખસને કાંઇક ગેરઇનસાફ કરતો હતો, તેનું નાંમ આમીલ* હતું. પણ એક આમીલના જેવું તેનું હાલવું ચાલવું મને લાગ્યું નહીં. તેના ચાલવાનો મને બીલકુલબી અવાજ આવતો

* આમીલ- "ખોદાને વખાણનાર."

ન હતો અને તેથી મેં ધારયું કે તેની હીલચાલ એક આમીલ કરતાં એક સેહતાન્યત ખવાસના કામીલને વધુ મળતી આવતી હતી.

આ રીતે દરેક ચીજ તપાસતાં ખાણું ધીમે ધીમે પસાર થવા લાગ્યું અને હું મારા નવા મીત્ર સાથ વધુ છુટથી, ખુલાસાથી વાતચીત કરવા લાગયો.

"તમે હવે તમારૂં વીધા વ્યસન તમારી દોલત હાથ આવવા પછી ચાલુજ રાખશો કે?" ખાણું ખલાસ થઇ રહયા પછી જ્યારે આમીલ અમો નજદીક શરાબની જામો અને હુકા તથા બીડીઓ લાવી મુકી બહાર ગયો કે નવાબે પુછયું. "હવે તમને એ ગધા વહીતરૂં કરવા ગમશે કે?"

"અલબત, હવે તો હું વધુ ખુશીથી કરીશ." મેં કહયું. "પૈસાના જોરથી તો હું ઉલટો હવે મારી ચોપડી વધુ જાહેરમાં લાવી શકીશ અને તેથી હું વધુ નામના મેળવીશ. કોઇબી ન્યુસપેપરવાલા પૈસા આપી છપાવેલી ખબર છાપવાને હવે ના પાડનાર નથી."

"ખરી વાત છે પણ પૈસાના બીન જરૂરયાત ભારથી તારૂં ભેજું મંદ થઈ જઇ કામ કરવા ના પાડશે તો?"

આ સાંભળી મને ગુસ્સો ઉપજયો.

"એટલે શું તમે મને એમ કહો છો કે હું કુમ અકલ બનીશ?" મેં ખીજવાતથી પુછયું.

"ધીરે, ધીરે, જરા ઠંડો પડ, પ્યારા અલી, એમ ઉતાવળો થશે તો કોઇ કહેશે કે લાલમ લાલ શરાબની આ ખુમારી તને અત્યારથીજ ચઢી છે. મારી મતલબ એમ ન હતી કે તું કમઅકલ બનશે. તેથી ઉલટું જ મેં જે તારે માટે સાંભળ્યું છે તે ઉપરથી તો હું કહું છું કે તારાંમાં કાંઇક ભંડોલ છે, કાંઇક સરસ, અસલ આચાર વીચારોનો તારાં ભેજાંમાં ભંડાર છે. જે આજના મેંઢાસહી એક લાકડીએ હંકાનારા જમાનાના ટીકાકારોને રૂચતા નથી. પણ એ તારા આચાર વીચારોનો ભંડાર હવે તારા પૈસાના બળથી વધુ ખીલશે કે મંદ પડી જઇ તદન સુકાઇ જશે તે સવાલ છે. એક માલેતુજાર લખોપતી બુદ્ધી વૈભવના ખરા ભંડારથી બેનસીબ રહે છે. એ ભંડાર દોલતવાનોનાં નસીબમાં લખેલોજ નથી કારણ તે પૈસાનાં ગમે એવાં બલ છતાં ખરીદાઇ શકાતો નથી. તેની બક્ષેસ ફકત ઉપરથીજ થાય છે- જ્યારે પૈસા તો ફકત આ દુન્યાની ખાક છે અને તે આ દુન્યામાંથી મેળવી શકાય છે. તારા બાબમાં કદાચને એ બુદ્ધી વૈભવ વેહવાનું ચાલુ રહે-પણ મને તેનો શક છે. એમ ઘણી વખત બને છે કે જ્યારે એક ગરીબ પણ ચતુર, ચાલાક વીદ્વાનને પૈસાની ઠેલીઓ હાથ લાગે છે કે ખોદા તેને તજે છે અને સેહતાનને તેનો હવાલો મળે છે. તું એ જાણે છે?"

"નહીં!" મેં આ નાદર તકરાર ઉપર હસીને કહયું.

"ઠીક, કદાચને એ વાત ખોટીબી હોય અને તેમાં આજના જેવા નાસતીક-ખોદા કે સેહેતાનને વટીક નહીં પીછાનનારા જમાનામાં તે તદન વીસરાઇબી ગઇ હોય પણ એટલું તો ખરૂં કે દરેક આદમે પોતે ખરો કે ખોટો માર્ગ, ટોંચ કે તલેટી એમાંથી એકજ પસંદ કરવું જોઇએ. કારણ કે બેઉ એકી વખતે તો સાથે હાથમાં આવી શકેજ નહીં. તું ઉપરબી ઉડી શકે અને તેજ વખતે જમીનની ખાક સાથબી રગડોલાઇ શકે એ બનવું મુશકેલ છે. હવે બુદ્ધી જે છે તે ખુદરતી છે એટલે ટોંચ છે અને પૈસો જે છે તે આદમ જાતનો બનાવેલો છે માટે તલેટી છે."

"પૈસાથી કાંઇ માણસ ધુળમાં રગડોલાતો નથી" મેં કહયું "ઉલટું પૈસાના બળથી તો તે જેટલો ચાહે એટલો ઉંચે ચઢી પોતાની નામના મેળવી શકે છે."

"તું એમ ધારે છે?" નવાબે હવે ગંભીર વીચારવંત હાલતે પોતાનો હુક્કો ખેંચતાં

પુછયું. "ત્યારે તો હું ધારૂં છું કે જેને હું ખુદરતી આત્મતત્વવીદ્યા કહું છું તે તું ખીલકુળ જાણતો નથી. જે દુન્યાની મીટીને લગતું છે તે તેમાંજ આમેજ થવાનું છે એમ તો તું કબુલ કરે છે કેની? હવે સોનું તો દુન્યાના ભીતરમાંથી ખોદી કાઢી તમો અહીંથી તહીં લઇ જઇ હેરફેર કરી શકો છો. એકથી બીજા હાથે તે જઇ શકે છે. પણ બુદ્ધી માટે તેમ નહીં. તે કયાંથી આવે છે? કોણ લાવે છે? કયારે પેદા થાય છે? તે તમે જોઇ જાણી કે જણાવી શકતા નથી, તેને તમે ખોદી શકતા નથી, કે તેને આપ લે કરી શકતા નથી. જોયા વગર આંધલી આંખોએ તેની ખુબી ગાવા સીવાય તમો તેને કાંઇ કરી શકતા નથી. તે જવલેજ કોઇના નસીબની યારીથી તેનામાં ખુદરતી પેદા થઇ શકે છે અને આજના આદમોના ચાલુ ફટવાઓમાં મોહટી ઉથલપાથલ કરી નાખે છે. એ ઉપરથી મેં સીધ કરી આપ્યું છે કે બુધ્ધી જાત એ "ઉપર"ની ખુદરતી બક્ષેસ છે જે મેલવનાર નસીબવંતો આ દુન્યાની ખાક સાથ બહુ જવલેજ આમેજ થાય છે જયારે સોનું તો ફકત આ દુન્યાનીજ પેદાસ છે. તે મેલવનાર કમનસીબો હમેશ ભોંયે પડયા રહે છે અને તેના બોજા હેઠલ કચડાઇ દબાઇ જમીનસેંજ વળગી રહે છે."

હું આ નવાઇ જેવી તકરારથી હસી પડયો.

"તમારી તકરાર બહુ અજબ જેવી છે." મેં કહયું. "દોલત સાથ તમને જાણે કેવુંક વેર હોય તેમ તમે તેની ઢીંગ કાઢો છો. ત્યારે શું તમે પોતે આટલા બધા દોલતવાન હોવા માટે દલગીર છો?"

"નહીં, હું દલગીર નથી, કારણ દલગીર થવાથી મારો વખત ફોકટ ગુમાવવા સીવાય હું બીજું; વધુ કાંઇબી કરી શકું નહીં." તેણે જવાબ આપ્યો." અને મારો કીંમતી વખત ફોકટ ગુમાવવા મને ગમતો નથી. પણ એટલું તો મારૂં કહેલું ખાતરીથી માનજો કે દોલત અને બુધીવૈભવ એ બેઉ તે દોસે દીઠું બનનાર નથી. તું કદાચને જાણતો નહીં હશે કે જ્યારથી મને મારૂં બુઢાપણું મળ્યું તેની અગાઉ—બહુ બહુ લાંબા વખતની વાત ઉપર—મારાંમાં કેટલું મોહટું બુધી બલ હતું."

"પણ તે તો હજુબી છે" તેનાં ઉમરાવી ચેહરા અને તેજદાર ચશમો તરફ જોઇ હું બોલ્યો.

તે કાંઇ રમુજી કુતેહથી મારી તરફ નીહાલીને જોવા લાગયો અને બોલ્યો. "એ તો તમો મારા વખાણ કરો છો! ત્યારે તમેબી મારો ચહેરો પસંદ કરો છો! બધાંને તે પસંદ પડે છે. અને તેબી લોકોનો બહારનો દેખાવ જેટલો ઠગાવનારો છે તેટલું, બીજું કશું નથી. અને તેમાં નવાઇ જેવુંબી નથી. કારણ દરેક આદમ પોતાની અકલ હુશયારીમાં, પોતાની ઉંમરમાં આવતાંજ લોકોને ઠગવાની એટલી તો પેરવી કરવા માંડે છે કે આખરે તે લોકોને પોતાના દેખાવથી ઠગે છે. એટલુંજ નહીં પણ પોતાનેબી ઠગે છે. દરેક આદમ પોતે પોતાની આરસી જોઇ શકતો નથી. બહારના ભલા દેખાવના ઓઠા હેઠળ અંદર ભીતરમાં એવાં કાલાં કરતુકોના લેખો કોતરાયલા હોય છે કે તે કોઇ પણ આદમ પોતેબી વાંચવાને ખુશી નથી તો પછી બીજાને તે કેમ વંચાવે? કોઇજ વખત જયારે તે તદન એકાંત એકલો પડે છે ત્યારેજ તેનાં અંતકરણની આરસી તેની સાંમે આવી ઉભી રહે છે અને તે આરસીમાં તે પોતાનાં અંતરનો ખરો ભેદ ભરમ જોઇ જાણી એટલો તો બીહે છે, એટલો તો ડરે છે, ગમ ખાઇ જઇ નાચાર બને છે કે તે બીહકુ ડર, કે ગમ ભુલાવા માટે શરાબી નીશો કે બુદફેલીઓમાં વધુ પડી પોતાનો તુરત કાલનો ભયંકાર ખ્યાલ વીસરાવવાની પેરવી કરે છે. હું પણ કોઇ કોઇ વાર એમ કરૂં છું—અને મારા ગમે એવા સરસ સોહામણા ચહેરા છતાં હું એમ કરૂં છું એમ તમો કદી માણોજ નહીં."

નોકર આગીલ સાથ જવા નીકળ્યો. જતી વખતે નવાબે મારો હાથ પોતાના એક હાથમાં લઇ બીજો મારાં ખભાં ઉપર મુકી મને કહયું.

"અલી બીન અબદુલા હમીર, મને તારી ઉપર ખુદરતી આવભાવ આવે છે અને તારામાં કાંઇક સારા ગુણોએ હાલ વાસો કીધો છે એમ હું જોવું છું તેથીજ હું તને એક વાતનો ખુલાસો પુછુંછું, તું તેથી અજબ થશે. તે ખુલાસો એ છે કે જો હું તને ગમતો નહીં હોવું, મારી તરફ તુંને કાંઇ પી અંતર વહેવાર હોય, તો તે એકદમ કબુલ કરી કહી દે, અને આપણે એક-મેકના સંબંધમાં વધુ આવીએ તે અગાઉ આપણે છુટા પડીશું, અને ત્યાર પછી જ્યાંવેર તું મને પાછો બોલાવશે નહીં ત્યાંવેર હું તારા માર્ગમાં આડો આવીશ નહીં. પણ જો તુંને મારી દોસતીમાં લાભ લાગતો હોય, જો હું તને ગમતો હોઉં તો મને વચન આપ કે તું થોડા મહીનાબી પણ મારો મીત્ર, મારો દોસ્ત બની રહેશે, અને તેના બદલામાં હું તને સારી મંડળીમાં દાખલ કરીશ, નવી નવી નાજદાર રૂપવંતી નાજનીણો માં તુંને ફેરવીશ. અને આખા હીંદ સર જમીન ઉપર તુંને સારાંમાં સારાં માણસોની દોસ્તીની મજાહ ચખાડીશ. પણ જો તારા મનમાં મારે માટે જરાબી અણગમાનો ખતરો હોય, મારી ચાલ ચલણમાં તુંને જરાબી આડું દીસતું હોય તો—" અહીં તે દમ ખાવા ઠોભ્યો અને પછી ઘણીજ ગંભીરાઇથી પોતાનું સર નમાવી બોલ્યો "તો તે પાક ખુદાના નામથી હું તને કહું છું કે તેમ કહી દે–કારણ હું તેજ પાક ખોદાના" અહીં પાછું પોતાનું સર જરા નમાવ્યું "નામથી કહુંછું કે જેવો હુ બહારથી દીસું છું તેવો ભીતરથી નથી"

તેના આ વીચીત્ર દેખાવથી, વીચીત્ર ઢબ છપથી હું અચરત થયો, હું જરાવાર દગમગયો અને યા ખોદા–જોહું તે વખતે જાણતે કે તે પળ. તે જરાવાર ઉપર મારી હવે પછીની આખી જીંદગીની કીસતીનું સુકાણ ફેરવાયલુ હતું તો–તો–પણ તે વાત અહીં નથી. ખરૂં છે કે મારા મનમાં આ સોહામણા, મનહર પણ જગવેરી સખસ માટે કાંઇ ખતરો પેદા થયો, પણ બીજીજ પળે તે મારા મનમાંથી કાઢી નાંખી મેં તેનો હાથ અંતઃકરણની ખરી લાગણીથી મારા છુટા હાથમાં લીધો, તે મેં મારી છાતી સરસો દાબ્યો અને બોલ્યો,

"પ્યારા મીત્ર, તમારી એ ચેતવણી, તમારો એ સવાલ હવે તો બહુ અસુરો થયો છે. તમે ગમે તે હો, અથવા તમારાં મનથી ગમે તે દેખાવો, પણ તમારા સ્વભાવ અને બોલવા ચાલવાની ઢપછપ મને તો પ્યારી લાગે છે અને તેથી હું તો તમારી મીત્રાચારીમાં સામો મને નસીબવંત સમજું છું. તમો સાથ ઓળખ કરાવા માટે હું સાલે મહમદનો ઉપકાર માણું છું, અને તમારી એ ઓળખ માટે હું મગરૂબ થઇશ. તમે હાથે કરીને તમારી આંત નબળી પાડો છો, પણ હુંતો સારી રવેશ જાણું છું કે "સેહતાનને જેટલો કાળો (બુરો) ચીતારવામાં આવે છે એટલો તે કાળો નથી."

"અને તે ખરી વાત છે?" તેણે નીસાસાની એક હાય મારી કહયું. "આદમજાત સેહતાનને નકામો સતાવી તેને ખોટો ઇલજામ પુગાડે છે! પણ ત્યારે હવે આપણી મીત્રાચારી તો કાયમજ રહેશે?"

"હા, અને આપણો એ કરાર હું તો કદી તોડીશ નહીં."

તેણે મારી તરફ વીચારવંત હાલે જોયું અને પછી મુછમાં હસીને બોલ્યો.

"ઠીક છે, ત્યારે તમેજ કહો છો તેમ એ કરાર આપણે કબુલ રાખીશું. પઇસાની બાબદમાં તો હવે મારી મદદ તમને કામ લાગશે નહીં, પણ બીજીરીતે હું તમને ઘણો ઉપયોગી થઇ પડીશ. હજી સુધી તેં શાદી કીધી નથી ખરૂં કેની?"

"હા, હજી સુધી મેં એકબી ઓરત જોઇ નથી કે જેણી ખુબસુરતીમાં મારી કલપનાને બરાબર મલતી આવે."

આ સાંભળી શીહાગુણ હસીજ પડયો. "આતો નફ્ટાઇનીબી હદ થઇ. હું એમ પુછું કે તું પોતે ને કેટલો ખુબસુરત છે?"

"તેની સાથ શું લાગે વળગે છે?" મેં જવાબ આપ્યો. "એક મરદે ઓરત તો પોતાની પસંદગીનીજ પસંદ કરવી જોઇએ. તમામ ખુબસુરત અથવા બીલકુલબી નહીં."

'પણ ત્યારે ઓરત! તેણીએ શું કરવું?' શીહાગુણે પુછ્યું.

"ઓરતને પસંદગીના સવાલ સાથ કાંઇ નીસબતજ નથી" મેં હવે ઉશ્કેરાટમાં આવી જઈ કહ્યું. કાંકે ઓરતની પસંદગીના આ સવાલની તકરાર તો મારી એક માણીતી તકરાર હતી અને હુ તે પુરે જોસથી ચલાવી શકતો હતો. "ઓરતે તો જ્યાં તેણીનો નસીબો તેણીને લઇ જઇ નાખે ત્યાં જવું જોઇએ. ઓરતની સરજત મરદની સરજતથી ઉતરતી છે. તેણીનો મોભોજ નથી. મરદ તે મરદ, અને ઓરત તે ફક્ત મરદનું પુછડું, અને એ પુછડાંને જો ખુબસુરતીની મદદ ન હોય તો તે પુછડું કોઇબી મરદને ભાવી શકેજ કેમ?"

"ખરી વાત છે! તારી તકરાર બેશક બેનીવાજ છે." શીહાગુણ હવે ગંભીર રહીને પુકારી ઉઠયો. "આજના જમાનામાં ઓરત જાતને જે દરજ્જો, માન મરતબો મળે છે તેની હું સાફ વીરૂધ છું. તેણીને તો તેણીના ખરાં આકારમા, મરદના ફક્ત એક રમત ગમતનાં સાંધણ તરીકે રાખવા સીવાય બીજે દરજ્જે પુગાડવાજ નારવા છે. મરદની આંહેવરી વગર, મરદની રાહબરી વગર, તેણી પોતાનાં ભેજાંના બળે કશું વમાસી, કશું કરી શકે નહી. ખરા મદજ્ઓના ખોટા માર્ગો પણ એજ ઓરત જાતનાં ભેજાંની પેદાયસ છે. અને અજબ જેવું છે કે આજના જમાનામાં એ ઉતરતી પદવીનું ઇંનશાન, પોતાથી ચઢતી પદવીનાં મરદ જાત ઉપર આટલી બધી સરસાઇ ભોગવવાને સામર્થવાન થયું છે. અલબત તેનાં ફુળ કેટલાં કડવાં છે તે અત્યાર સુધીમાં તેણીએ જગતની કીધેલી ખુવારીઓથી દર જમાનામાં સારી પેઠે રોશન થયું છે, અને હવે પછી થશે. અને તેથીજ હું કહુંછું કે મરદે તેણી ઉપરનો પોતાનો કાબુ કાઢી લેવાથી તેણી આજના જમાનામાં વધુ પગ ભર થઇ, ખરાબીઓનાં વધુ બીજ રોપશે. હવે તેણીઓ પોતાનું છુટાપણું હદ બહાર વધારતી જાયછે."

"એ કાંઇ લાંબો વખત નીભવાનું નથી. ધીરે ધીરે સર્વેની નજર ખુલતી જાયછે અને જે મરદો એકવાર એજ અબળા છુટાપણાના હીમાયતીઓ થઇ નીકળ્યા હતા તેઓજ આજે પોતાની ભુલ જોઇ તેને પાછું પોતાના કાબુમા લેવાની પેરવીઓ કરતા જણાયલા છે અને એ છકેલ છુટાપણાની હું વીરૂધ છું. તેથી હું હાલતો પરણવાનો વીચાર કરતો નથી."

"તે તો હવે પછી આપણે જોઇશું. પણ હાલતો આપણી દોસ્તી કાયમ રાખવાને તું ખુશી છે એટલે બસ. કારણ કે હું ઘણોજ મગરૂબ છું—હદ બહાર મગરૂબ છું અને જ્યારે કોઇ સખસ મારાથી દુર રહેવાનો સહેજબી ઇસારો કરે છે કે પછી હું તેની અરાસે જતો નથી. માટે હવે સાહેબજી"

"સાહેબજી" મે કહ્યું અને તુરંતજ તેનો હાથ મેં મારા હાથમા લઈ તેની ઉપર ચુમી કીધી. હજી તો હું તે ઉપર ચુંબન કરતો હતો તેટલાં તુરતજ વીજળીના એક દેહસ્તનાક ચમકારા સાથ આકાશ ઉપર ગરજના થઇ અને વાવાઝોડાંનો ભયંકાર જોસ વધી ગયો. અમારા ઓરડા માહેલી વીજલીક બતી તુરતજ બુજાઇ ગઇ અને અંધારામાં અમો એક બીજાંની સામ સામા ઉભાં. હું તો આ અચબુગ કુદરતી આકાશ વાણીથી બીહયો, ચમકયો, પણ મારો સાથી જરા બીદીધા ચાહ્યા વગર સ્થીર ઉભો રહ્યો.

"કેવું તુફાન!" તેણે બેદરકારી જણાવી. શિયાળામા આવું તોફાન કદાચજ બને છે!"

તેના ખાંનસમાં આમીલને બોલાવ્યાથી તે તુરત ધીમે કદમે અંદર દાખલ થયો.

"આ બતીઓ બુજાઇ ગઇ છે" નવાબે તેને કહ્યું. "અજબ જેવું છે કે આજના આગળ વધેલા જમાનામાંથી આદમજાત વીજળી જેવી ચીજ ઉપર પોતાનો પુરે પુરો કાબુ રાખી શકતાં નથી. તું એ સલગાવી શકશે કે, આમીલ?"

"હા નામવર," આમીલે જવાબ દીધો અને તે જરા અહીં તહીં ફર્યો કે તેણે શું કીધું તે મેં જોયા કે સમજ્યા વગર તુરતજ નકસીદાર કાચના ગળાબોમાંથી પાછો વીજળીક બતીનો પ્રવાહ પ્રગટી નીકળ્યો. તુરતજ પાછો બીજો આકાશી ગડગડાટ થયો અને તેની સાથ વીજળીનું તોફાન થઈ આવ્યું.

"તુફાન બહુ જોરમાં થાયછે" શીહાગુણે મને કહ્યું. "જા, જઇને નીરાંતે પોઢી જા."

એ પછી અમો છુટા પડયા. આમીલ મને મારા ઓરડા દેખાડવા મારી સાથ આવ્યો. મને ઠેકાણે પાડી મારી તરફ કાંઈક ગુપત ઇશારાની નજરથી જોઇ મારી રજા લઇ તે બહાર ગયો અને મારૂં બારણું બંધ કરી હું બીછાને પડયો.

તે દીવસના બનાવો ઉપર હું ધ્યાન કરતો અરધો ઉંઘમાં પડયો હોઇશ તેટલામાં મને લાગ્યું કે મારા ઓરડામાં કોઇ ધીમે પગલે ચાલતું હતું અને કોઇ બોલતું હોય એમ મને ખ્યાલ આવ્યો કે "સબર! એને હાલ છેડતો ના. એ સુરખને હાલતો એના સુરખાઇના નિર્દોષપણાંમાં સુવા દે."

## પ્રકરણ ૫ મું.

બીજે દીવસે સહવારના ઊઠી ખબર કાઢતાં જણાયું કે મારો મીત્ર જેને હોટેલનાં સર્વે લોકો "નામવર"ના એલકાબથી બોલાવતાં હતાં તે ફરવા ગયો હતો અને મારે એકલાએજ નાસતો લેવો અને તેની વાટ જોવી નહીં એવો સંદેસો મારે માટે મેળી ગયો હતો. મેં તેથી હોટેલના મોહટાં ઓરડામાં મારો નાસતો લીધો. આ વખતની હોટેલના નોકરોની મારી ઉપરની ફીદાગીરીથી મને તુરત જણાયું કે 'હું કોણ છું અને મારી દોલત કેટલી છે તેની તે લોકોને ખબર પડી હતી.' તરેહવાર બેવકુફી ભરેલા સવાલોથી મને કંટાળો આપવામાં આવ્યો. મારો ઓરડો કેવો હતો? હું રાજી હતો કે? ખાવાનું ગમતું હતું કે? કયે વખતે હું જમીશ? વગેરે વગેરે સવાલોથી જાણે મને ઘેરી લઈ મારી આગતા સ્વાગતા કરવામાં કાંઇ બાકાત રાખી નહી.

નાસતો લીધા પછી હું પેલા મારા વકીલોને ત્યાં જવા માટે નીચે ઉતર્યો અને એક ગાડી બોલાવવાની વરદી આપી. તે આવે તેટલા સાંમેથી મારા નવા મીત્રને એક ઉંચા કદાવર સુંદર ઘોડા ઉપર સ્વાર થઇ હોટલ ભણીજ આવતો જોયો અને તેથી હું ઉંબર ઉપરજ તેની રાહ જોતો ઉભો. ઘોડો બહુ તેજદાર હતો અને પોતાના તેજમાં પોતાના નાંકમાંથી ફુંફાડા કાઢતો હતો. અને મરોરદાર સુર્ગની ચાલે ચાલી એએ પોતાના અસવારને નાંખી દેશે એવી ઢબ છબ બતાવતો હતો, પણ શીહાગુણ તેને પોતાના કાબુમાં બરાબર રાખી શકતો હતો એમ મેં એકજ નજર ફેંકી ખાતરી કરી લીધી.

તેણે આવતાં વાર પોતાના ઘોડાની રેકાબ આમીલ જે તેજ પળે દરવાજા ઉપર આવી ઉભો તેના હાથમાં ફેંકી ઉતરી પડયો અને પછી મારી તરફ આવી બોલ્યો.

"તમો બહુ મોડે સુધી સુઇ રહ્યાથી હું એકલોજ ફરવા ગયો અને કેટલાક આઇતું હરામનું ખાઇઅયાસી આળસુ જીંદગી ગુજારનારાઓનીમાફક થોડી સ્વારી લઇ આવ્યો કે જેથી આખો દીવસ વધુ ખાવાની ભુખ લાગે."

"પણ તેમ કરવાની કાંઇ ગરજ?" મેં પણ રમુજમાંજ પુછ્યું.

"ગરજ કાંઇ નહીં પણ જેમ બીજા મુરખા કરે તેમ આપણે પણ કરવુંજ પડે છે પણ તું કયાં જાય છે?"

"પેલા વકીલો જેઓએ મને કાલે રાતના કાગળ લખ્યું છે તેઓને ત્યાં" મેં જવાબ દીધો.

"ઠીક, પણ અહીં જો" અને તે મને બાજુએ ઘસડી લઇ ગયો, "તારી પાસ હાલ કાંઇ પણ પૈસો નથી અને વકીલો પાસ તુરત નાણું કઢાવવું ઠીક લાગશે નહી. કારણ તેઓનું કાગળ આવ્યું ત્યારે તું છેક કરકો દાન હતો એમ કહેવામાં કાંઇ જુઠું નથી. માટે આ પાકેટ લે— તેં મને કાલે રાતે વચન આપ્યું હતું કે મને થોડાક વાર તારો શરાફ થવા દેશે— માટે એ લે અને જતાં જતાં કોઇ સારાં કપડાં સીવીને વેચનારની દુકાને જઇ સારાં કપડાં પહેરી જજે."

એટલુ' બોલી તે મારા હાથમાં પોતાની પાકેટ સેરવી ચાલવા લાગ્યો—હું તુરત તેની પાછળ દોડયો કારણ તેની આ ચાલથી મારા મનમાં તેને માટે વધુ સારા વીચારો ઉતપન થયા.

"પણ સબર, શીહાગુગુ," મેં પણ આ પેહેલીજવાર તેનાં અસલ નામથી બોલાવ્યો. તે તુરતજ પાછો ફરી ઉભો રહી ગયો.

"કેમ" તેણે મને નીહાળીને જોતાં પુછ્યું.

"તમે મને બોલવાનો વખતબી આપતા નથી," મેં કહ્યું. "મારી પાસ હાલતો થોડાક પૈસા છે —બલ્કે હું તુરત તે મેળવીશ કારણ કે સાલે મહમદે મને ગઇ કાલેજ એક હુંડી રૂપ્યા પચાસની મોકલી છે તે હું તુરત વટાવી શકીશ. હું તે માટે તમને કાલે કહેતાં વીસરીજ ગયો હતો. ગમે તો આ પાકેટના બદલામાં તમે તે મારી તરફની ખાતરદારી માટે રાખો — અને એ પાકેટમાં કેટલા રૂપ્યા છે ?" મેં હવે ધ્યાન આવતાં તુરત પુછ્યું.

"દશ અને વીસના કટકાઓમાં પાંચશો રૂપ્યા છે" તેણે ટુંકમાં પતાવ્યું.

"પાંચશો ! મારા ભલા મીત્ર, મને એટલા બધાની કાંઇબી ગરજ નથી."

"ગરજ નથી પણ વધારે પૈસા પાસે રાખવામાં કાંઈ અડચણબી નથી. પાંચશો રૂપરડી ! ફકત તું કપડાં પાછળજ એટલા તો ખરચી નાંખે ! તું એક નાહની સંદુક લેશે તેમાં એટલાતો ખરચાઇ જશે,— અને સાલેમહમદની હુંડી છે તે તેની ઉપર પાછી મોકલ. પચાસ ટીકરડીની હુંડી ! તેને મોકલતાં શરમબી નહી આવી ? હું જંગબારથી ઉપડયો તેની થોડાક વખત અગાઉ તેને તો એવો ટકાકો પડયો હતો કે તેના હાથમાં એક સુનાની ચલીજ આવી હોય અને તે છતાં ફકત પચાસ રૂપરડી તારી ઉપર મોકલી ?"

આ સાંભળી હું અજબ થયો. — અને મારે કબુલ કરવું જોઇએ કે કાંઇક ગુસ્સાની તથા અદેખાઇની લાગણીથી — હું મારા જુના સાલેસ મીત્ર "સાલે" ઉપર કાંઇક ખીજાયો. સુનાની ચલી હાથ આવવા માટે તેણે મને તો કાંઇ લખ્યુંબી નહોતું. મને જરા ઇસારો વટીક કીધો ન હતો. કદાચ એવું ધારીને કે રખે તેનું સારૂં નસીબ જાણી હું તેને વારંવાર કંટાળો આપું. મારા ચહેરા પરથી શીહાગુગુ મારા વીચારો પામી ગયો હશે કા'કે તેણે તુરતજ કહ્યું:—

"તેણે તુંને એ બાબદ સર કાંઇ ચેતાવ્યુંજ નહી કે ? ખોટું કીધું. પણ મેં કાલે રાતના કહ્યુ' તેમ પૈસો માણુસની નજરેજ ફેરવી નાખે છે"

"એમાં કાંઇ ખોટું નહીં કીધું !" મે તુરતજ મારા મીત્રનો ખુલો બચાવ શરુઆઇને કીધો. "તે કદાચને હવે પછી મને લખશે. પણ આ પાંચસો રૂપ્યાની—"

"રેહવાદે, રેહવા દે, એમાં તું શું મને ખાતરદારી આપવાનો છે. ખાતરદારીમાં તું પોતેજ હવે મારો છે એટલે બસ."

"હા, તે ખરૂં. હવે હું મારી સારી હાલતને લીધે નાહસી તો જઇશજ નહીં."

"કોણુથી, મારા હવાલામાંથી ?" તેણે કાંઇ તીરસકારથી કાંઇક રમુજના દેખાવથી પુછ્યું. "નહી, હું નહીં ધારતો."

એટલુ' બોલી તે મારી આગળથી ચાલી ગયો અને હું તુરતજ એક ભાડેની ગારી લઈ

આરા વકીલોને ત્યાં જઇ પુગો, જ્યાં મારૂં નામ સાંભળતાં દોડા દોડી થઇ રહી અને ઘણીજ તાજીમ તવાજાથી મને અંદરના ઓરડામાં દાખલ કરવામાં આવ્યો. શીહા ગુણે આપેલી પોકેટ ભપકામાં કાઢી તેમાંથી ખબરદારીથી એક નોટ કાઢી મેં ગાડી ભાડું ચુકવી આપવા તે લોકોને કહ્યું જે તુરતજ બજાવવામાં આવ્યું.

હું ગોઠવાઇને બેઠા પછી અમો અમારે કામે વળગયા. મારો જે દુરનો સગો મરણ પાંમ્યો હતો તેણે પોતાનું વીલ તદન સાદું અને કાંઇ પણ શરતો કે ખામીઓથી નીરાળું મારી તરફમાં બનાવ્યું હતું અને તેથી હું તેનો કાંઇપણ વરવાંધા વગરનો હકદાર વારેસ પુરવાર થયો હતો. જે દોલત તે મુકી ગયો હતો તે હવે આઠ દસ દીવસમાં મારા કુલ અખત્યારમાં આવશે એમ મને વધું જણાવવામાં આવ્યું.

"તમે ખરાજ ભાગ્યશાલી છો, મી૦ અલી" સોલીસીટરોની તે પેઢીના વડા ભાગયા મી૦ મીનોચેહરે મને મુબારકબાદી આપતાં કહયું. "તમારી ઉમરના એક જુવાન ગ્રહસ્થને આટલી મોટી દોલત એકી રકમે મળે તેનો સારો કે માઠો ઉપયોગ કરવો તે તમારાજ હાથમાં છે કારણ કે આટલી ગંજાવર દોલતના માલેક થવામાબી અનેક જોખમો સમાયલા છે."

તે દાહયા ડાગરાની આ શીખામણ મને રૂચી નહીં. કામ સીવાય બીજી વાત કરવાનું તેને કાંઇ કારણ હતું નહીં. અને તેથી મેં તેને ટુંકમાં તાનો મારી તેને ચીડવવાની પેરવી કીધી પણ તેનીબી તેના ઉપર કાંઇ અસર થઇ નહીં. એ પ્રમાણે ટપાટપી કરી રહી હું ઉઠવા જતો હતો તેટલાં તેજ પેઢીનો નાહનો ભાગયો મારી આગળ આવી મારી સાથ સેકહેંદ કરી મને મુબારકબાદી આપવા પછી પોતાના વડા ભાગયા તરફ જોઇને બોલ્યો.

"મી. મીનોચહેર, તમે નહીં ધારતા કે હવે આપણે મી. અલી સાહેબ આગળ એવણના એ સગાની પેલી–પેલી વાત–"

"મને કાંઇ તેમાં અડચણ તો નથી." મી. મીનો ચહેરે તરંજ તાપસી પુરી, "પણ હું નહીં જોતો કે તેથી મી. અલી સાહેબને શું લાભ થશે ?"

મારી જીગ્નાસા આથી ઉસકેરાઇ. એવી તે શું વાત હશે તે માટે હું મનમાં મુજાઇ તેઓને ખુલાસો પુછવા લાગ્યો.

"કાંઇ દમ જેવી નથી રે." પેલા નાહના ભાગયાએ ખોલાસો કરયો. તમારા "એ જીનતગુજીન સગા જો કે બધી વાતે બાહોશ, કાબેલ, અને ચોકસ મનના હતા પણ તેવણને એકજ ધખારો હતો અને તેબી બહુજ અજબ જેવો."

"પણ તે શું?" મેં અધીરાઇથી પુછયું."

"પહેલાં તો અમારે ખુલાસો કરવો જોઇએ કે તેવણ અહીંથી ઘણાં વરસની વાત ઉપર એક ખોજાની પેઢીમાં મુનીમ તરીકે ટુંક પગારની નોકરી ઉપર ગયા. આ પેઢીમાં થોડાંક વરસ કાઢયાં ત્યાં વેરતો તેવણ પાસ કાંઇ ઘણી પુંજી એકઠી થઇ ન હતી. કારણ કે તેવણ ત્યાં એક ચીની સાથ સંસારમાં પડયા અને તેણીના ખરચમાં પોતાની કમાઇ વાપરવા લાગયા. અચબુચ તેવણે પોતાની એ અસલની પેઢી સાથનો સંબંધ છોડી દીધો. પોતાના હસતકનો કોરીએ કોરીનો હીસાબ ચોખો બતાવી પોતે તે પેઢીમાંથી નીકળ્યા અને પછીજ અમારી ઉપર તેવણ દર થોડે થોડે વખત નાણાંની મોહટી રકમો મોકલી આપી તે કવી રીતે રોકવી તેનો હુકમ આપતા ગયા. અમે તેવણના હોકમને માન આપી તેવણના પૈસા તેવણનાજ કહેવા પ્રમાણે દયાનતદારીથી રોકવા લાગ્યા. અંતે જ્યારે ઘણાંક વરસ ગુજરવા બાદ તેવણ સાથ અમને પુરેપુરો કાગળ પત્રથી ભાઇચારો બંધાયો ત્યારેજ તેવણે અમને એક વખત જણાવ્યું કે–કે–તેવણનો એ ધખારો ઘણોજ વીચીત્ર હતો. અમે ધારીએ છીએ કે તેવણ દરેક વાતે ચોકસ રહી ફકત એ એકજ બાબદમાં જરા ચકાસી ગયા હતા. કારણ કે

તેવણને એવોજ ખ્યાલ બેસી ગયો હતો કે તેવણ તો સહેતાન સાથ કરારથી બંધાઇ જઇ તેના ગુલામ થયા હતા. અને સહેતાનની દોલતથીજ તેવણની બોલબાલા થઇ હતી. ખુદ આ તમારા હાથમાં આવેલી દોલત સહેતાની છે એમ તેવણ સમજતા હતા."

આ અજબ જેવો હેવાલ સાંભલી હું હસી પડયો. "કેવી નાદાની! કેવો ઘેલો વીચાર! બચારાને કાંઇ ભુતવારનાજ વાળા હશે એમ મને તો લાગે છે. તે નહીં તો કાંઇક અલંકારીક રીતે તમને એમ જણાવ્યું હશે." મેં કહ્યું

"નહીં, નહીં," સોલીસીટર સાહેબ હાથ ચોળતા બોલ્યા. "અલંકાર કાંઇજ નહીં. એક ખરા બનાવ તરીકેજ તેવણ તેને માનતા હતા. અને વલી અજબ જેવું તો એ છે કે કાંઇ પણ ધંધા રોજગાર કે નોકરી વેપાર વગર એવણ આટલો બધો પૈસો કયાંથી પેદા કરી શકયા તે આ જણાતું નથી!"

હવે હું બી કાંઇ ખસયાણો પડી દેખાવને ખાતર હસીને બોલ્યો. "હશે, આજના જમાનામાં લોકો અજબ ખેણુ કોટકો કરે છે તે માંહેલું એબી એક હશે. બ્લાવાટસ્કી, બીસાંટ, થીઓસોફી, મેસમેરીઝમ અને હીપનોટીઝમના આજના જમાનામાં મુર્ખ લોકો જાદુ મંતરના ઇલમ જેવા વહેમો કે સહેતાનના સાગીદો જેવા વીચારો લાવી સહેતાનની હસતી માને એમાં કાંઇ નવાઇ જેવું નથી પણ એક ખરા વીચારવંત કેળવાયલા આસામીને તો—"

"અને તમારા એ સગા પણ સારા કેળવણી પામેલા અને ડાહ્યા આદમી હતા. પણ બચારાને ફકત એજ એક ધખારો હતો જે તમને જણાવીને અમે તો ફકત અમારી ફરજ અદા કીધી છે."

મેં તેઓનો ઉપકાર માની જવાની રજા લીધી. તેઓએ મને સધ્યારો આપ્યો કે મારાં કામ ઉપર તેઓ પુરતી તકેદારી રાખી તે બરાબર બજાવશે. વલી તેઓએ મને કાંઇ પૈસા જોઇતા હોય તો વગર ઓસકાવે તેઓ પાસથી માંગવાની અરજ કીધી પણ મારા નવા મીત્ર શીહાગુણની પાકીટનો હાલ તો મારાં ગજવામાં ભાર હોવાથી મેં તેઓને ખુલ્લું કહ્યું કે મને કાંઇ પૈસાની અગત હતી નહીં. આ સાંભલી તેઓ જરા વીસ્મય પામ્યાં પણ સભ્યતાને ખાતર મને વધારે પુછવાનું મોકુફ રાખી મને રૂખસદ આપી.

તેઓની ઓફીસમાંથી નીકલી હું વીચારવંત હાલે ધીમે કદમે રસ્તા ઉપર ચાલતો હતો. તેટલાં એતેફાક એક ધણી સાથે અડી પડયો અને ઉભા રહી જઇ ઉંચુ જોઉં છું તો તે પેલોજ ગઇ કાલે સહવારના મને મારૂં લખાણ પાછું આપી તેને ઉતારી પાડનાર છાપખાનાવાળો હતો.

"હો, હો, વલી કયાં લટાર મારવા નીકલી પડયા છો?" તેણે મને ઓળખતાંજ પુછ્યું. "હજી પેલો નીબંધ છપાવી પ્રગટ કરવાની વેતરણમાંજ છો કે? બાપુરે, મારૂં માન, એ લખાણ બીલકુલ ચાલશે નહીં."

"ચાલશે ને ફર ચાલશે." મેં હલવેથી ભાર મુકીને કહ્યું. "હું પોતેજ તે હવે છપાવી બહાર પાડીશ,"

"હેં? શું?" તેણે અજબ થઇ ડોળા ફાડી પુછ્યું "તું પોતે છપાવશે? અરે નજદીક તુને પોણોસોથી સો રૂપ્યાનો ખરચ થશે તે જાણે છે કે?"

"હજાર રૂપ્યાનોબી થાય તો શું સુજાકો છે!"

તે પાછો અજબ થયો અને મને ટગર ટગર જોવા લાગ્યો.

"પણ—પણ—હું તો ધારતો હતો કે" તે ગુંચવાઇ ગુંચવાઇને બોલવા લાગ્યો. "હું તો ધારતો હતો કે તારી પાસ બીલકુલ ફુલુસ માકીસ—"

"હતા" મેં તેનું બોલવું પુરૂં કીધું "પણ હવે નથી."

અને મારી ફેરવાયલી હાલતનો મને પાછો ખ્યાલ આવવાથી હું ખડખડ હસી પડયો. તે છાપાવાળો ખસયાણો પડી ગયો, અને અચરતીથી દીગ્રમુઢ જેવો મારી તરફ ટીકવા લાગ્યો. તેને વીચાર આવ્યો કે ગરીબાઇની હાડમારીઓ ખમતા ભુખમરાથી કદાચને મા. ભેજું ખસી ગયું હશે. તેનો એ વીચાર પામી જઇ મેં મારૂં હસવું બંધ કીધું અને તેનો એક હાથ મારા હાથમાં પકડી મેં કહ્યું:-

"જુવો, વખત ફેરવાઇ ગયો છે. ગઈ કાલે અત્યારે હું તમારી આગળ આવ્યો ત્યારે એક ભુખે મરતો ભીખારી હતો. આજે તેજ વખતે હું તમારી આગળ એક લખપતી શેઠયા તરીકે ઉભો છું." મારૂં હસવું જેમ તેમ દબાવી હું ગંભીરાઇથી બોલવા લાગ્યો. "ગઇ કાલે મારી હાલત ઉપર તમે રહેમ કરી મને જમવાનું વતીઃ ઇજન કીધું હતું. આજે હું મારી દોલત ઉપર મુસતાક રહી પચાસ લાખના એક ધણી તરીકે તમો સામે ઉભો છું. મારી ચોપડી હવે હું પોતેજ છપાવી બાહેર પાડવાને સામરથવાન છું. તેની છપાઇના પૈસા કરતાં પાંચ ઘણા વધારે પૈસા હાલ મારાં ગજવાંમાં મોજુદ છે." એમ કહી મેં તેનો હાથ છોડી દઇ મારૂં ગજવું ઠોકી દેખાડયું.

"અલ્લા હો અકબેરની રહેમ હોજો!" તે ધીમે સાદે બોલ્યો. "મને તો એ બધું એક સ્વપના જેવું લાગે છે, મારા જન્મમાં મેં એવી અજબ જેવી વાત કદી સાંભલી નથી."

"અને તે વાત ખરી છે." મેં પાછું મારૂં હસવું જેમ તેમ દાબીને કહયું. "આ જીંદગીમાં એવી અજબ જેવી ઉથલ પાથલો હમેશાંજ થાય છે. કહેવત છે કે "રંકના રાય ને રાયના રંક." પણ હવે તો હું મારી એ ચોપડી છપાવી પ્રગટ કરી દુન્યામાં નામના કાઢીશ. બોલો, તે છાપવાનું તમે શું લેશો?"

"હું છાપવાનું શું લઇશ?"

"હા, કાંય નહીં લેવો? પ્રજામાં તેને કેમ ફેલાવવી, તેને કેવી પ્રસીધતા આપવી તે મારૂં કામ છે અને હું કરીશ. તમે ફકત તેને છાપી પ્રગટ કરો. અને તેમાં તમનેજ લાભ છે. હું ફકત તેના લખનાર તરીકે જાહેરમાં આવીશ જયારે તમે તેના છાપનાર તરીકે પ્રજામાં જાહેર થશો. હું તેની જાહેર ખબર બહુ મોટા વીસતારમાં છપાવીશ. એટલે તેથી તમનેજ લાભ થશે. વલી આજ કાલના એકલ-પેટા, ચીબાવલા, અને ટુંક નજરના ટીકાકારોને કેવી રીતે હાથમાં લેવા તે હું સારી પેઠે સમજું છું એટલે અને મારા પૈસાના જોરે હું હવે એજ મારાં એક વખતનાં હીણાયલા, તોછડાયલાં, અળખામણાં થયલાં લખાણની જાબજા તારીફ કરાઉં તોજ ખરો. માટે બોલો તમે એનું શું લેશો. તમારે ગમે તેવી મોહટી કીંમત તેની માંગો. મને તેની દરકાર નથી."

"પણ-પણ-આ બધું એટલું તો અચ-બુચ બન્યું છે કે મને તો કાંઇ ખ્યાલમાંજ ઉતરતું નથી. મને વીચાર કરવાનો વખત આપો-"

"ઠીક છે, આવતી કાલે તમે મને જે તે જવાબ નકી આપજો. જો તમો નહીં છાપશો તો હું કોઇ બીજા છાપખાનામાં છપા-વીશ. અને જે લાભ તમને આપવાની મારી મરજી છે તે બીજો કોઇ લઇ જશે. માટે જે તે નકી જવાબ મને જણાવજો. સાહેબજી."

"અરે પણ સબુર તો કરો." મને રોકી તે બોલ્યો. "તમારાં નસીબના ચકરાવા સાથ તમારૂં કે મારૂં ભેજું ફરી ગયું છે તેબી સમજ પડતું નથી. તમે મને મુબારકબાદી આપવા-નોબી વખત આપતા નથી." એમ કહી તેણે મારો હાથ પોતાના હાથમાં લઈ અંતકરણની ખરી લાગણીથી હીલવ્યો. "અને તમારી ચોપડીમાં મને તો કાંઇ અડચણ જેવું લાગતું નથી. તેમાં લખેલી ભાશા, તેનો તોર વગેરે ઘણાંજ ઝમકદાર છે પણ તે રસકસ વગરની

લુખી હોવાથીજ તેની ફતેહ માટે મને શક હતો. આજના જમાનામાં તો લોકો સંસારી નાલેસીઓ, કાત્રા દાવા, દગા ફટકા અને ચોરી બદફેલીના રસીલા હેવાલો વાંચવામાં વધુ મજાહ લેછે. પણ હું તે માટે વિચાર કરી તમને જણાવીશ. તમારૂં ઠેકાણું શું ?"

"વૉટસન હોટેલ" મેં ભપકામાં કહ્યું. "કાલે બપોરે આપણે ત્યાં સાથેજ જમીશું. માટે જો તમે આવનાર હો તો મને આગમજથી ચેતાવજો અને તમારો જવાબખી લેતા આવજો."

એટલું કહી હું તેનાથી જુદો પડયો. અને તેની અજાયબી ઉપર મુછમાંજ હસતો મારો રસ્તો લેવા લાગ્યો. ત્યાંથી નીકળી મેં એક મોટી ભપકાદાર દુકાનમાં મારાં કપડાં લતાં વગેરેનો એક મોહટો ઑરડર આપ્યો જે તે દુકાનવાળાએ તુરતજ બજા લાવવા કબુલ કીધો. એ પછી મેં મારી જુની ગરીબડી ધરવાળીને મેં તેણીનું ચઢેલું બાહું તથા બીજા થોડાક વધુ રૂપિયા આપ્યા. બપોર પડતાં હું પાછો હોટેલમાં ગયો, જ્યાં એક હજુરયાએ મને બહુ વાંકો વળી નમી સલામ કરતાં કહ્યું કે "હજુર સાહેબ; મારે માટે ખાણું ખાવા ખોટી હતા." હું તરતજ મારા એ મિત્રના ઓરડામાં દાખલ થયો જે એક બારી આંગળ ઉંચી કારીગીરીના એક બીલોરી બૉક્સમાં મુકેલી કાંઇ ચીજ પ્યારથી નિહાળીને જોતો હતો.

"ઓહ ! અલી તું આવ્યો કે ?" તેણે મારો ખખડાટ સાંભળી મારી તરફ ફરીને કહ્યું. "મેં ધાર્યું કે તારૂં કામ બપોર સુધીમાં થાશેજ અને તેથી હું તારી વાટ જોતો ખોટી રહેલોછું."

"તમારો ઉપકાર થયો." તેના આ સાદા ખુલ્લા આવભાવથી ખુશી થઇ હું બોલ્યો. "પણ એ તમારા હાથમાં શું છે ?"

"એ તો મારી એક લાડકી, માણીતી, અજેબ ચીજ છે." તેણે હસીને જવાબ આપ્યો. "તેં કોઇબી દિવસે એવી ચીજ જોઇછે કે ?"

---

## પ્રકરણ ૬ ઠું.

હું તેની નજદીકમાં ગયો અને પેલો દાબડો ધ્યાનથી જોવા લાગ્યો. તેના બીલોરમાં ઝીણાં ઝીણાં છેડા હવાની આવજાવ માટે પાડેલાં હતાં અને અંદર કોઇ જાતનું પાંખોવાળું જીવજંત વરસાદની કમાનના સાતે રંગોમાં સજ્જ થયલું પડેલું હતું.

"એ જીવતું છે કે ?"

"હા, જીવતું બી છે અને અકલમંદ છે." શીહાગુણે જવાબ આપ્યો "હું એને હંમેશ ખવડાવુંછું અને તેથી એ મને ઓળખેછે. આદમજાત એટલું અકલમંદ હોતું નથી. તેને કોણ ખવડાવેછે તે જાણતું નથી અને ચણવાની દરકાર કરતું નથી. એ વળી કેટલું પળોટાયલું છે તે જો"—એટલું બોલી પેલા દાબડાની સોનેરી ચાંપ દાબી પોતાનું એક આંગળું તેમાં મુકયું. પેલું જીવજંત તુરતજ અંદર હાલવા લાગ્યું અને તેમ કરતાં સુર્યનાં કીરણોના ઉજાસમાં તેના રંગો ઝપોઝપ બદલાવા લાગ્યા. તેણે તુરત પોતાની પાંખો ફફડાવી અને પોતાના પાલણહારના આંગળાં ઉપર સરસર ચઢી આવ્યું. શીહાગુણે તે હાથ ઉંચો કીધો અને તેને જરા હળવેથી એમ તેમ હીસવતાં બોલ્યો. "ઉડ, નાસુરી, ઉડીને પછી પાછી મારી આગળ આવ."

તુરતજ તે કસારૂં ઉડયું અને ઓરડાની આસપાસ આમતેમ ઉડી પાછું પોતાના માલીકના હાથ ઉપર આવી બેઠું.

આપણા લોકો કહેછે કે જીંદગીનો ભરોસો નથી માટે હર પળે મોહતની રાહ જોઇ તેનોજ ખ્યાલ રાખવો જોઇએ. હું કહુંછું કે એ કેહતી ખોટી છે અને જીંદગી અમર હોવાથી તે કદી મરતીજ નથી. માટે મોહત જેવું કાંઇ છેજ નહિ ખરી રીતે તો એમ કહેવું જોઇએ કે "જીંદગી અમર છે માટે મોહતનો ખ્યાલજ રાખવો દરકાર નથી અને તેનો જીવતો દાખલો આ કસારૂં

છે. એ કાંઇ એકજ દાખલો નથી. એવા બીજા ઘણાબી છે. એ મારાં હાથમાં એક અજબ જેવા સંજોગો વચ્ચે આવ્યું છે. તે વાત સાંભલવાથી તું કંટાળશે તો નહિ ?"

"નહિ" મેં આ વળી નવું ખેમાણ સાંભળવાની જીજ્ઞાસાથી કહ્યું.

"એમ બન્યું કે મારી રખડતી જીંદગીના એક સફર દરમ્યાન હું અસલ ઇજીપ્તનાં એક નામચીન શહેરમાં રહેતો હતો. તે વખતે ત્યાંના અસલ જમાનામાં દટાયલી પણ રસાયણી પ્રયોગોથી જળવાયલી * મમી (ઓરતનું મુરદ્દું) ખોદી કાઢી ઉખેરવામાં આવ્યું. તેણીનાં મુરદાં ઉપરથી મળેલા લેખોથી જણાતું કે તેણી કોઇ અસલ જમાનાના મશહુર બાદશાહી કુટુંબની એક શાહજાદી હતી. તેણીના શરીર ઉપરથી અજબ કીસમની બનાવતનાં અનેક ગોહેરો મલ્યાં. આ ગોહેરોમાં તેણીની છાતી ઉપર બે ઇંચ સમચોરસ સોનેરી એક તખતી હતી. આ તખ્તી ઉપાડતાં તેની નીચેનું માંસ સડી જઇ તેમાં આ જીવ પડી આવેલો મેં જોયો. અને તેના વીચિત્ર દેખાવ, હેયાતી અને રંગોને લીધે મેં તેને ઉપાડી લીધો."

"કેવું કમકમાત ભરેલું" મેં કહ્યું. "જો તમારી જગાએ હું હતે તો જરૂર તેને મારી નાખતે. અથવા નહીં મારી નાખતે તોબી તેને આવી રીતે લાડથી ઉછેરતે તો નહીંજ."

"તારી ભુલ છે પ્યારા 'અલી" તેણે મને ટીકી ટીકીને જોતાં કહ્યું. "તું અર્થ વીદ્યા કે ગુપત વીદ્યા બીલકુલ સમજતો નથી. આ વીચીત્ર કસારાંને જોઇ મને તુરત ખ્યાલ આવ્યો કે આદમ જાતનો જીવ અમર છે. તે મરતો નથી. અને ચાર હજાર વરસ ઉપર દતાયલી તે મગરૂર, પણ કદાચને કોઇની પ્યારી કે કોઇનાં ફાંદામાં ફસેલી, કે કોઇને પોતાના ફાંદામાં ફસાવનારી, કદાચને દુઃખી અને કંગાળ જીંદગી ભોગવી પોતાની મતીમાં ફના થનાર તે શાહાજાદીનો જીવ આ કસારાં રૂપી અવતારમાં પાછો કાં નહીં સજીવન થયો હોય ? બાતુ યાને સજીવન થયલા આશક'ની મીશાળ પોતાની કાયા અમર કરી નહીં શકયાથી પણ પોતાના પ્યારાને મલવાની આશામાં તેણી હજી જીવતી કાં નહીં હોય ? અને જીવતી હોય તો એક ખુબસુરત ઓરતના નહીં પણ એક વીચીત્ર પણ ખુબસુરત કસારાંના આકારમાં પાછો પોતાનો અવતાર કાં નહીં લીધો હોય ? અને તેમ બધું જો બને તો પછી કાં નહીં હુંજ તેનો માશુક અને એ મારી આશક હોય ?"

આ તકરાર સાંભલી હું કમકમયો. તેના બોલવાનો ભાવાર્થ જો ખરો હોય તો મારો પુર્વ કાળ કેવો જનમ હશે ? તે પોતે કોણ હશે ? મેં તેને કોઇ બીજાજ અવતારમાં મારી સામે ઉભેલો જોયો અને ખુદરતી રીતે મારાં જીગરમાં તેને માટે કંઇ ધાસતી પેઠી. પણ તે તુરત કાઢી નાખી મેં તે કસારાંને વધારે બારીકીથી તપાસ્યું. આ વખતે તે જાણે મને ડોલા ગુરકી મારી હાર ઉપર ખુશી થતું હોય એવી રીતે ચકચકીત દોલાથી જોવા લાગું અને હું કમકમીને, ધ્રુજી બીહને તેની આગળથી ખસી ગયો. અને થોડો વાર વીચાર કરીને બોલ્યોઃ–

"હું ધારૂં છું કે તમારી અર્થ વીદ્યા પ્રમાણે તો તમે જાણતા હોવા, જોઇએ કે કોઇ પણ ચીજ નાશકારક નથી."

"અલબત નહીંજ" તેણે કહ્યું. "અને દુઃખબી તેમાંજ છે. કોઇબી ચીજનો નાશ છેજ નહીં. આપણાં ભેજામાં પેદા પડતો આપણો વીચારબી નાશ તો પામતોજ નથી. પણ ચાલ હવે ખાવા જઇએ અને ત્યાં તેં આજે સહવારના શું કીધું તે મને કહેજે."

ખાણાંની ટેબલ ઉપર બેઠા પછી મેં તેને મારા વડીલોની તથા પેલા છાપખાનાવાલાની મુલાકાતો કહી સંભલાવી.

* મમી (અસલ ઇજીપસ્યન પ્રજાઓની મુરદાં જાળવી રાખવાની રીત.)

"એખી ઠીક થયું" તેણે સઘળું રમુજ વચે સાંભલી લઇને કહયું. "પવનને પીઠ દેનાર એવા ઘણાક આપમતલબીઓ આજે એક વાત માટે ના પાડી કાલે તેથીજ જો પોતાની મતલબ સરતી હોય તો તે કરવાને તૈયાર થશે. પૈસો કેવી એજમતી ચીજ છે, તેનેથી શું શું ખરીદી શકાય છે, તે તું એટલા ઉપરથીજ જોઇ શકશે. પૈસાથી તું એક રાજ-પાતળી ખરીદી શકે, કે પૈસાથી તુંને બેહસ-તમાં સારી જગા મળશે એવો બી સધયારો પામી શકે. આ દુન્યામાં દરેક ચીજ દામથી ખરીદી શકાય છે અને પવન કે સુર્યના તાપ સીવાય દરેક ચીજનું દામ પડે છે; પછી તે ગમે તો પૈસાના આકારમાં, ગમે તો ખુનખાર લોહી રેડીને, ગમે તો જળતા છીગરનાં આંસુથી કે ગમે તો હેવાન્યત જુલમથી આપી શકો."

આ વખતે આમીલ જે તેના શેઠની ખુરસી પછવાડે અદબ વાલીને ઉભો હતો તેનાં મોહ ઉપર છુપું હસવું પ્રગટી નીકલ્યું. હું તે જોઇને અજબ થયો અને મારો એ સખસ તરફનો અભાવ વધારે મજબુત થતો ગયો. વલી શીહાગુણનાં ઉપલાં બોલવાનો હું જે ભાગો તુંનો જવાબ આપવા જતો હતો તે તેને હસતો જોઇને હું ભુલી ગયો.

ખાણું ખલાસ થયા પછી આમીલે અમારી નજદીક સરસમાં સરસ તંબાકુની બીડીઓ, શરાબી જાસો, અને ખુશબોદાર અને ખુબસુરત હુકાઓ મેલી બહાર ગયા પછી શીહાગુણ બોલ્યો. "અલી, હવે તારી જીંદગી તું કેમ ગુજારવા માંગે છે તે મને જણાવ. ખરી રીતે તારા પૈસાનો તું શું ઉપયોગ કરશે."

"પૈસાનો ઉપયોગ?" હું હસીને બોલ્યો. "તમે એમ તો નથીજ ધારતા કેની, પ્યારા નવાબ, કે એ પૈસામાંથી હું એકુ મસીદ બંધાઉ કે એકુ ઇસપીટાલનો પાયો નખાઉ, કે રખડતા છોકરાઓને મફતનો ખીચડો ખવ-ડાવી તેઓની હરામખોરીને ઉતેજન આપું? નહીં, એવું હું કાંઇ કરનાર નથી, મારી પોતાની મોજ મજાહો માટેજ એ પૈસાનો ઉપયોગ કરવાનો મારો વીચાર છે. અને પૈસાના જોરથી એવી મજાહો નવી નવી હું હમેશ વેર ભોગવીશ.

શીહાગુણ મારી તરફ ટીકીટીકીને જોવા લાગ્યો. તેના ચેહરા ઉપર રમુજ પંકરાઇ રહી હતી. પણ તેમાં તે મારી મશકરી કરતો હતો કે મારા વીચારને મળતો થતો હતો તે હું સમજી શકયો નહીં.

"તારી દોલતના જોરે તું સેંકડો કંગાળો ને સુખી કરી શકે" તેણે કહ્યું.

"છટ છટ, પહેલાં હું તો સુખી થાઉં." મેં કહ્યું. "અલબત એમાં તમે મને એકલપેટો કહેશો. પણ હું તમો માફક પરગજુ નથી."

હજી તેણે મારી તરફ ટીકવાનું છોડયું નહીં અને બોલ્યોઃ—

"તારા જેવી હાલતમાં તો તું તારા જેવા ગરીબ વિદવાનોને મોટી મદદ કરી શકે–"

"બસ, બસ," હું વચ્ચે બોલી ઉઠયો. "તે તો હું બીલકુલ કરીશજ નહિ. જમીન ને આસમાન એક થાય તોબી હું તેવું કરનાર નથી. મારી કીસમ સાહીતયમાં પડેલાઓએ મને દરેક પગલે ઠોકર ઠોકરે માર્યાછે અને મને કટકો રોટલી કમાતાં અટકાવવાને પોતાથી બનતું કર્યુ છે તો હવે મારી વારણ આવીછે, તેઓને ઠોકરે મારવાનો હવે મારો વખત આવ્યો છે તો હવે હું તેઓનેબી થોડીજ દયા, થોડીજ મદદ, થોડીજ માયાળુ લાગણી દેખાડીશ, અને હું જે કરીશ, તે ખરાં અંતઃકરણની લાગણીથી સંપુરણ રીતે કરીશ."

"અને હું બી હમેશ તેમજ કરૂં છું." શીહાગુણ તુરંત બોલી ઉઠયો. "હું જે કાંઇ હાથ ધરૂં છું તે પકેપાયે સરંજામ ઉતારૂં છું. પણ ત્યારે તું કેવી મજાહ હાલ મેળવવા માગેછે."

"મારી ચોપડી છપાવી પ્રગટ કરી તેને દુન્યામાં જાહેરાત આપવામાં."

છે. એ કાંઇ એકજ દાખલો નથી. એવા બીજા ઘણાખી છે. એ મારાં હાથમાં એક અજબ જેવા સંજોગો વચે આવ્યું છે. તે વાત સાંભલવાથી તું કંટાળશે તો નહિ ?"

"નહિ" મેં આ વળી નવું ખેમાણ સાંભળવાની જીગ્નાસાથી કહ્યું.

"એમ બન્યું કે મારી રખડતી જીંદગીના એક સફર દરમ્યાન હું અસલ ઇજીપ્તનાં એક નામચીન શહેરમાં રહેતો હતો. તે વખતે ત્યાંના અસલ જમાનામાં દટાયલી પણ રસાયણી પ્રયોગોથી જળવાયલી * મમી (ઓરતનું મુરદુ) ખોદી કાઢી ઉખેરવામાં આવ્યું. તેણીનાં મુરદાં ઉપરથી મળેલા લેખોથી જણાતું કે તેણી કોઇ અસલ જમાનાના મશહુર બાદશાહી કુટુંબની એક શાહજાદી હતી. તેણીના શરીર ઉપરથી અજબ કીસમની બનાવતનાં અનેક ગોહેરો મલ્યાં. આ ગોહેરોમાં તેણીની છાતી ઉપર બે ઇંચ સમચોરસ સોનેરી એક તખતી હતી. આ તખ્તી ઉપાડતાં તેની નીચેનું માંસ સડી જઇ તેમાં આ જીવ પડી આવેલો મેં જોયો. અને તેના વીચિત્ર દેખાવ, હેયાતી અને રંગોને લીધે મેં તેને ઉપાડી લીધો."

"કેવું કમકમાત ભરેલું" મેં કહ્યું. "જો તમારી જગાએ હું હતે તો જરૂર તેને મારી નાખતે. અથવા નહીં મારી નાખતે તોબી તેને આવી રીતે લાડથી ઉછેરતે તો નહીંજ."

"તારી ભુલ છે પ્યારા "અલી" તેણે મને ટીકી ટીકીને જોતાં કહ્યું. "તું અર્થ વીદ્યા કે ગુપત વીદ્યા બીલકુલ સમજતો નથી. આ વીચીત્ર કસારાંને જોઇ મને તુરત ખ્યાલ આવ્યો કે આદમ જાતનો જીવ અમર છે. તે મરતો નથી. અને ચાર હજાર વરસ ઉપર દટાયલી તે મગરૂર, પણ કદાચને કોઇની પ્યારી કે કોઇનાં ફાંદામાં ફસેલી, કે કોઇને પોતાના ફાંદામાં ફસાવનારી, કદાચને દુઃખી અને કંગાળ જીંદગી ભોગવી પોતાની મતીમાં ફના થનાર તે શાહાજાદીનો જીવ આ કસારાં રૂપી અવતારમાં પાછો કાં નહીં સજીવન થયો હોય ? બાનુ યાને સજીવન થયલા આશકની નીશાળ પોતાની કાયા અમર કરી નહીં શક્યાથી પણ પોતાના પ્યારાને મલવાની આશામાં તેણી હજી જીવતી કાં નહીં હોય ? અને જીવતી હોય તો એક ખુબસુરત ઓરતના નહીં પણ એક વીચીત્ર પણ ખુબસુરત કસારાંના આકારમાં પાછો પોતાનો અવતાર કાં નહીં લીધો હોય ? અને તેમ બધુ જો બને તો પછી કાં નહીં હુંજ તેનો માશુક અને એ મારી આશક હોય ?"

આ તકરાર સાંભલી હું કમકમયો. તેના બોલવાનો ભાવાર્થ જો ખરો હોય તો મારો પુર્વ કાળ કેવો જનમ હશે ? તે પોતે કોણ હશે ? મેં તેને કોઇ બીજાજ અવતારમાં મારી સામે ઉભેલો જોયો અને કુદરતી રીતે મારાં જીગરમાં તેને માટે કંઇ ધાસતી પેઠી. પણ તે તુરત કાઢી નાખી મેં તે કસારાંને વધારે બારીકીથી તપાસ્યું. આ વખતે તે જાણે મને ડોલા ગુરકી મારી હાર ઉપર ખુશી થતું હોય એવી રીતે ચકચકીત દોલાથી જોવા લાગ્યું અને હું કમકમીને, ધ્રુજી બીહને તેની આગળથી ખસી ગયો. અને થોડો વાર વીચાર કરીને બોલ્યો:-

"હું ધારૂં છું કે તમારી અર્થ વીદ્યા પ્રમાણે તો તમે જાણતા હોવા જોઇએ કે કોઇ પણ ચીજ નાશકારક નથી."

"અલબત નહીંજ" તેણે કહ્યું. "અને દુઃખબી તેમાંજ છે. કોઇબી ચીજનો નાશ છેજ નહીં. આપણાં ભેજામાં પેદા પડતો આપણો વીચારબી નાશ તો પામતોજ નથી. પણ ચાલ હવે ખાવા જઇએ અને ત્યાં તેં આજે સહવારના શું કીધું તે મને કહેજે."

ખાણાંની ટેબલ ઉપર બેઠા પછી મેં તેને મારા વડીલોની તથા પેલા છાપખાનાવાલાની મુલાકાતો કહી સંભલાવી.

* મમી (અસલ ઇજીપશ્યન પ્રજાઓની મુરદાં જાળવી રાખવાની રીત.)

"એબી ઠીક થયું" તેણે સઘલું રમુજ વચે સાંભલી લઇને કહયું. "પવનને પીઠ દેનાર એવા ઘણાક આપમતલબીઆઓ આજે એક વાત માટે ના' પાડી કાલે તેથીજ જો પોતાની મતલબ સરતી હોય તો તે કરવાને તૈયાર થશે. પૈસો કેવી એજમતી ચીજ છે, તેનેથી શું શું ખરીદીં શકાય છે, તે તું એટલા ઉપરથીજ જોઇ શકશે. પૈસાથી તું એક રાજ-પાતબી ખરીદી શકે, કે પૈસાથી તુંને બેહસ-તમાં સારી જગા મળશે એવો બી સધધારો પામી શકે. આ દુન્યામાં દરેક ચીજ દામથી ખરીદી શકાય છે અને પવન કે સુર્યના તાપ સીવાય દરેક ચીજનું દામ પડે છે; પછી તે ગમે તો પૈસાના આકારમાં, ગમે તો ખુનખાર લોહી રેડીને, ગમે તો જળતા જીગરનાં આંસુંથી કે ગમે તો હેવાન્યત જુલમથી આપી શકો."

આ વખતે આમીલ જે તેના શેઠની ખુરસી પછવાડે અદબ વાલીને ઉભો હતો તેનાં મોહ ઉપર છુપું હસવું પ્રગટી નીકળ્યું. હું તે જોઇને અજબ થયો અને મારો એ સખસ તરફનો અભાવ વધારે મજબુત થતો ગયો. વલી શીહાગુણનાં ઉપલાં બોલવાનો હું જે ભાગો તુનો જવાબ આપવા જતો હતો તે તેને હસતો જોઇને હું ભુલી ગયો.

ખાણું ખલાસ થવા પછી આમીલે અમારી નજદીક સરસમાં સરસ તંબાકુની બીડીઓ, શરાબી જામો, અને ખુશબોદાર અને ખુબસુરત હુકાઓ મેલી બહાર ગયા પછી શીહાગુણ બોલ્યો. "અલી, હવે તારી જીંદગી તું કેમ ગુજારવા માંગે છે તે મને જણાવ. ખરી રીતે તારા પૈસાનો તું શું ઉપયોગ કરશે."

"પૈસાનો ઉપયોગ?" હું હસીને બોલ્યો. "તમે એમ તો નથીજ ધારતા કેની, પ્યારા નવાબ, કે એ પૈસામાંથી હું એકુ મસીદ બંધાઉ કે એકુ ઇસપીટાલનો પાયો નખાઉ, કે રખડતા છોકરાઓને મફતનો ખીચડો ખવ-ડાવી તેઓની હરામખોરીને ઉત્તેજન આપું? નહીં, એવું હું કાંઇ કરનાર નથી, મારી પોતાની મોજ મજાહો માટેજ એ પૈસાનો ઉપયોગ કરવાનો મારો વીચાર છે. અને પૈસાના જોરથી એવી મજાહો નવી નવી હું હમેશ વેર ભોગવીશ.

શીહાગુણ મારી તરફ ટીકીટીકીને જોવા લાગ્યો. તેના ચેહરા ઉપર રમુજ પંઠરાઇ રહી હતી. પણ તેમાં તે મારી મશકેરી કરતો હતો કે મારા વીચારને મળતો થતો હતો તે હું સમજી શકયો નહીં.

"તારી દોલતના જોરે તું સેંકડો કંગાળો ને સુખી કરી શકે" તેણે કહ્યું.

"છટ છટ, પહેલાં હું તો સુખી થાઉં." મેં કહ્યું. "અલબત એમાં તમે મને એકલપેટો કહેશો. પણ હું તમો માફક પરગજુ નથી."

હજી તેણે મારી તરફ ટીકવાનું છોડયું નહીં અને બોલ્યોઃ—

"તારા જેવી હાલતમાં તો તું તારા જેવા ગરીબ વિદવાનોને મોટી મદદ કરી શકે—"

"બસ, બસ," હું વચ્ચે બોલી ઉઠયો. "તે તો હું બીલકુલ કરીશજ નહિ. જમીન ને આસમાન એક થાય તોબી હું તેવું કરનાર નથી. મારી કીસમ સાહીત્યમાં પડેલાઓએ મને દરેક પગલે ઠોકર ઠોકરે માર્યાછે અને મને કટકો રોટલી કમાતાં અટકાવવાને પોતાથી બનતું કર્યું છે તો હવે મારી વારણ આવીછે, તેઓને ઠોકરે મારવાનો હવે મારો વખત આવ્યો છે તો હવે હું તેઓનેબી થોડીજ દયા, થોડીજ મદદ, થોડીજ માયાળુ લાગણી દેખાડીશ, અને હું જે કરીશ, તે ખરાં અંતઃકરણની લાગણીથી સંપુરણ રીતે કરીશ."

"અને હુંબી હંમેશ તેમજ કરૂંછું." શીહાગુણ તુરત બોલી ઉઠયો. "હું જે કાંઇ હાથ ધરૂંછું તે પકેપાયે સરંજામ ઉતારૂંછું. પણ ત્યારે તું કેવી મજાહ હાલ મેળવવા માગેછે."

"મારી ચોપડી છપાવી પ્રગટ કરી તેને દુન્યામાં જાહેરાત આપવામાં."

છે. એ કાંઇ એકજ દાખલો નથી. એવા બીજા ઘણાબી છે. એ મારાં હાથમાં એક અજબ જેવા સંજોગો વચે આવ્યું છે. તે વાત સાંભલવાથી તું કંટાળશે તો નહિ ?"

"નહિ" મેં આ વળી નવું ખેમાણ સાંભળવાની જીજ્ઞાસાથી કહ્યું.

"એમ બન્યું કે મારી રખડલી જીંદગીના એક સફા દરમ્યાન હું અસલ ઇજીપ્તનાં એક નામચીન શહેરમાં રહેતો હતો. તે વખતે ત્યાંના અસલ જમાનામાં દટાયલી પણ રસાયણી પ્રયેગોથી જળવાયલી * મમી (ઓરતનું મુરદુ) ખોદી કાઢી ઉખેરવામાં આવ્યું. તેણીનાં મુરદાં ઉપરથી મળેલા લેખોથી જણાતું કે તેણી કોઇ અસલ જમાનાના મશહુર બાદશાહી કુટુંબની એક શાહજાદી હતી. તેણીના શરીર ઉપરથી અજબ કીસમની બનાવતનાં અનેક ગોહેરો મલ્યાં. આ ગોહેરોમાં તેણીની છાતી ઉપર બે ઇંચ સમચોરસ સોનેરી એક તખતી હતી. આ તખ્તી ઉપાડતાં તેની નીચેનું માંસ સડી જઇ તેમાં આ જીવ પડી આવેલો મેં જોયો. અને તેના વીચિત્ર દેખાવ, હેયાતી અને રંગોને લીધે મેં તેને ઉપાડી લીધો."

"કેવું કમકમાત ભરેલું" મેં કહ્યું. "જો તમારી જગાએ હું હતે તો જરૂર તેને મારી નાખતે. અથવા નહીં મારી નાખતે તોબી તેને આવી રીતે લાડથી ઉછેરતે તો નહીંજ."

"તારી ભુલ છે પ્યારા 'અલી" તેણે મને ટીકી ટીકીને જોતાં કહ્યું. "તું અર્થ વીદ્યા કે ગુપત વીદ્યા બીલકુલ સમજતો નથી. આ વીચીત્ર કસારાંને જોઇ મને તુરત ખ્યાલ આવ્યો કે આદમ જાતનો જીવ અમર છે. તે મરતો નથી. અને ચાર હજાર વરસ ઉપર દટાયલી તે મગરૂર, પણ કદાચને કોઇની પ્યારી કે કોઇનાં ફાંદામાં ફસેલી, કે કોઇને પોતાના ફાંદામાં ફસાવનારી, કદાચને દુઃખી અને કંગાળ જીંદગી ભોગવી પોતાની મતીમાં ફના થનાર તે શાહાજાદીનો જીવ આ કસારાં રૂપી અવતારમાં પાછો કાં નહીં સજીવન થયો હોય ? બાનુ યાને સજીવન થયલા આશક'ની મીશાળ પોતાની કાયા અમર કરી નહીં શકયાથી પણ પોતાના પ્યારાને મલવાની આશામાં તેણી હજી જીવતી કાં નહીં હોય ? અને જીવતી હોય તો એક ખુબસુરત ઓરતના નહીં પણ એક વીચીત્ર પણ ખુબસુરત કસારાંના આકારમાં પાછો પોતાનો અવતાર કાં નહીં લીધો હોય ? અને તેમ બધુ જો બને તો પછી કાં નહીં હુંજ તેનો માશુક અને એ મારી આશક હોય ?"

આ તકરાર સાંભલી હું કમકમયો. તેના બોલવાનો ભાવાર્થ જો ખરો હોય તો મારો પુર્વ કાળ કેવો જનમ હશે ? તે પોતે કોણ હશે ? મેં તેને કોઇ બીજાજ અવતારમાં મારી સાંમે ઉભેલો જોયો અને ખુદરતી રીતે મારાં જીગરમાં તેને માટે કંઇ ધાસતી પેઠી. પણ તે તુરત કાઢી નાખી મેં તે કસારાંને વધારે બારીકીથી તપાસ્યું. આ વખતે તે જાણે મને ડોલા ગુરકી મારી હાર ઉપર ખુશી થતું હોય એવી રીતે ચકચકીત ડોલાથી જોવા લાગું અને હું કમકમીને, ધ્રુજી બીહને તેની આગળથી ખસી ગયો. અને થોડો વાર વીચાર કરીને બોલ્યોઃ—

"હું ધારૂં છું કે તમારી અર્થ વીદ્યા પ્રમાણે તો તમે જાણતા હોવા જોઇએ કે કોઇ પણ ચીજ નાશકારક નથી."

"અલબત નહીંજ" તેણે કહ્યું. "અને દુઃખબી તેમાંજ છે. કોઇબી ચીજનો નાશ છેજ નહીં. આપણાં ભેજાંમાં પેદા પડતો આપણો વીચારબી નાશ તો પામતોજ નથી. પણ ચાલ હવે ખાવા જઇએ અને ત્યાં તેં આજે સહવારના શું કીધું તે મને કહેજે."

ખાણાંની ટેબલ ઉપર બેઠા પછી મેં તેને મારા વડીલોની તથા પેલા છાપખાનાવાળાની મુલાકાતો કહી સંભલાવી.

* મમી (અસલ ઇજીપસ્યન પ્રજાઓની મુરદાં જાળવી રાખવાની રીત)

" એબી ઠીક થયું " તેણે સઘલું રમુજ પચે સાંભલી લઇને કહયું. " પવનને પીઠ દેનાર એવા ઘણાક આપમતલબીઆએ આજે એક વાત માટે નાં પાડી કાલે તેથીજ જો પોતાની મતલબ સરતી હોય તો તે કરવાને તૈયાર થશે. પૈસો કેવી એજમતી ચીજ છે, તેનેથી શું શું ખરીદી શકાય છે, તે તું એટલા ઉપરથીજ જોઇ શકશે. પૈસાથી તું એક રાજ-પાતબી ખરીદી શકે, કે પૈસાથી તુંને બેહસ-તમાં સારી જગા મળશે એવો બી સધયારો પામી શકે. આ દુન્યામાં દરેક ચીજ દામથી ખરીદી શકાય છે અને પવન કે સુર્યના તાપ સીવાય દરેક ચીજનું દામ પડે છે; પછી તે ગમે તો પૈસાના આકારમાં, ગમે તો ખુનખાર લોહી રેડીને, ગમે તો જળતા જીગરનાં આંસુથી કે ગમે તો હેવાન્યત જુલમથી આપી શકો. "

આ વખતે આમીલ જે તેના શેઠની ખુરસી પછવાડે અદબ વાલીને ઉભો હતો તેનાં મોહ ઉપર છુપું હસવું પ્રગટી નીકળ્યું. હું તે જોઇને અજબ થયો અને મારો એ સખસ તરફનો અભાવ વધારે મજબુત થતો ગયો. વલી શીહાગુણનાં ઉપલાં બોલવાનો હું જે ભાગો ટુનો જવાબ આપવા જતો હતો તે તેને હસતો જોઇને હું ભુલી ગયો.

ખાણું ખલાસ થવા પછી આમીલે અમારી નજદીક સરસમાં સરસ તંબાકુની બીડીઓ, શરાબી જામો, અને ખુશબોદાર અને ખુબસુરત હુકાઓ મેલી બહાર ગયા પછી શીહાગુણ બોલ્યો. " અલી, હવે તારી જીંદગી તું કેમ ગુજારવા માંગે છે તે મને જણાવ. ખરી રીતે તારા પૈસાનો તું શું ઉપયોગ કરશે."

"પૈસાનો ઉપયોગ ? " હું હસીને બોલ્યો. " તમે એમ તો નથીજ ધારતા કેની, પ્યારા નવાબ, કે એ પૈસામાંથી હું એક મસીદ બંધાઉ કે એક ઇસપીટાલનો પાયો નખાઉ, કે રખડતા છોકરાઓને મફતનો ખીચડો ખવ-ડાવી તેઓની હરામખોરીને ઉતેજન આપું ? નહીં, એવું હું કાંઇ કરનાર નથી, મારી પોતાની મોજ મજાહો માટેજ એ પૈસાનો ઉપયોગ કરવાનો મારો વીચાર છે. અને પૈસાના જોરથી એવી મજાહો નવી નવી હું હમેશ વેર ભોગવીશ.

શીહાગુણ મારી તરફ ટીકીટીકીને જોવા લાગ્યો. તેના ચેહરા ઉપર રમુજ પંકરાઇ રહી હતી. પણ તેમાં તે મારી મશકેરી કરતો હતો કે મારા વીચારને મળતો થતો હતો તે હું સમજી શકયો નહીં.

" તારી દોલતના જોરે તું સેંકડો કંગાળો ને સુખી કરી શકે " તેણે કહ્યું.

" છટ છટ, પહેલાં હું તો સુખી થાઉં." મેં કહ્યું. " અલબત એમાં તમે મને એકલપેટો કહેશો. પણ હું તમો માફક પરગજુ નથી. "

હજી તેણે મારી તરફ ટીકવાનું છોડયું નહીં અને બોલ્યોઃ—

" તારા જેવી હાલતમાં તો તું તારા જેવા ગરીબ વિદવાનોને મોટી મદદ કરી શકે-"

" બસ, બસ," હું વચ્ચે બોલી ઉઠયો. "તે તો હું બીલકુલ કરીશજ નહિ. જમીન ને આસમાન એક થાય તોબી હું તેવું કરનાર નથી. મારી કીસમ સાહીત્યમાં પડેલાઓએ મને દરેક પગલે ઠોકર ઠોકરે માર્યાછે અને મને કટકો રોટલી કમાતાં અટકાવવાને પોતાથી બનતું કર્યુ છે તો હવે મારી વારણ આવીછે, તેઓને ઠોકરે મારવાનો હવે મારો વખત આવ્યો છે તો હવે હું તેઓનેબીથોડીજ દયા, થોડીજ મદદ, થોડીજ માયાળુ લાગણી દેખાડીશ, અને હું જે કરીશ, તે ખરાં અંતઃકરણની લાગણીથી સંપુરણ રીતે કરીશ."

" અને હુંબી હંમેશ તેમજ કરૂંછું. " શીહાગુણ તુરત બોલી ઉઠયો. " હું જે કાંઇ હાથ ધરૂંછું તે પડેપાયે સરંજામ ઉતારૂંછું. પણ ત્યારે તું કેવી મજાહ હાલ મેળવવા માગેછે."

" મારી ચોપડી છપાવી પ્રગટ કરી તેને દુન્યામાં જાહેરાત આપવામાં. "

ખોદાને વીસરવાને વીલંબ લગાડતું નથી અને તેથી તે સેહતાનની મુરતી રોજબરોજ પુંજવાને ચુકતું નથી. તો હવે તુંજ વીચાર કર કે આવા સંજોગો વચે સેહતાન, આહુરહેમન કે શુક્રનો બેટો અંજીલનો ફરેસતો અથવા બીજી જે ગમે તે ઉપમાથી તેને બોલાવો તે આદમજાતને કેટલો ધીકારતો હશે."

"પણ તેના હાથમાં એક બીજેબી રસતો છે." મેં હસીને તકરાર ચાલુ રાખી. "તેણે લોકોને ફસાવવાની, બદીમાં ઉતારવાની વેતરણજ નહીં કરવી જોઇએ."

"તું ભુલે છે. એ કીસ્સા પ્રમાણે તેણે તો પોતાનો બોલ પાળવોજ જોઇએ." શીહાગુણ બોલ્યો. "તે પાકદરગાહમાં, તે પવીત્ર કે બલા સામે તેણે 'પણ' લીધું હતું કે તે આદમ જાતનો બીલકુલ નાશ કરશે અને તે પોતાનાં બોલેલા વચન તેણે તો પાલવાંજ જોઇએ. ફરેસતાંઓ પોતાના દરેક બોલેલા બોલો પાલવાને બંધાયલા છે જ્યારે આદમ જાત તો દગલે અને પગલે ખોદાના કસમ લે છે પણ તે પાલતા નથી."

"પણ એ તો બધું ખોટું તાહેલું છે." મેં કહ્યું. "તમો એ વાત ખરીજ માનતા હોવો એમ તમે બોલો છો. પણ હું નો ખોદા, સહેતાન, કે અમર જીંદગી, યા આબે-હૈયાત એવું કશું માનતો નથી."

"અને તેમાં તું સુખી છે. હું નાચાર છું કે હું તેમ કરી શકતો નથી. એ સઘલી ચીજોના હસતી હું માનું છું. મને માનવાને ફરજ પડે છે."

"ફરજ પડે છે? કોણ ફરજ પાડે છે?"

"કોણ પાડે છે?" તેણે ગંભીરાઇથી કહ્યું. "એ સવાલ બહુ ઉંડો છે. અને તેના ભીતરમાં જવાથી તુંને કાંઇબી ફાયદો થનાર નથી. હાલ તો આપણે જેની હસતી જાણીએ છીએ તેની-પૈસાનીજ-વાત કરની. તું કહે છે કે તારા પૈસાના જોરે તું તારી ચોપડી છપાવી પ્રસીધતા મેલવશે. પ્રસીધતા મેળવવાનો બીજો કાંઇ માર્ગ તુંને ખબર છે?"

"નહીં. તે શું?"

"પહેલાં તો જાહેરમાં છાપે છાપે તારે માટેના લખાણો આવવાથી તેમ બનશે. છાપાવાળાઓને એક વખત દેખાડવું જોઇએ કે પૈસા જેવી ચળકતી ચીજ તારી પાસ બીશયાર છે અને પછી જો તેઓ તારી તારીફનાં બાંકાં ફુકી પોતાની પેંપુરીઓ કેવી બોખરી કરી નાખશે! અને તેમ કરવા હુંને વધુમાં વધુ સોથી બસો રૂપ્યાનો ખરચ થશે."

"ત્યારે શું આ બધાં તારીફના બાંકાંઓ ફુકાય છે તે એમજ કે?"

"ત્યારે એમ નહીં તો કેમ? શું તું એમ ધારે છે કે પોતાને મોઢે સાચુ બોલીએછ એમ કહેનારા એ છાપાવાળા લોકોની ખરી ખોટી ખુબીઓ પીછાનીનેજ તેઓની તારીપ કરે છે? આ જમાનો તે નથી. આજ તો તમે છાપાવાળાઓંને કોઇ રીતેબી રાજી રાખી તેઓનાં ગજવાં ભરો અને પછી જુવો કે તમારી કેવી બોલબાલા બોલાય છે. પણ જો તમો તેમ નહીં કરો તો પછી પોતાનાં ચીઠરાઓનું ભરતયું કરવા તેઓ તમારી આગલી પાછલી સાકી બાકી કાઢવા બેસશે. હું એક એવા છાપાવાળાને ઓળખું છું જે સો બસોના એક ચેક માટે એવાં તો તારી તારીફના બાકાં ફુકાવશે, કે થોડા દીનમાં અલીબીન અબદુલા હમીર જેવો બીજો કોઇ સખસ દુન્યામાં છેજ નહીં એમ સર્વે જાણશે."

"ત્યારે તો જરૂર તેને બશો રૂપ્યા જાંસી તેને આપણી હેઠલીમાં લેવો, મારે તો ફકત દુન્યામાં નામજ કાઢવું છે."

"એ પ્રમાણે છાપે છાપે છપાયા પછી મોટ્રે ખાંચરે ઘુસવાની પેરવી કરવી જોઈએ. અને તેમ કરવા માટે જરા ચપળાઇ વાપરવી જોઇએ. બધાં બડેખાંઓ અને ગાડી ઘોડે ફરનારાઓને હસી હસીને સલામ કરવી, અને ગરીબોની સલામ તોર અને તુમાખથી લેવી.

Tarachand Navalchand Javeri



ખાનુંઓને તેઓનાં દરજીઓનાં બીલ ચુકવી આપી તેઓની દીલસોજી ખેંચવી, ગવરનર સાહેબની લેવીમાં જઇ ત્યાં તેવણુની વાખવાખી અને હાજી હા કરવી, એક મોટો બંગલો ખરીદ કરી તેમા વારંવાર પારટીઓ આપવી, અને પછી જો તારી વાખવાખીનાં રણસીંગડાં !

હું આ સઘળું હસીને સાંભળતો હતો.

"કૉરપોરેશન કે સ્ટેનડીંગ કમીટીમાં જવાનો હવે તારે અભખરો નહીં રાખવો, કારણ કે ત્યાં તો હવે ફકત ભેંજા ગેપો અને પરવારતા તાહેલાંબાજેજ જાય છે. તેને બદલે એક સરતનો ઘોડો ખરીદ કરી તેને શરતના મેદાનમાં ઉતારી તે જીત અને પછી જો કે નામચીન મરદોમાં તું કેવો નામચીન બનેછે."

"ઘોડો લેવો તો સહેલો છે પણ તેને જીતવો મુશકેલ છે. કાંઇ બધાજ શરતના ઘોડા જીતતા નથી." મે કહ્યું.

"જો તારી મરજીજ હોય કે આવતી શરતમાં તારે નામનો ઘોડો ઉતારવો અને તે જીતવો તો હું તને ખાતરી આપું છું કે તે જીતશેજ પણ ઘોડો અને તેનો હાંકનાર બેઉ મારી પસંદગીના હોવા જોઇએ."

"શું તમે કાંઇ જાદુગર છો, કીમ્યાગર છો કે એટલી બધી ખાતરીથી બોલો છો ?" તેના ખાતરી ભરેલા ઉપલા ઇશારાથી હું અચરત થઇ બોલ્યો.

"તે તો તારી ખાતરી કરીને જોજે. તારે નામે ઘોડો દાખલ કરાઉ ?"

"હવે તો ઘોડા નોધાવવાનો વખત વહી ગયો છે. અને મને કાંઇ શરતનો ઘણો શોખ બી નથી." મે કહ્યું. "અને શોખ હોય તો વખત ક્યાં છે ? એમ અચણુચ કોઇ ઘોડો નોંધાવી તેને જીતવા માટે તો ખુદ શેહતાનને તેની ઉપર બેસાડવો જોઇએ."

"તે મારૂ કામ છે" તેણે ભવાં ચઢાવી કહ્યું. "અને શોખને માટે તો તુંને તારા શોખો સુધારી આજે આગળ વધેલી દુન્યાના શોખોને અનુસરતા શોખો ધારણ કરવા પડશે. આજે તો બડે બડે ઘરની બીબીઓ, શુધરેલી શીરીનો, અને નામચીન નાજનીનો જેટલી ઘર બટલાના કારભાર માટે બેદરકાર રહે છે તેટલીજ ઉલટથી શરત, જુગાર અને મરદાઇ રમતમાં ભાગ લેછે. ચોપડીનાં ચીઠરાં બાહેર પાડી તું ગમે એવી નામના કાઢશે પણ તે નામના શરતનાં મેદાનમાં એક ઘોડો જીતીને મેળવેલી નામના આગળ પાણી ભરશે. સઘળા બડેખાં મરદો અને નાકપર માખ નહીં બેસવા દે એવી શોભન શીહલ, બહારથી ખુબસુરત દેખાવતી શુંદરતામાં સજ થયલી સુંદરીઓ, પરણેલી માતાઓ અને ભર જોબનના બહારમાં ખીલેલી ગુલલાલાઓ તારી એ જીત પછી તારી દોસતીની તલબગાર થશે. માટે સરતનાં મેદાનમાં તારે નામનો એક ઘોડો તો જીતવોજ જોઇએ. એ જીત્યા પછી આજના આપણા મેહેરબાન અને રમત ગમતના શોખીન ગવરનર સાહેબના એકુ-ક્રીકેટ ટીમ સાથ એક મેચ તારે ખેલવી અને તે મેચબી ફકત એકુએ રનની બહુ કસાકસીભરી રમતની હારથી હારી જવી એટલે પછી જોઇ લે તારી દોસતીની આરજુના આરજુમંદોની હાર ? ગવરનર સાહેબને ત્યાંનાં બે પાંચ તેડાં, ત્યાર પછી તેવણના માનમાં અપાયલી તારા હસતકની પારટી, તેમાં ગવરનર સાહેબની તારીફનાં બે પાંચ ભાશણ અને તું છેક ઉંચી પાયરીએ પોંહોચ્યો એમ જાણ ! સર બેરોનેટ કે સર નાઇટ નહીં તો બીજા એ. બી. સી. ડી. ના કોઇ ખેતાબોતો છે ને છેજ ! એ ખેતાબ મળ્યા કે પછી તારી જે સુંદર વાડી ખરીદ કરવાનો આપણે ઠેરાવ કીધો છે ત્યાં એક સરસમાં સરસ પારટી આપીશું, જેની બરાબરી કોઇએ કીધી નથી અને કરશે નહીં અને પછી જો તારી વાખવાખી, નામના, અને જાહેરાતની રચણા !"

"શીહાગુણ, તમારી એ ગોઠવણો ખરેજ મોહ પમાડનારી છે અને તે મને દેખાડવા માટે હું તમારો ઉપકાર માનુંછું." મેં ખુશાલીથી ખુશી થઇ જઇ કહ્યું.

ખોદાને વીસરવાને વીલંબ લગાડતું નથી અને તેથી તે સેહતાનની મુરતી રોજબરોજ પુંજવાને ચુકતું નથી. તો હવે તુંજ વીચાર કર કે આવા સંજોગો વચે સેહતાન, આહરહેમન કે શુક્રનો બેટો અંજીલનો ફરેસતો અથવા બીજી જે ગમે તે ઉપમાથી તેને બોલાવો તે આદમજાતને કેટલો ધીકારતો હશે."

"પણ તેના હાથમાં એક બીજેબી રસતો છે." મેં હસીને તકરાર ચાલુ રાખી. "તેણે લોકોને ફસાવવાની, બદીમાં ઉતારવાની વેતરણજ નહીં કરવી જોઇએ."

"તું ભુલે છે. એ કીસ્સા પ્રમાણે તેણેં તો પોતાનો બોલ પાળવોજ જોઇએ." શીહાગુણ બોલ્યો. "તે પાકંદરગાહમાં, તે પવીત્ર કે બેલા સામે તેણે 'પણ' લીધું હતું કે તે આદમ જાતનો બીલકુલ નાશ કરશે અને તે પોતાનાં બોલેલા વચન તેણે તો પાલવાંજ જોઇએ. ફરેસતાઓ પોતાના દરેક બોલેલા બોલો પાલવાને બંધાયલા છે જ્યારે આદમ જાત તો દગલે અને પગલે ખોદાના કસમ લે છે પણ તે પાલતા નથી."

"પણ એ તો બધું ખોટું તાહેલું છે." મેં કહ્યું. "તમો એ વાત ખરીજ માનતા હોવો એમ તમે બોલો છો. પણ હું નો ખોદા, સહેતાન, કે અમર જીંદગી, યા આબે-હેયાત એવું કશું માનતો નથી."

"અને તેમાં તું સુખી છે. હું નાચાર છું કે હું તેમ કરી શકતો નથી. એ સઘલી ચીજોના હસતી હું માનું છું. મને માનવાને ફરજ પડે છે."

"ફરજ પડે છે? કોણ ફરજ પાડે છે?"

"કોણ પાડે છે?" તેણે ગંભીરાઇથી કહ્યું. "એ સવાલ બહુ ઉંડો છે. અને તેના ભીતરમાં જવાથી તુંને કાંઇબી ફાયદો થનાર નથી. હાલ તો આપણે જેની હસતી જાણીએ છીએ તેની-પૈસાનીજ-વાત કરની. તું કહે છે કે તારા પૈસાના જોરે તું તારી ચોપડી છપાવી પ્રસીધતા મેલવશે. પ્રસીધતા મેળવવાનો બીજો કાંઇ માર્ગ તુંને ખબર છે?"

"નહીં. તે શું?"

"પહેલાં તો જાહેરમાં છાપે છાપે તારે માટેના લખાણો આવવાથી તેમ બનશે. છાપાવાળાઓને એક વખત દેખાડવું જોઇએ કે પૈસા જેવી ચળકતી ચીજ તારી પાસ બીશયાર છે અને પછી જો તેઓ તારી તારીફનાં બાંકાં ફુકી પોતાની પેંપુરીએ કેવી બોખરી કરી નાખશે! અને તેમ કરવા તુંને વધુમાં વધુ સોથી બસો રૂપ્યાનો ખરચ થશે."

"ત્યારે શું આ બધાં તારીફના બાંકાંઓ ફુકાય છે તે એમજ કે?"

"ત્યારે એમ નહીં તો કેમ? શું તું એમ ધારે છે કે પોતાને મોઢે સાચુ બોલીએછ એમ કહેનારા એ છાપાવાળા લોકોની ખરી ખોટી ખુબીઓ પીછાનીનેજ તેઓની તારીપ કરે છે? આ જમાનો તે નથી. આજ તો તમે છાપાવાળાઓને કોઇ રીતેબી રાજી રાખી તેઓનાં ગજવાં ભરો અને પછી જુવો કે તમારી કેવી બોલબાલા બોલાય છે. પણ જો તમો તેમ નહીં કરો તો પછી પોતાનાં ચીઠરાઓનું ભરત્યું કરવા તેઓ તમારી આગલી પાછલી સાફી બાકી કાઢવા બેસશે. હું એક એવા છાપાવાળાને ઓળખું છું જે સો બસોના એક ચેક માટે એવાં તો તારી તારીફના બાકાં ફુકાવશે, કે થોડા દીનમાં અલીબીન અબદુલા હમીર જેવો બીજો કોઇ સખસ દુન્યામાં છેજ નહીં એમ સર્વે જાણશે."

"ત્યારે તો જરૂર તેને બશો રૂપ્યા જાંસી તેને આપણી હેડલીમાં લેવો, મારે તો ફકત દુન્યામાં નામજ કાઢવું છે."

"એ પ્રમાણે છાપે છાપે છપાયા પછી મોટે ખાંચરે ઘુસવાની પેરવી કરવી જોઈએ. અને તેમ કરવા માટે જરા ચપળાઇ વાપરવી જોઇએ. બધાં બડેખાંઓ અને ગાડી ઘોડે ફરનારાઓને હસી હસીને સલામ કરવી, અને ગરીબોની સલામ તોર અને તુમાખથી લેવી.

Tarachand Navalchand Javeri



બાનુંઓને તેઓનાં દરજીઓનાં બીલ ચુકવી આપી તેઓની. દીલસોજી ખેંચવી, ગવરનર સાહેબની લેવીમાં જઇ ત્યાં તેવણની વાખવાખી અને હાજી હા કરવી, એક મોટો બંગલો ખરીદ કરી તેમા વારંવાર પારટીઓ આપવી, અને પછી જો તારી વાખવાખીનાં રણસીંગડાં !

હું આ સઘળું હસીને સાંભળતો હતો.

"કૉરપોરેશન કે સ્ટેનડીંગ કમીટીમાં જવાનો હવે તારે અભખરો નહીં રાખવો, કારણ કે ત્યાં તો હવે ફકત ભેંજા ગેપો અને પરવારતા તાહેલાંબાજોજ જાય છે. તેને બદલે એક સરતનો ઘોડો ખરીદ કરી તેને શરતના મેદાનમાં ઉતારી તે જીત અને પછી જો કે નામચીન મરદોમાં તું કેવો નામચીન બનેછે."

"ઘોડો લેવો તો સહેલો છે પણ તેને જીતવો મુશકેલ છે. કાંઇ બધાજ શરતના ઘોડા છીતતા નથી." મે કહ્યું.

"જો તારી મરજીજ હોય કે આવતી શરતમાં તારે નામનો ઘોડો ઉતારવો અને તે જીતવો તો હું તને ખાતરી આપું છું કે તે જીતશેજ પણ ઘોડો અને તેનો હાંકનાર બેઉ મારી પસંદગીના હોવા જોઇએ."

"શું તમે કાંઇ જાદુગર છો, કીમ્યાગર છો કે એટલી બધી ખાતરીથી બોલો છો ?" તેના ખાતરી ભરેલા ઉપલા ઇશારાથી હું અચરત થઇ બોલ્યો.

"તે તો તારી ખાતરી કરીને જોજે. તારે નામે ઘોડો દાખલ કરાઉ ?"

"હવે તો ઘોડા નોધાવવાનો વખત વહી ગયો છે. અને મને કાંઇ શરતનો ઘણો શોખબી નથી." મે કહ્યું. "અને શોખ હોય તો વખત ક્યાં છે? એમ અચણુચ કોઇ ઘોડો નોંધાવી તેને જીતવા માટે તો ખુદ શેહતાનને તેની ઉપર બેસાડવો જોઇએ."

"તે મારૂ કામ છે" તેણે ભવાં ચઢાવી કહ્યું. "અને શોખને માટે તો તુંને તારા શોખો સુધારી આજે આગળ વધેલી દુન્યાના શોખોને અનુસરતા શોખો ધારણ કરવા પડશે. આજે તો બડે બડે ઘરની બીબીઓ, શુધરેલી શીરીનો, અને નામચીન નાજનીનો જેટલી ઘર ખટલાના કારભાર માટે બેદરકાર રહે છે તેટલીજ ઉલટથી શરત, જુગાર અને મરદાઇ રમતમાં ભાગ લેછે. ચોપડીનાં ચીકરાં બાહેર પાડી તું ગમે એવી નામના કાઢશે પણ તે નામના શરતનાં મેદાનમાં એક ઘોડો જીતીને મેળવેલી નામના આગળ પાણી ભરશે. સઘળા બડેખાં મરદો અને નાકપર માખ નહીં બેસવા દે એવી શોભન શીહલ, બહારથી ખુબસુરત દેખાવની શુંદરતામાં સજ થયલી સુંદરીઓ, પરણેલી માતાઓ અને ભર જોબનના બહારમાં ખીલેલી ગુલલાલાઓ તારી એ જીત પછી તારી દોસતીની તલબગાર થશે. માટે સરતનાં મેદાનમાં તારે નામનો એક ઘોડો તો જીતવોજ જોઇએ. એ જીત્યા પછી આજના આપણા મેહેરબાન અને રમત ગમતના શોખીન ગવરનર સાહેબના એક ક્રીકેટ ટીમ સાથ એક મેચ તારે ખેલવી અને તે મેચબી ફકત એક એ રનની બહુ કસાકસીભરી રમતની હારથી હારી જવી એટલે પછી જોઇ લે તારી દોસતીની આરજુના આરજુમંદોની હાર ? ગવરનર સાહેબને ત્યાંનાં બે પાંચ તેડાં, ત્યાર પછી તેવણના માનમાં અપાયલી તારા હસતકની પારટી, તેમાં ગવરનર સાહેબની તારીફનાં બે પાંચ ભાશણ અને તું છેક ઉંચી પાયરીએ પોંહોચ્યો એમ જાણ ! સર બેરોનેટ કે સર નાઇટ નહીં તો બીજા એ. બી. સી. ડી. ના કોઇ ખેતાબોતો છે ને છેજ ! એ ખેતાબ મળ્યા કે પછી તારી જે સુંદર વાડી ખરીદ કરવાનો આપણે ઠેરાવ કીધો છે ત્યાં એક સરસમાં સરસ પારટી આપીશું, જેની બરાબરી કોઇએ કીધી નથી અને કરશે નહીં અને પછી જો તારી વાખવખી, નામના, અને જાહેરાતની રચણાં!"

"શોહાગુણ, તમારી એ ગોઠવણો ખરેજ મોહ પમાડનારી છે અને તે મને દેખાડવા માટે હું તમારો ઉપકાર માનુંછું," મેં ખુશાલીથી ખુશી થઇ જઇ કહ્યું.

"ઉપકાર મારો નહીં પણ તારા પૈસાનો માન. પૈસાનાં જોરેજ આપણે સઘલું કરવાને શકતીવાન છીએ. દુન્યાનીજ એ રીતી છે. અને એ રીતીને લીધે તારા જેવા એક ખુણે પડેલા પણ કદાચને ખરા ફીલસુફ લખનારને જે લોકો ઓળખવાને કદાચને તુચ્છાકાર સાથ ના પાડે તેજ લોકો તારા પૈસાના તેજથી તારી તરફ ખેંચાઇ તારી દોસ્તીમાં પડશે. તુંને માન આપશે અને કદાચને તુંને વધારે ખુશી કરવા, તારી પાસથી તારા પૈસા ઉછીના માંગશે."

"પણ હું તે ધીરશજ નહીં."

"ધીરશે નહિ, તો ધરમાદામાં તો આપશે ની?"

"નહીં, તેબી નહીં."

તેની તેજ આંખોમાં મારો આ જવાબ સાંભળી વધારે તેજ આવ્યું. "હું ખુશી છું" તે બોલ્યો "કે તું તારા પૈસાનો એવો ગેર ઉપયોગ કરવા નથી માંગતો 'જીવે ખાધું તે જેહાને ખાધું' એ કેહવતનો ઉપયોગ તું બરાબર સમજે છે. અને તેમાંબી કેટલાક લોકોને તું આડકતરો ફાયદો કરશે. પૈસા વેરવાની મારી રીત જુદીજ છે. હું દરેક નાહનાં કે મોહટાં ફંદોમાં રૂપ્યા ભરૂંછું, ખસુસ કરીને મુલાં, મોલવી અને દસતુર દાવરોએ ઉભાં કીધેલાં ફંડોમાં હું વધારે આપુંછું."

"અને તેનું કારણ?"

"કારણ દેખઇતું છે. ધર્મના એ ઉપાધ્યાઓ, ધર્મને ખરે માર્ગે દોરાવવાને બંધાયલા એ ધર્માંધલાઓ પોતાનાં ખોટાં ડોળથી, ખોટા કૃતવ્યોથી, આપ સ્વાર્થથી અને લુચાઇથી ધર્મોનું સત્યાનાશ વાળવાને પોતાથી બનતું કરે છે અને જ્યારે એવાં તોફ઼ી કામમાં મારી 'મદદ' તેઓ માંગે છે ત્યારે તે હું ખુશીથી આપુંછું."

"તમો તમારાં સારાં કામોને આવા ખોટા આકારમાં મુકી ફકત ઉતારી પાડોછો," મેં જવાબ આપ્યો "પણ આ શું?"

આમીસે એક રૂપેરી થાલમાં એક રૂકો લાવી મારી સામો ધરયો. તે લઇ ઉખેડતાં તેમાથી નીચલો સંદેશો મને મળ્યો.

"તમારી ચોપડી હું ખુશીથી કબુલ કરૂંછું. તમારૂં લખાણ મોકલી આપજો."

પેલી ચોપડી છાપનારનો આ સંધેસો હતો અને તે મેં તુરતજ સીહાગુણને વાંચવા આપ્યો.

"બરાબર છે" તેણે વાંચીને કહ્યું, "બીજા કસાંની આશાજ તારે રાખવી નહતી. પણ એણે પોતાનાં લખાણમાં જરા ફેરફાર કરવો હતો. લખવું હતું કે તમારા પૈસા મારે કબુલ છે. પણ હવે તું શું કરનાર છે?"

"એ ચોપડી છપાવીને બહાર પાડવામાં હું એક જાતની મજાહ મેળવીશ. અને તેથી એને લગતી દરેક ગોઠવણો——"

"હું કરીશ" શીહાગુણ બોલી ઉઠયો. "એ બાબદ મારા હાથમાં સોંપ અને જો કે ચંદ રોજમાં તારી નામના કેવી ઉડે છે."

---

## પ્રકરણ ૭ મું.

---

નજદીક ચાર અઠવાડીયાં એ પછી મારી નવી મેળવેલી દોલતની રેળ છેળની નવાઇમાં પસાર થઇ ગયાં. હોટેલની અંદર હવે હું એક લખોપતી નવાબ મીશાલ રહેવા લાગ્યો. મારે માટે ઓરડાઓની એક સુંદર અળગાર અલાયદા રાખી હતી. અને રેહમનની પેઠે મેં પણ એક ચબરાક ચાલાક નોકર, ગાડી, સુંદર ઘોડા વગેરે રાખ્યા હતા. મારી ચોપડીબી નજદીક છપાઇને તૈયાર થવા આવી હતી. વળી હવે મારી નામના પણ કાંઇ જેવી તેવી ન હતી. દરેક છાપાવાળા પછી ગામખાતાંના કે દેશાવરનાઓએ મારે માટે મારી તારીફમાં કાંઇ નહી ને કાંઇ લખ્યું હતું, અને લખોપતી અલી બીન અબદુલા હમીરનું નામ તવંગર કે ગરીબ સર્વેને મોઢે

ચઢી રહ્યું હતું. પણ તેમાંથી તેઓએ પોતાની મતલબજ સાંધી હતી. મારી ચોપડીની જાહેર ખબરો છાપવા માટે તેઓ મારી પાસ મોંહ માગ્યું દામ લેતા હતા અને તેના બદલામાં મને અને મારી ચોપડીને તેઓ સાતમે આસમાને ચઢાવતા હતા. પણ આ સઘળાં છતાં હું સુખી ન હતો. મારી ગરીબાઇમાં હું હવામાં કીલા બાંધીને સુખ મેળવતો હતો પણ હવે તે સુખ-ખુદ પૈસા આવવા છતાં મને લાગતું કે હું દરેક વાતે સુખી ન હતો. મને કાંઇક ઓછું પડતું પણ તે શું હતું તે હું કહી શકતો નહોતો.

એક દીવસે એવી હાલતમાં અને બહાર વરસાદ ખુબ પડતો હોવાથી હું મારા ઓરડામાં બેસી મારી ચોપડીના છેલ્લા પ્રુફો તપાસતો હતો તેટલામાં મને એક વીજલી પેરે ઝટકો લાગ્યો. મને લાગ્યું કે એ ચોપડી મેં લખીજ ન હોય. એ ચોપડીમાં દરશાવેલા વીચારો ખુદ મારાંજ ભેજાંમાંથી પેદા થયા હોય એમ મને શક પડયો. તેમાં દરશાવેલા મારા વીચારો અને હાલના મારા વીચારોમાં મને આસમાન જમીનનો ફેર લાગો. અને તે પ્રુફો ટેબલ ઉપરજ પડતા નાંખી હું મારા ઓરડામાં એમ તેમ હરવા ફરવા લાગો: જરા વારે મારા ઓરડાનું બારણું ધીમેથી ઉઘાડી શીહાગુણ દાખલ થયો અને બોલ્યો.

"આટલું અંધારૂ થવા આવ્યું છે તે છતાં બતી વગેર શું ફાંફાં મારે છે ?"

" અંધારાંજ મને ગમે છે, તેથીજ મને વીચાર કરવાની શાંતી ઉપજે છે, અને હું સુખી છું, બાકી તો મને લાગે છે કે ગમે એટલા પૈસા છતાં હું સુખી નથી. મારાં સુખમાં હજી કાંઇક અધુરૂં છે. આ ચોપડી છપાઇને તૈયાર થવા આવી છે ત્યારે હવે મને સુજ પડે છે કે એમાં દરશાવેલા વીચારો સાથ હું બીલકુલ મલતો થતો નથી અને જો એમજ હોય—એમાંના વીચારો સાથ હું મલતો નહીં થતો હોઉં—તો પછી લોક કેમ થશે ?"

" હું એ સાંભળીને દીલગીર છું પણ અજબ નથી થતો. કારણ હું સારી રવેશ સમજું છું કે પૈસા માણસ જાતને તદન ફેરવી નાખેછે. જેમ તેની હાલત તેમ તેના આચાર વીચારોમાંથી અજબ ફેરફાર કરેછે. અને એ ફેરફાર તારામાં થયો છે. અસલનો તું ગરીબ, રખડતો, રવડતો, હાડમાર થયલો અલી નથી. હવે તું લખોપતી અલી સાહેબ થયોછે. જે વખતે તેં એ ચોપડી લખી ત્યારે ગરીબાઇની હાડમારીઓના ચાબકાની ચીમકીથી તું ચમચમતો હતો. ભુખમરાની ભૂખથી તું લાઇલાજ અને બેફામ હતો. અપવિત્ર જીંદગીમાંથી તરી આવી તું પવિત્ર અને નેકીની રાહ શોધતો હતો અને તેવી તારી હાલતમાં જો તું ખરા ખાલેસ, નીતિમાન અને સાચા વિચારોને જાહેરાત આપે તો તેમાં કાંઇ નવાઇ નથી. તે તારી અસલ હાલત વખતે તને દરેક ચીજ માટે લાગણી પેદા થતી હતી, આજ રોજે તેમ નથી. આજ રોજે તને કશાંની દરકાર, દયા કે કદર નથી. અને તેથી એ ચોપડી તેં લખી તે વખતની તારી લાગણી અને હાલની લાગણીમાં ફેર પડી ગયો છે.

" શીહાગુણ, તારી ભુલ છે. મારી લાગણીમાં ફેર પડયોજ નથી. હું અસલ માફકજ—"

"ફેર નથી પડયો ? " તેણે પોતાની તેજદાર ચશ્મો ચમકાવી કહ્યું. "ઘણો ફેર પડયો છે. આજે સેંકડો આદમો એવાં હશે કે જેઓ ભુખે મરી રીબાતાં હશે, કંગાળ્યતમાં પોતાની જીંદગી પુરી થવાની આતુરતાથી રાહ જોતાં હશે, તે કરીમેકારસાજની દરગાહમાં દરઘડી પળ વિનંતી કરતાં હશે, કે આ દુન્યાના હાંદેસા આફતોથી તેઓનો છુટકારો કરવો. પણ તે સઘળાં માટે તને કાંઇ દરકાર છે ? તને તેઓ માટે જરા પણ દયા લાગેછે ? નહિજ, બીલકુલ બી નહિ. પૈસાનો ચશ્મોજ એવો છે. આફત અને હાંદેસાનાં એવાં શીહા વાદળો તે ચશ્માંમાંથી બીલકુલ દેખાતાંજ નથી. આદમજાત પૈસાની

લંપટમાં પડી પોતાની આગલી પાછલી વીસરી જઇ પોતા જેવાં હજારો મુશ્કેલેસોને વીસારી દે છે એ એ ચશમાની ખુબી છે."

આ સાચા, ખરા બોલો સાંભળી હું દંગ થઇ ગયો. શું જવાબ આપવો તે મને સુજ્યુંજ નહીં, અને જવાબ આપવોબી શું ? તેનો બોલે-બોલ ખરો હતો. પણ અફસોસ, શીહાગુણ, તારા એ બોલોનો ખરો ભરમ, ખરી ખુબી હું તે વખતે જોઇ જાણી શકયો નહી.

"ગઇ કાલેજ આપણાં હોટલની સામેના રસતા ઉપર એક ગરીબ ફકીરણનું નીરદોશ નાહનું બાળક ત્રામ નીચે આવી કચડાઇને મરણ પામ્યું. તેની પાછળ તેની બીચારી નીરાધાર મા આવી પોતાનાં બચાંને મરણ પામેલું જોઇ લોહીનું એક ગચકળું ઓકી પડી અને તેણે પણ પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધો. એક સીપાઇ દાદાએ દોડતા આવી પરવારીઓ પાસ તે મા દીકરાને એક ખટારામાં નંખાવી ચાલુ મુકયું અને આ સઘળી ગરબડ સરબડ પાંચ માનીટમાં ખલાસ થઇ ગઇ. એ વખતે આપણાં હોટેલના દરવાજા ઉપર એક નોકર ઉભો ઉભો આ સઘળો તમાસો જોતો હતો પણ તેણે તે નાહક મારયાં ગયલાં બેઉ મા દીકરાં માટે એક "અરે"નો સખુન પણ કાઢયો નહીં. જાણે એક નજીવો બનાવ બનતો હોય તે પ્રમાણે તે ઠંડે પેટે ઉભો રહયો. બીજી એક મીનીટ ગઇ નહીં તેટલાં તમો નામવ-ી ધમ ધમ કરતી ગાડી આવી ઉભી અને પલોજ નોકર દોડાદોડી કરી તારી ગાડીનું બારણું ઉઘાડવા દોડી આવ્યો. એ શું બતાવે છે? ( ફકત એટલુંજ કે પૈસાના ચળકાત આગળ દરેક માણસ પોતાનું સર નમાવે છે અને પૈસાવાળાની ખુશામત માટે દોડ ધામ કરી મુકે છે. પણ ગરીબનાં ગમે એવાં દુઃખ માટે એજ આદમ એક દમ વટીક કાઢતો નથી. ખુદરતને પણ તે ગરીબોની કાંઇ કદર આવતી નથી કારણ કે તું પણ હવે પોતાની અસલ ગરીબાઇ ભુલી ગયો છે. તો એમજ છે "તો પછી તારી ચોપડીનું લખાણ પણ તું ભૂલી જાય એમાં નવાઇ નથી. એ લખાણ તારી ગરીબાઇની હાલતનું બ્યાન છે, નહી કે તારી તવંગરીની મોજ છે!"

હું આ લંબાણ ભાષણનો કાંઇબી જવાબ આપી શકગો નહીં. મારાં મનને શીહાગુણના આ બોલવાથી નીરાંત થવાને બદલે વધારે બેચેની થવા લાગી. અને હું મુંગે મોઢે એક ખુરશી ઉપર પડી રહયો. શીહાગુણ પણ તેમજ થોડોકવાર પડી રહયો અને તેના ચેહરા ઉપર પણ ખીજવાટ અને ઉદાસી પ્રગટી નીકળી.

" આજની મારી ઉદાસીનો છાપ તમારા ચેહરા ઉપર પણ પડેલો લાગે છે." આખરે મેંજ ચુપકીદી છોડી કહયું.

" નહીં, હું ઉદાસ નથી. હું તો મારા છેલ્લા બોલો ઉપર વોર કરતો હતો. તવંગરીમાં મોજ છેજ નહીં. ખરી મોજ, ખરૂં સુખ નીરદોષપતા અને ખુલ્લાં અંતકરણમાં છે. અને તે મોજ, તે સુખ ભોગવવાનું બહુજ થોડા-ઓનાં નસીબમાં હશે. દાખલા તરીકે હું સુખી નથી. મારો જનમારો મને અકારો, ધીકારવા જોગ લાગે છે."

" કદાચને તમે પ્યારમાં પડયા હશો ?" મેં હસીને પુછયું.

" હું ! પ્યારમાં ! ! " તે ચોંકી ઉઠીને બોલ્યો. " હું પ્યારમાં ! એવી તે કઇ ઓરતે પોતાની માવતરને પેટે જનમ લીધો છે કે જેને હું એક સોભણ સાભણની અને લાલ ગુલાબી ચટા પટાથી ફકત સજ થયલી, કદાચને ખોટ' લાંબા બાલોની ઝુલ્ફથી નાગણ બનેલી એક પુતલીની ઉપમા ન આપી શકું ? કઇ એવી ઓરત છે કે જેને માટે હું માનની નજરથી જોઇ શકું ? આજ કાલની ઓરતો ખરી ઓરતો નથી અને થોડા વખતમાં નીરદોશ કોમલ કોમલાંગીઓનો એ વર્ગ તદન નીકલી

જઇ તેને બદલે એક એવો વર્ગ ઉગી નીકળશે કે જે નહીં મરદ કે નહી ઓરત તરીકે લેખાશે. માટે અલી, હું ઓરત જાતને તો મારાં ખરાં જીગરથી ધીકારૂં છું. "અને તેઓ માટે જેટલું હું જાણું છું એટલું જો તું જાણે તો તુંબી તેઓને ધીકારે. તેઓએ મારી જીંદગી ધુલ વાલી છે અને મને ધુલમાં રગડોલાતો રાખેછે."

"આ તમારા વિચારો ઓરત જાત માટે ખરાજ નામોશી ભર્યા છે." મેં કહયું.

"અને તે ખોટા નથી. ઓરત જાતના પ્યારમાં તો હું તારી સાથ કદી પણ હરીફાઇમાં ઉતરનાર નથી. એ પ્યારજ હરીફાઇને લાયક નથી. અને એ બાબદ ઉપરથી મને એક બીજી બાબદ યાદ આવી છે. આજ રોજે રાતના ગેએટી ઠીએટરમાં ખેલ છે. ત્યાં નવાબ સાહેબ સરદાર બહાદુર જંગીસખાન પોતાની બેટી અને રસાલા સાથ આવનાર છે. અને મેં તેઓને વચન આપ્યું છે, કે હું ત્યાં તારી સાથ જઇશ. નવાબ પોતે તો ખડીયા ખડખડ, ઘરડો, અને દાઢયાં વગરનો છે પણ તેવણુની બેટી બીબી ખોરશેદ બાનુ આપણી કોમમાં એક ખરેજ ખુબસુરતીનું ગોહેર છે. ગએ વરસેજ તેણી હૈદરાબાદથી અહીં આવી છે અને અત્યાર સુધીમાં તો પોતાની ખુબસુરતીથી લોકોને દીવાના બનાવી મુકયાં છે. તું આવશે કે ?"

"તમને મારા આવવાથી જો કાંઇ અડચણ ન થાય તો," મેં કહયું. "બીબી ખોરશેદ બાનુ અને તમારી વાતચીતમાં મારા આવવાથી ખલલ તો ન થાય ?"

"બીલકુલ નહીં. આજ રાતે આપણે બેઉ જણ પેહલીજ વાર તેણી સાથ વાત કરીશું. મેં તેણીને દુરથી જોઇ છે. પણ હજી અમને વાત ચીતનો વેહવાર પડયો નથી. આજ રોજે આપણુને તેડવાની નવાબની મતલબજ એ કે આપણુને ઓળખાણ કરાવે."

"અને બને તો જોડું સાંધી નાખે." મેં હસીને કહયું.

"હા—હું ધારૂં છુ કે બીબી ખોરશેદ બાનુને બજારમાં વેચવા કાઢી છે." તેણે કાંઇક તુચ્છકારથી કહ્યું. "પણ હજી કોઇ ખરીદદાર નીકળ્યો નથી. અને હું તો તેણીને લઇશજ નહીં. મને ઓરતને નામેજ ધીકાર છે."

"ખરેખરો ?"

"ખરેખરો, ઓરત જાતે મને બહુજ નુકસાન કીધું છે. મારાં દરેક કામની આડે આવનાર ઓરતજ છે. ઓરત જાતને ધીકારવાનું મારૂં વધુ કારણ તો એ છે કે જોકે તેઓને તે પાક પેદા કરનારે મરદ સાથ સરખાવતાં સારૂં કરવાની વધુ શકતી બક્ષેલી હોવા છતાં તેઓ તે શકતીનો ઉપયોગ નહીં કરતાં તેને બ્યર્થ જવા દે છે. મરદો કરતાં તેઓની લાગણી વધુ મંદ છે અને તેથીજ તેઓ મરદો કરતાં વધુ નીરદય છે. આદમ જાતની ઉતપતી તેઓથીજ છે અને તેથીજ તેઓ આદમ જાતનાં દરેક કરતુકો માટે જોખમદાર છે. મારા ધીકારનું એ એક બીજું કારણ છે."

"પણ ત્યારે તો તમે એમ ધારો છો કે આદમ જાત દરેક ખામીથી નીરાળુંજ હોવું જોઇએ, તે તો બનવું મુશકેલ છે."

"હા, ખુદરતની પેદા કીધેલી દરેક ચીજો ઉતમ, ખામીહીન, અને શ્રેષ્ટ છે પણ ફકત એકજ ચીજ ખામી વાલી છે અને તે માણસ જાત છે. જયારે ખુદરતની દરેક ચીજ સંપુરણ છે ત્યારે એજ જાત અપુરણ શું કામ પેદા થઇ હશે તેનો તેં કોઇ દીવસબી ખ્યાલ કીધો છે ? નહીં. અને તેમાંજ તું સુખી છે. સાહેબજી, રાતના નાટકમાં જવા તૈયાર થઇ મારા ઓરડામાં આવજે, આપણે સાથે જમીશું."

હું તેને નીહાલનો મારા ઓરડામાં વીચારમાંજ ઉભો. જોકે હવે નજદીક મહીનો થવા આવ્યો હતો તે છતાં હજી હું એને બરાબર ઓળખી કે એનાં જીગરની ગુપત વાત જાણી કે સમજી શકતો ન હતો.

## પ્રકરણુ ૮ મું.

એક બહુજ ખુબસુરત, સોહામણી અને સુંદર નાજનીનની રૂબરૂમાં એકદમ ઉભો રહી પહેલીજ વાર તેણીને જોઇ, તેણીના પ્યારમાં પડનાર આસામી સિવાય બીજા કોઇનેબી મારા અનુભવનો ખ્યાલ આવશે નહિ. બીબી ખોરશેદ બાનુને જોતાંજ હું છક થઇ ગયો, અને આ હુરીની સાથ ઓળખાણ કરાવવા માટે હું શીહાગુણનો ખરેજ ઉપકારી થયો.

પણ એ હુરી કાંઇ એમ જીતી શકાય એવી ન હતી. તેણીએ મારી ગમ જોવાની વટીક દરકાર કરી નહિ. અને જ્યારે અમો ખેલનો પહેલો અંક પુરો થયો ત્યારે તેણીના બાપના બૉકસમાં જઇ ઉભા ત્યારે તેણી અમારી હાજરી જાણે જાણુતીજ ન હોય તેમ બેસી રહી; નવાબ સાહેબે ઉલટો અમને બહુજ આવભાવથી આવકાર દીધો અને ખુશીથી અમને પોતાની પાસે બેઠકો આપી. ( આ આવભાવનું કારણ મને પછવાડેથી માલમ પડયું તેમ શીહાગુણે ધીરેલા રૂપ્યા પંદર હજારની રકમ હતી ) અને પછી પોતાની બેટીને હાંક મારી કહ્યું :—

"બેટા ખોરશેદ, નવાબ સાહેબ રેહમનશાહ તથા તેમના મિત્ર અલી સાહેબ આવ્યાછે." ત્યારેજ તે સુંદરતાએ પોતાની હંસ મીશાલની ગરદન જરા હલાવી અમને નમન કર્યું, અને પાછી પોતાની જગા ઉપર મુંગી બેઠી.

જરાવાર અહીંતહીંની વાતો કરવા પછી રેહમન બીબી સાહેબ આગળ ગયો અને બોલ્યો.

"આખરે તમો જેવા એક સેતારાના દરશન કરવાનું મને માન મળ્યું છે, બીબી ખોરશેદ બાનું !"

"મેં તમને આગળ કદી જોયા નથી, તે છતાં જાણે કે કેટલાક લાંબાં વખતની આપણી ઓળખાણ હોય,–તમને મેં કેઠે જોયા હોય, એવું મને લાગેછે." તેણીએ પોતાના કોમળ સુસ્વરોથી હસી હસીને જવાબ આપ્યો.

આ વખતે તેઓની નજર એક થઇ ગઇ અને સારા ગમે એવાં વર્માસણોમાંથી મેં જોઇ લીધું કે તેણી પહેલાં શરમથી લાલ ચોળ થઇ ગઇ, પછી એકદમ ફીકી પડી જઇ જાણે ઠંડીથી ધ્રુજતી હોય તેમ ધ્રુજી.

શીહાગુણે તેણીનો ઓઢવાનો સાહયો તુરતજ પાસેની ખુરશી ઉપરથી ઉપાડી તેણીનાં આંગ ઉપર કાળજીથી નાંખ્યો અને પછી મને આગળ તેડી કહ્યું,

"સરદાર સાહેબ સાથ કાંઇક કામની વાત હું કરી લઉ તેટલાં અલી સાહેબ, તમો બીબી સાહેબ આગળ બેસો."

મારો ગુંચવાડો તુરત ભુલી જઇ મેં તેનું આ આમંત્રણ ખુશીથી કબુલ કીધું, અને વળી જ્યારે તે નખરાંબાજ નારે પણ જરા મલકાંઇને મને આવકાર દીધો, એટલે મારી ખુશાલીનો પાર રહ્યો નહિ.

"નવાબ સાહેબ રહેમનખાનના તમો જાની મિત્ર છો ?" તેણીએ મને મધુરતાથી સવાલ નાખ્યો.

"હા, અમો ઇષ્ટ મિત્ર છીએ." મેં કહ્યું, "એવણ ઘણાજ અશરાફ આદમી છે."

"હુંબી એમજ ધારૂં છું" તેણી એતેની તરફ નજર ફેંકી કહ્યું, "અને એવણની ખુબસુરતીબી કાંઇ મનમોહન છે."

આનો હું શું જવાબ આપું ? અલબત શીહાગુણ ખુબસુરત હતો, પણ તેની ખુબસુરતીની વાખવાખી મારા કાન ઉપર પડતાં મને કઠોર લાગી, અને હું મુંગો બેસી રહ્યો.

નાટક તખતા ઉપર આ વખત એક ઓરત ખેલાડી પોતાના પુર બહારમાં લોકો સામે નાચી તેઓને આંજી નાંખતી હતી. શીહાગુણ નવાબ આગળથી ઉઠી અમો નજદીક આવતાં બોલ્યો,

"નીતિનો કાયદો હવે લોકમાંથી બીલ-

ફુલ નીકળી ગયો છે. આવી એક છકેલ નિરલજ નારને નાટક તખતા ઉપર નાચતી જોવા આજે પહેલા વર્ગના લોકો કાંઇપણ શરમ કર્યા વગર ખુશીથી આવેછે. જ્યારે એક દાયકાની વાત ઉપર જો એવો કોઇ બનાવ બને તો લોકો નામોશીથી દબાઇ જતાં હતાં."

"પણ આ ખેલમાં તો કાંઇ નિર્લજ્જપણા જેવું છેજ નહિ." નવાબ સાહેબે હવે ટાહુકો પુર્યો, "અને એ ઓરતની આગલી પાછલી સાથે આપણને શું કામ છે, જો એની આગલી પાછલી જીંદગી ઉપર કાંઇક નામોશીનો ડાગજ ન હતે તો પછી એ આજે અહીં આવતે શું કામ? અને એવા ડાઘવાળી ઓરતો તો આજકાલ વધુ સારી જીંદગી ગુજારે છે."

"ખરી વાત છે" બીબી ખોરશેદબાનુંએ ધીમે સાદે ટાહુકો પુર્યો, "જો એવો દાગ ન હોય તો ઓરત પોતાનું નામજ કેમ કાઢી શકે? આજે નીતિ, મરયાદા અને ધ્યાનતદારીની કિંમત કોણ બુજે છે? તેઓને પ્રકાશવાનો વખતજ વહી ગયોછે."

મેં બીબી સાહેબનું આ કહેવું ટકોરમાં માન્યું અને તેણીના કાન ઉપર પડી કહ્યું, "બીબી સાહેબ, તમને આ ખેલ ગમતો નથી, એ જોઇ હું ખુશી છું."

"તેથી ઉલટુંજ" તેણી હવે ગરમીમાં આવી બોલવા લાગી. "એવા ખેલો મેં પુશકલ જોયા તથા વાંચ્યા છે, અને તે મને બહુજ પસંદ છે, આજે તો શરમ કે મરયાદાનો પડદો બાજુ મેળી છુટથી ફરનાર હરનાર ઓરત જેટલું તમે મરદોમાં માન, મરતબો, તેઓની તારીફ, અને તે ઓરત તરફથી સંપાદન થતું દરેક સુખ મેળવે છે તેના કરતાં સામે ભાગે પણ એક જનાનામાં રહી નીતી મરયાદાની હદમાં રહેનાર ઓરત મેળવી શકતી નથી. વળી આવું છુટાપણું ભોગવનાર, મરદો સામે ગાઇ બજાવી તેઓને રીજવનાર ઓરતને સારે ઠેકાણે પરણી જવાનો પણ વધુ સંભવ રહે છે, એમ કહેવાતી કે એવી એક ઓરત અને જેલમાં પડેલા બંદીવાનવચ્ચે કાંઇજ ફરક નથી. લુટફાટ અને ચોરી કરી કેદમાં પડેલો એક બંદીવાન એક મહેનત મજુરી કરી દયાનતદારીથી પૈસા પેદા કરતા આદમ કરતાં વધારે સારો અને પેટ પુરતો ખોરાક મેળવી શકે છે."

આ કેવા વીચારો! આ કેવી તકરાર! હું સમજી નહીં શકયો કે ખોરશેદબાનુ આ સઘળું અંતઃકરણની લાગણીથી બોલે છે કે ફકત ઉપરથી ખોટો દેખાવ કરે છે. એ બાબદ ઉપર હું ગોર કરતો બેઠો હતો તેટલામાં મને શીહાગુણના શબ્દો યાદ આવ્યા કે "બીબી ખોરશેદ બાનુંને બજારમાં વેચવા કાઢી છે." જો એમજ હોય, નવાબ જંગીસખાંન પૈસાનોજ આરજુમંદ હોય, ખુદ ખોરશેદ બાનુ પૈસામાંજ મોજ સમાયલી છે એમ સમજતી હોય તો પછી મારી લખોની દોલતનો હું બીજો કયો સારો ઉપયોગ કરી શકું? જો આવું બુલબુલ હું થોડાક લાખ માટે મેળવવામાં ફતેહમંદ નીવડું તો પછી મારા જેવો સુખી બીજો કોણ? આવી ખુબસુરતી બજારમાં વેચાવા આવી છે તો હું કાં નહી તેનો ખરીદનાર થાવું? હું આ વીચારમાં પડયો હતો તેટલામાં તેણી મારી તરફ ફરી બોલી:

"પેલા લખોપતી અલીસાહેબ તમેજ કે?"

મેં જરા ભપકાથીજ સર નમાવી હા કહ્યું.

"કેવા ભાગ્યશાળી!" તેણી બોલી "અને વળી તમે ખુબસુરતબી છો."

"તમે ખોટી તારીફ કરોછો, બીબી સાહેબ," મેં મલકાઇને કહ્યું.

"બીલકુલ નહી" અને તે પછી તેણીએ પોતાની પહેલી તુંદાઇ જરા નરમ પાડી મારી સાથ હસી હસીને વાતો કરવા માંડી. ખેલ પુરો થતાં અમો એક મેક ઉપર ઢળી પડવાજ લાગ્યાં. શીહાગુણ હજી નવાબ સાથજ ખુબ મસલતમાં હોવાથી બાહાર નીકળતી વખતે બીબી ખોરશેદ બાનુને તેણીની ગાડીમાં બેસાડવામાં પણ હુંજ નસીબવંતો થયો.

" આજે સોમવાર થયો. " ગાડીમાં બેઠા પછી નવાબે અમને કહ્યું, " આવતા જુમેરાતે તમો બેઊ જણા મારે ત્યાં પધારજો અને આપણે બે નવાળા સાથે લઇશું. ખોરશેદની બુ તો સીક હોવાથી પોતાનો ઓરડો છોડતી નથી, પણ તેણીની જગાએ તેણીની બહેન ચીચાણી પ્રાતમા બુ છે, તેણી તમને આવકાર દેશે, અને એક બીજી હુરી પણ આવકાર દેવામાં સામેલ થશે. મારા જુના મિત્ર ઇરાની સોદાગર ખુશરો પરવીઝની બેટી રોશનચેરાગ અમારે ત્યાં પરોણી આવીછે. ખુબસુરતીમાં, દોલતમાં અને નાઝો-અદામાં તેણી પ્રવીણ છે અને જરાક કાંઈ ખોટો મીઠો ડોળો મારી ઉપર રાખેછે પણ જ્યાંવેર ખોરશેદની બુ જીવતી છે ત્યાંવેર તો હાલ ઠીક નહીં પડે. માટે સાહેબજી, જુમેરાતે જરૂર આવજો."

ખોરશેદ બાતુંના ચહેરા ઉપર પોતાના બાપનાં આ તાહેલાંથી કાંઇક ખીજવાટનો છાપ પ્રગટી નીકળ્યો. પણ તે તુરતજ દાબી દઇ પોતાના બાપના ઇજનમાં પોતા તરફથી હસીને ડોકું નમાવી અમને આવવા માટે ઉતેજન આપ્યું. આ બેવડું તેડું અમોથી ના પાડી શકાયું નહિ. અને નવાબ સાહેબને વચન આપી અમો છુટા પડી અમારી ગાડીમાં બેઠા.

ગાડીમાં થોડો વખત મુંગા બેઠા પછી મેં જોયું કે શીહાગુણ મારી તરફ ધારી ધારીને જોતો હતો. જરા વાર આ પ્રમાણે જોયા પછી તેણે પુછયું:—

" શું ધાર્યું ? " પણ મેં તેને કાંઇ જવાબ આપ્યો નહીં એટલે આગળ ચલાવ્યું.

" તેણી તને ગમે છે કે ? અલબત્ત જરા મીજાસી છે અને મરડાટ ભારી છે, આવભાવમાં કાંઇક ઠંડીબી છે પણ કેટલીક વખત બરફ જેવી ઠંડાઇમાંબી આતશી સોલાહો સમાયલા હોય છે. તેણીનો ચહેરોબી ઘટમદાર અને સાફ છે."

મુંગા રહેવાની મારી ગમે એવી ખાહેશ છતાં હું ખામોશ રહી શકયો નહીં અને તુરતજ આતુરતાથી બોલી ઉઠયો.

"તેણી ખરેજ ખુબસુરતીની મુરતી છે, ગમે એવી સાદી આંખેબી તેણીની ખુબસુરતી તુરત જણાઇ આવે છે. વખોડવા જેવી કાંઇપણ એબ તેણીમાં નથી. અલબત, જો તેણી એટલી ઠંડાઇ દેખાડે નહીં તો આજ સુધીમાં કાંઇક જવાનો તેણીની ઉપર દીવાના થઇ જાય."

તેણે મને પોતાની તેજ ચશમોથી નીહા-ળીને જોયો અને બોલ્યો.

"હું ધારૂંછું કે ખોરશેદ બાતુએ તારી ઉપર કાંઇક અસર કીધી છે."

"મારી ઉપર અસર થવા માટેજ તમો મને તેડી ગયા હતા કે ?"

"હું ? તારી ઉપર અસર થાવો કે ન થાવો તે સાથ મને કાંઇ લાગતું વળગતુંજ નથી. "મારો ખવાસજ છે કે મારા મીત્રોને ગમ-તીજ ચીજો હું કરૂં. જો તારી ઉપર કાંઇબી અસર થઇ હોય તો હું તો ફકત દલગીર થઇશ કારણ ખોરશેદ બાતુ સાથ નેકાથી જોડાવામાં તને કોઇબી રીતની કાંઇ અડચણ નડસે નહીં. અને એવાં અડચણ વગરનાં લુખાં સુખાં લગન આજના આગળ વધેલા આ જમાનાને રૂચતાં નથી. છુપી મુલાકાતો, મા બાપ તરફની અડ-ચણો, વગેરે વગેરેના જો રશીલા બનાવો પ્યારમા પડેલાં એક જોડાં વચે ન બને તો આ દુન્યાના—"

"સબર શીહાગુણ " મેં તેને અટકાવતાં કહ્યું "તમો જ્યાર ત્યાર " આ દુન્યા " વીશે બોલતાં એટલો તો તુચ્છકાર દેખાડો છો કે મને એવું લાગે છે કે બીજી મોહટી દુન્યાઓનો આ તમને અનુભવ હોવો જોઇએ. પણ ખરૂં પુછો તો આ દુન્યા સાથજ આપણને તો સઘળો વહે-વાર લેવાનો છે માટે આપણે તો એનેજ વળગી રહેવું જોઇએ."

" જો એમજ છે " તેણે પોતાની ચશમો મારી તરફ ફેંકી મને દમ ભરાવતાં કહ્યું " તો

શું કામ તમો બીજી દુન્યાઓ અને સેતારાઓની ચાલ ચલણ વીશે અને તેઓને લગતી બીજી બીનાઓ વીશે વધુ જાણવાની જીજ્ઞાસા રાખો છો? તારા કહેવા મુજબ જો આદમજાતને આ દુન્યા સાથજ કામ છે તો પછી બીજી દુન્યાઓ વીશે જાણીતા થવા, તેઓના ભેદ ભરમો જાણવા તમો શું કામ પછાડા મારો છો, કે જે ભેદ ભરમો જાણવાથી તમને આયંદે ફાયદો પણ નથી. પણ હવે એ બાબદને પડતી મુકી આપણે આપણી અસલ બાબદ ઉપર આવીએ. બીબી ખોરશેદ બાનુને તારી ધણીઆણી બનાવવાનું કાંઇ ઘણું મુશકેલ નથી. એક લહીયા તરીકે તુકડો રોટી કમાનાર અલી જો એવો વીચાર વટીક કરતે તો લોકો તેને તરકંડો કહી તુચ્છકારી કાઢને, પણ લખપતી અલી બીન અબદુલાહમીર, નવાબ સાહેબ જંગીસખાનની બેટી બીબી ખોરશેદબાનુંના હાથનો એક લાયક ઉમેદવાર ગણી શકાય. નવાબ જંગીસખાનની હાલત બહુજ તંગ દસત થઇ પડી છે અને પેલા ઇરાની સોદાગરની બેટીનો પગાર જો બંધ થઇ જાય—"

"શું? નવાબ જંગીસખાન તેણીને રાખવાના બદલામાં પગાર લે છે?" મે કાંઇક અચરતીથી પુછ્યું.

"તેમાં ખોટું શું છે? રોશન ચેરાગ એક તવંગર બાપની એક પુરી બેટી છે. તેણીને અહીંની મોહટી મોહટી મંડલીઓમાં સામેલ થવાનો અભખરો છે. નવાબ સાહેબ અહીંની આંધલી મંડલીમાં કાંઇક માન મરતબો ધરાવતો હોવાથી તેવણની બાંહેધરી હેઠળ બીબી રોશન ચેરાગ અહીંની ઉંચ કેહવાતી મંડળીમાં સામેલ થવાના બદલામાં તેવણને ચોકસ સુસારો આપે તો તેમાં ખોટું શું છે? અલબત બીબી ખોરશેદ બાનુને આ સઘલી ગોઠવણ ગમતી નથી. માટે તેણી રોશન ચેરાગ સાથ ફરતી હરતી નથી. ફકત પેલી ચીચાણી ફાતમાબુ તેણી સાથ બહાર જાય આવે છે. જ્યારે ખોરશેદ બાનુ પોતાના બાપ સાથ ફરે છે."

"મને અજબ લાગે છે કે નવાબ જંગીસખાન કેમ એવી ગોઠવણ પસંદ કરે છે?" મેં પુછ્યું.

"એમાં નવાઈ જેવું શું છે? આજે એવા કેટલાક કેહવાતા નવાબો અને અમીર ઉમરાઓ છે કે જેઓ થોડાક રૂપ્યાને માટે એવી ગોઠવણો કરવાને રાજી થાય. ઉંચ તોમખની ખરી કીંમત આજે ઓછી થઇ પડી છે અને પૈસાથીજ તેની કીંમત અંકાય છે. રોશન ચેરાગ પાસ આજ પુરનો પૈસો છે અને જંગીસખાનની બેગમ આજે તાકો મડી કરે તો કાલે તેવણ નવાં બેગમ થઇ નીકળે તો તેથી હું અજબ થાઉં નહી!"

"કેવી ઢગ ઢંગ વગરની દુન્યા!" મેં તીરસકારથી કહ્યું.

"અલી, તું પોતેજ કેવો ઢગ ઢંડા વગરનો છે તેનો તો પેહલે ખ્યાલ કર. આજથી છ અઠવાડયાંની વાત ઉપર તું એક ભુખે મરતો રખડતો લહીઓ હતો. આજે તું એક ખરા નવાબ તરફ તુચ્છકાર નાખે છે કારણકે દયાનતદાર રીતે તેણે પૈસા પેદા કરવાનું એક સાંધણ ઉભું કીધું છે. તું પોતે એક ગરીબ માણસ હતો એ વીસરી જઇ આજે એક નવાબજાદી સાથ શાદી કરવાનો વીચાર કરે છે એ કેવા ઢંગ ઢડા?"

હું તેના આ બોલવાનો કાંઇબી જવાબ આપી શકયો નહીં.

"દુન્યાનો એ હવે રવૈયોજ થઇ પડયો છે, આજે ઉંચ અને નીચ વચેનો તફાવત કોઇ જાણતું નથી. પૈસાદાર આજે ઉંચ છે જ્યારે ગરીબ નીચ છે. કેટલીક વખત પૈસાદાર આસામીઓબી પોતે પૈશો કેવી રીતે પેદા કીધો તેના ખ્યાલ કરતાં શરમાય છે, જો કે તેઓમાંનો એક તું નથી એ ગણીમત છે કારણ તારો પૈસો કેવી રીતે જમા થયલો છે તું જાણતોબી નથી."

"ખરી વાત, હું તે તો તમને કેહતાં બીલકુલ વીસરીજ ગયો." અને અહીં મેં તેને મારા સોલીસીટરોએ કહેલી મારા પેલા

સગાના સેહતાન વીશેના ઢખારાની વાત કહી સંભલાવી.

"બીલકુલ નાપાયદાર !" તેણે મશકરીથી હસીને કહયું. "હું ધારૂં છું કે તેની આગરી ખશી ગયલી હોવી જોઇએ. આજના સુધરેલા, આગલ વધેલા જમાનામાં એવા સેહતાન અને દઇતના ભુત ભમાડાઓ માને છે કોણ? પણ હવે આપણું મકાન આવી લાગ્યું માટે હું તમને અહીં ઉતારી મારી એક કલબમાં પાસા રમવા જાઉં છું."

"પાસા રમવા ? કયાં ?" મેં અચરતીથી પુછયું.

"અહીંજ ! મુંબાઈ શેહરમાંજ ! અહીં એવા જુગારનાં ખાનગી ધામોનો કાંઇ પણ તોટો નથી કે જયાં સારાં સારાં માણસો હજારો રૂપ્યાની ઉથલ પાથલ રોજ કરે છે. તું આવે છે?"

"નહીં." જરાક વીચાર કરીને મેં કહયું. કારણ બીબી ખોરશેદબાનુ સાથની મારી આજની મુલાકાતનો છાપ નીરદોશજ રાખવાનો મેં ઠેરાવ કીધો. "હું આજે તો આવીશ નહીં, પણ તમારી સાથ રમવાને બીજાઓને પાલવે છે કેમ ? તમે તો પૈસા ખોહવાને શકતીવાન છો. પણ બીજાઓનું શું?"

"તેઓ સાથ મને શું લાગે વળગે છે ? જો તેઓ પૈસા ખોહવાને શકતીવાન ન હોય તો તેઓએ રમવુંજ નહીં જોઇએ. એક માણસની [illegible] છે કે તેણે પોતાની હાલત અને સંજોગોનો [illegible]લો વીચાર કરવો જોઇએ, અને જો પોતાની [illegible]કતી ન હોય તો રમવું નહીં જોઇએ, હું કાલે તને તેડી જઇશ. અને આપણે કાલે કાંઇ નવીજ મજાહ મેળવશું."

એટલું બોલી અમો છુટા પડયા, તેની ગાડી તુરતજ પાછી ધમધમ કરતી ત્યાંથી નીકળી ચાલી જયારે હું મારા ઓરડામાં ખોરશેદ બાનુના હવાઇ વીચારો કરતો બીછાને પડયો.

## પ્રકરણ ૯ સું.

---:o:---

ચોપડીઓ છપાવી પ્રગટ કરનાર મંડળીના માલેક મી૦ જહાંગીરની દેખરેખ આગળ ચોપડીનું કામ હવે ધમ ધુકાર ચાલવા માંડયું. મારે ખરચે પોતાની મતલબ સાંધવાનો વખત હવે આવેલો હોવાથી મી. જહાંગીર એ મારી ચોપડીની બાબતની વખાણ છાપા દવારે કરાવતા હતા અને તેને સાતમા આસમાનસે લગાડી તેની નામના વધારતા હતા. એવા મતલબીયા છપાવનારાઓ અને છાપાવાલાઓનો આજના આગળ વધેલા જમાનામાંબી કાંઇ તોટો હતો નહી. અને મી. જહાંગીર પણ તેઓમાંનાજ એક હતા એ હું ખાતરીથી માનતો હતો, મારાજ ખરચે મારી ચોપડી ખપાવવાના તેણે જે જે ઉપાયો લીધા અને જે તે મારી આગળ દરશાવતો ગયો તે ઉપરથી ખુલ્લું દેખાઇ આવ્યું કે જેવા ફરેસતા સમાન તેવણ બહારથી દીસતા હતા, તેવા બાતેનથી તેવીજ લુચ્ચાઇથી ભરપુર એક સહેતાન જેવા હતા. તેના કહેવા પ્રમાણે તેણે બીજા છાપાવાલાઓને તો હાથ કરી લઇ મારી ચોપડી માટે જાબજા તારીફ કરવા રોકયા હતા પણ એકજ જાણીતા છાપાવાલાની ધાસ્તી હતી, જે જો હાથમાં આવી જાય અને મારી ચોપડીનાં ખોટાં બાકાં ફુકે તો પછી મારી નામના વધવાને કાંઇ પણ વીલંબ લાગે નહીં. આ છાપાવાલો જરા મારતેમીયા હતો અને તેને હાથમાં લેવાનું મનેજ સોંપવામાં આવ્યું. એ ઉપરથી શીહાગુણ સાથ તેને ઓલખ હતી કે કેમ મેં શીહાગુણને પુછયું.

"જહાંગીરે કહ્યું તે ખરૂં છે," શીહાગુણે જવાબમાં કહ્યુ "એ મારતે મીયાં શેઠ ખંદુભાઇને જો આપણે હાથ કરીએ તો આપણો બેહડો પાર પડે, સઘળા છાપાવાલાઓને એ હાથમાં નચાવે છે અને એ જે લખે છે તેનો તેઓ તેટલીજ ઢપે પ્રતીહતર આપે છે. તેઓ સઘળા એનાં પુછડાં પેરે એની પુઠે દોરવાય છે. એને હું હાથ કરીશ. હું એને ઓળખું છું."

"ગામમાં એવુંબી કોઇ છે કે જેને તમે નહીં ઓળખતા હો?" મેં અજાયબીથી પુછ્યું.

"હું ધારૂં છું કે પીછાન પાડવા લાયક દરેક આદમીને હું ઓલખું છું" તેણે ધીરેથી જવાબ દીધો. "જો કે મી. ખંડુભાઇને હું તેવાઓની સંકમાં નથી લેખનો. એની પીછાન તો મને કાશમીર તરફની મારી એક મુલાકાત દરમ્યાન થઇ. હીમાલ્યાના પરવતોમાંથી અમો બેઉ જણ રસનો કાપતા સાથે મલી ગયા અને ત્યાં અમારી પીછાણ પડી. જો કે હું તો એને તે અગાઉનો ઓળખતો હતો પણ એણે મને કોઇ દીવસે જોયો હતો નહીં. એક વખત પર્વતની એક કોરેથી અમો સવારી કરતા હતા તેટલાંએના ઘોડાએ ઠોકર ખાધી અને જો તે વખતે મેં એને પકડી લીધો નહીં હતે તો એના ઘોડાની મીશાળ એ પણ નીચે ઉંડી ખાહીમાં ગબડી પોતાને માર્ગે લાગો હતે. બીહકેશે ધ્રુજેલો એ ઉઠગો તેવું મેં જોયું કે એને ચકર આવતા હતા અને જો હું એનો હાથ છોડી દઉં તો એ તુરતજ નીચે ગબડી પડે. મેં એનો હાથ મજબુતાઇથી પકડ્યો અને પછી હું બોલ્યો, "મી. ખંડુભાઇ, કલમની તેજ તલવાર તમારા હાથમાં આવ્યા પછી તેનો તમો બહુજ ગેરઉપયોગ કરો છો. ખરી સ્તુતીને પાત્ર એવા તમારા હમશરીક લખનારાઓ, સાચે રસતે ચાલી આપ અખત્યાર વીચારો દરશાવનારા જાહેર પુરૂષો, અને બીજા જેમી તમારી સાંમે ખરી નીષ્ઠાથી બોલે છે તે સઘળાઓને એકજ લાકડીએ હાંકી તમો તમારા છાપા દ્વારે તોડી પાડો છો. ઉઘરતા લખનારાઓ રખે નામના કાઢી તમારી ઉપરવાના થાય એવી બીહકથી તમો તેઓનાં પેહલાંજ લખાણોને ખોટી રીતે વખોડી કાઢી તેઓની ફુળતી વીચારૂપી કલીઓને કચડી નાખો છો. તમારા હરીફો જો સારી હરીફાઇથી તમારી સામા થવાની હીંમત કરે છે તો તેઓ માટે ખોટી નીંદાઓ છાપી તેઓને દાબી દેવો છો. ખરૂં પુછો તો જેઓ વીઘા મંદીરમાં ગણપતી મહારાજની મુરતીને તમારી સાથ નમન કરવાની હીંમત કરે છે તેઓનાં તમો ખુન કરો છો. ફલાણા વારના લખનારની ચોપડી જે આખી આલમે વખાણી છે તેનાં લખાણ માટે તમે છાપયું હતું કે એમાં નવું કાંઇ નથી. જો તેની તે ચોપડીમાં નવું કાંઇ ન હતું તો ખુદ તમારી કલમથી લખાયલી ચોપડીઓમાં તે શું નવું તમો લખો છો તે મને જણાવશો? તમારી એવી નુકતેચીનીથી તે બચારાને શું વેઠવું પડયું હશે તે તમો જાણતા નથી. તેના ઉઘરતા સાહાસને તમોએ કચડી નાખ્યો છે. એ તમારાં કામની શીક્ષામાં જો હું તમને આ પહાડની કીનાર ઉપરથી નીચેની ખીણમાં હડસેલી દઉં તો તેમાં પાપ નહીં પણ સવાબ હું સમજીશ. એકજ શરતે તમારી એ શીક્ષામાંથી હું તમને બચાવીશ અને તે એજ કે જેમ બને તેમ જલદી તેની તે વારતાની જે ખરી નુકતેચીની હોય તે છાપી તે બચારાને ઇનસાફ આપો. બોલો કબુલ છે કે હું મારો હાથ છોડી દઉં?" અલી, ખંડુભાઇનો તે વખતનો ચેહરો જોવા લાયક હતો. તેણે મારો હાથ છોડવેવાની એક બે પેરવી કીધી પણ જ્યારે મેં તેને ખાતરી આપી કે હોજાતોડી કરવા જતાં તે જરૂર નીચે પડશે ત્યારે તેણે તે ફાંફાંબી તજ્યાં અને "ખુન! ખુન!" ફરી પોકારવા લાગ્યો. "ખુન તો મારે પોકારવું જોઇએ" મેં તેને કહયું. "કારણ ખરી રીતે તો હું હાલ એક ખુનીને તેને ફેજે પુગતો અટકાવી રાખું છું. જો હું મારો હાથ જરાબી ધીલો કરૂં તો તમો જરૂર નીચે ખાહીમાં જઇ મરો. ખુન! જ્યારે તમારી કલમના જરબે તમે લોકોની નીંદા કરો છો, લોકોને તોડી પાડો છો ત્યારે ખુનના અવાજ તમારે કાને નથી પડતા? અને તેબી કેવાં ખુન? એક ફાંસયો ખુની, જ્યારે ખુન કરી ફકત શરીરનોજ નાશ કરે છે ત્યારે તમો તમારા હરીફોના આતમાનો

સગાના સેહતાન વીશેના ઢખારાની વાત કહી સંભલાવી.

"બીલકુલ નાપાયદાર !" તેણે મશ્કરીથી હસીને કહયું. "હું ધારૂં છું કે તેની આગરી ખશી ગયલી હોવી જોઇએ. આજના સુધરેલા, આગલ વધેલા જમાનામાં એવા સેહતાન અને દઇતના ભુત ભમાડાઓ માને છે કોણ? પણ હવે આપણું મકાન આવી લાગ્યું માટે હું તમને અહીં ઉતારી મારી એક કલબમાં પાસા રમવા જાઉં છુ."

"પાસા રમવા ? કયાં ?" મેં અચરતીથી પુછ્યું.

"અહીંજ ! મુંબાઈ શેહરમાંજ ! અહીં એવા જુગારનાં ખાનગી ધામોનો કાંઇ પણ તોટો નથી કે જ્યાં સારાં સારાં માણસો હજારો રૂપ્યાની ઉથલ પાથલ રોજ કરે છે. તું આવે છે?"

"નહીં." જરાક વીચાર કરીને મેં કહયું. કારણ બીબી ખોરશેદબાનુ સાથની મારી આજની મુલાકાતનો છાપ નીરદોશજ રાખવાનો મેં ઠેરાવ કીધો. "હું આજે તો આવીશ નહીં, પણ તમારી સાથ રમવાને બીજાઓને પાલવે છે કેમ ? તમે તો પૈસા ખોહવાને શકતીવાન છો. પણ બીજાઓનું શું?"

"તેઓ સાથ મને શું લાગે વળગે છે ? જો તેઓ પૈસા ખોહવાને શકતીવાન ન હોય તો તેઓએ રમવુંજ નહીં જોઇએ. એક માણસની જ છે કે તેણે પોતાની હાલત અને સંજોગોનો લો વીચાર કરવો જોઇએ, અને જો પોતાની કતી ન હોય તો રમવું નહીં જોઇએ, હું કાલે તને તેડી જઇશ. અને આપણે કાલે કાંઇ નવીજ મજાહ મેળવશું."

એટલું બોલી અમો છુટા પડયા, તેની ગાડી તુરતજ પાછી ધમધમ કરતી ત્યાંથી નીકળી ચાલી જયારે હું મારા ઓરડામાં ખોરશેદ બાનુના હવાઇ વીચારો કરતો બીછાને પડયો.

## પ્રકરણ ૯ મું.

ચોપડીઓ છપાવી પ્રગટ કરનાર મંડળીના માલેક મી૦ જહાંગીરની દેખરેખ આગળ ચોપડીનું કામ હવે ધમ ધુકાર ચાલવા માડયું. મારે ખરચે પોતાની મતલબ સાંધવાનો વખત હવે આવેલો હોવાથી મી. જહાંગીર એ મારી ચોપડીની જાબતી વખાણ છાપા દવારે કરાવતા હતા અને તેને સાતમા આસમાનસે લગાડી તેની નામના વધારતા હતા. એવા મતલબીયા છપાવનારાઓ અને છાપાવાલાઓનો આજના આગળ વધેલા જમાનામાંબી કાંઇ તોટો હતો નહી. અને મી. જહાંગીર પણ તેઓમાંનાજ એક હતા એ હું ખાતરીથી માનતો હતો, મારાજ ખરચે મારી ચોપડી ખપાવવાના તેણે જે જે ઉપાયો લીધા અને જે તે મારી આગળ દરશાવતો ગયો તે ઉપરથી ખુલ્લું દેખાઇ આવ્યું કે જેવા ફરેસતા સમાન તેવણ બહારથી દીસતા હતા, તેવા બાતેનથી તેવીજ લુચ્ચાઇથી ભરપુર એક સહેતાન જેવા હતા. તેના કહેવા પ્રમાણે તેણે બીજા છાપાવાલાઓને તો હાથ કરી લઇ મારી ચોપડી માટે જબજા તારીફ કરવા રોકયા હતા પણ એકજ જાણીતા છાપાવાલાની ધાસ્તી હતી, જે જો હાથમાં આવી જાય અને મારી ચોપડીનાં ખોટાં બાફાં ફુકે તો પછી મારી નામના વધવાને કાંઇ પણ વીલંબ લાગે નહીં. આ છાપા વાલો જરા મારતેમીયા હતો અને તેને હાથમાં લેવાનું મનેજ સોંપવામાં આવ્યું. એ ઉપરથી શીહાગુણ સાથ તેને ઓલખ હતી કે કેમ મેં શીહાગુણને પુછ્યું.

"જહાંગીરે કહ્યુ તે ખરૂં છે," શીહાગુણે જવાબમાં કહ્યુ "એ મારતેમીયાં શેઠ ખંદુભાઇ ને જો આપણે હાથ કરીએ તો આપણો બેહેડો પાર પડે, સઘળા છાપાવાલાઓને એ હાથમાં નચાવે છે અને એ જે લખે છે તેનો તેઓ તેટલીજ ઢપે પ્રતીઉતર આપે છે. તેઓ સઘળા એનાં પુછડાં પેરે એની પુઠે દોરવાય છે. એને હું હાથ કરીશ. હુ એને ઓળખું છું."

"ગામમાં એવુંબી કોઇ છે કે જેને તમે નહીં ઓળખતા હો?" મેં અજાયબીથી પુછ્યું.

"હું ધારૂં છું કે પીછાન પાડવા લાયક દરેક આદમીને હું ઓળખું છું" તેણે ધીરેથી જવાબ દીધો. "જો કે મી. ખંડુભાઇને હું તેવાઓની સંખ્યામાં નથી લેખતો. એની પીછાન તો મને કાશમીર તરફની મારી એક મુલાકાત દરમ્યાન થઇ. હીમાલ્યાના પરવતોમાંથી અમો બેઉ જણ રસતો કાપતા સાથે મલી ગયા અને ત્યાં અમારી પીછાણ પડી. જો કે હું તો એને તે અગાઉનો ઓળખતો હતો પણ એણે મને કોઇ દીવસે જોયો હતો નહીં. એક વખત પર્વતની એક કોરેથી અમો સવારી કરતા હતા તેટલાંએના ઘોડાએ ઠોકર ખાધી અને જો તે વખતે મેં એને પકડી લીધો નહીં હતે તો એના ઘોડાની મીશાળ એ પણ નીચે ઉંડી ખાહીમાં ગબડી પોતાને મારગે લાગો હતે. બીહકેલો ઘુજેલો એ ઉઠયો તેવું મેં જોયું કે એને ચકર આવતા હતા અને જો હું એનો હાથ છોડી દઉં તો એ તુરતજ નીચે ગબડી પડે. મેં એનો હાથ મજબુતાઇથી પકડયો અને પછી હું બોલ્યો, "મી. ખંડુભાઇ, કલમની તેજ તલવાર તમારા હાથમાં આવ્યા પછી તેનો તમો બહુજ ગેરઉપયોગ કરો છો. ખરી સ્તુતીને પાત્ર એવા તમારા હમશરીક લખનારાઓ, સાચે રસતે ચાલી આપ અખતયાર વીચારો દરશાવનારા જાહેર પુરૂપો, અને બીજા જેમી તમારી સામે ખરી નીષ્ટાથી બોલે છે તે સઘળાઓને એકજ લાકડીએ હાંકી તમો તમારા છાપા દ્વારે તોડી પાડો છો. ઉધરતા લખનારાઓ રખે નામના કાઢી તમારી ઉપરવાના થાય એવી બીહકથી તમો તેઓનાં પેહલાંજ લખાણોને ખોટી રીતે વખોડી કાઢી તેઓની ફુળની વીઘારૂપી કલીઓને કચડી નાખો છો. તમારા હરીફો જો સારી હરીફાઇથી તમારી સામા થવાની હીંમત કરે છે તો તેઓ માટે ખોટી નીંદાઓ છાપી તેઓને દાબી દેવો છો. ખરૂં પુછો તો જેઓ વીધા મંદીરમાં ગણપતી મહારાજની મુરતીને તમારી સાથ નમન કરવાની હીંમત કરે કે તેઓનાં તમો ખુન કરો છો. ફલાણા વારના લખનારની ચોપડી જે આખી આલમે વખાણી છે તેનાં લખાણ માટે તમે છાપયું હતું કે એમાં નવું કાંઇ નથી. જો તેની તે ચોપડીમાં નવું કાંઇ ન હતું તો ખુદ તમારી કલમથી લખાયલી ચોપડીઓમાં તે શું નવું તમો લખો છો તે મને જણાવશો? તમારી એવી નુકતેચીનીથી તે બચારાને શું વેહવું પડયું હશે તે તમો જાણતા નથી. તેના ઉધરતા સાહાસને તમોએ કચડી નાખ્યો છે. એ તમારાં કામની શીક્ષામાં જો હું તમને આ પહાડની કીનાર ઉપરથી નીચેની ખીણમાં હડસેલી દઉં તો તેમાં પાપ નહીં પણ સવાબ હું સમજીશ. એકજ શરતે તમારી એ શીક્ષામાંથી હું તમને બચાવીશ અને તે એજ કે જેમ બને તેમ જલદી તેની તે વારતાની જે ખરી નુકતેચીની હોય તે છાપી તે બચારાને ઇનસાફ આપો. બોલો કબુલ છે કે હું મારો હાથ છોડી દઉં?" અલી, ખંડુભાઇનો તે વખતનો ચેહરો જોવા લાયક હતો. તેણે મારો હાથ છોડવવાની એક બે પેરની કોશી પણ જ્યારે મેં તેને ખાતરી આપી કે હોજાતોજી કરવા જતાં તે જરૂર નીચે પડશે ત્યારે તેણે તે ફાંફાંબી તજ્યાં અને "ખુન! ખુન!" ફરી પોકારવા લાગ્યો. "ખુન તો મારે પોકારવું જોઇએ" મેં તેને કહયું. "કારણ ખરી રીતે તો હું હાલ એક ખુનીને તેને ફેજે પુગતો અટકાવી રાખું છું. જો હું મારો હાથ જરાબી ધીલો કરૂં તો તમો જરૂર નીચે ખાહીમાં જઇ મરો. ખુન! જ્યારે તમારી કલમના જરખે તમે લોકોની નીંદા કરો છો, લોકોને તોડી પાડો છો ત્યારે ખુનના અવાજ તમારે કાને નથી પડતા? અને તેબી કેવાં ખુન? એક ફાંસ્યો ખુની, જ્યારે ખુન કરી ફકત શરીરનોજ નાશ કરે છે ત્યારે તમો તમારા હરીફોના આતમાનો

નાશ કરો છો. માટે બોલો, મારી શરત કબુલ કરો છો કે તમારી શીક્ષા પામવા તૈયાર થાવો છો." તેણે તુરતજ મારી સરત કબુલ કીધી અને હું તુરતજ તેને બહુ સંભાળથી સલામત જગાએ લઇ ગયો. ત્યારપછી તે હમેશ મારે માટે સારો વીચાર રાખે છે અને જો કામ પડે તો વગર પૈસે મારી નોકરી કરવા તૈયાર છે. યા ખુદા! જો તે જાણતે કે મોહત અને જીવતની વચે તેને કોણે પકડી રાખ્યો હતો તો તેની શું હાલત થતે ?"

"પણ તમે તો મને કહ્યું કે તે તમને ઓલખતો હતો તે ?" મેં અજાયબીથી પુછ્યું.

"તે તો પછી બન્યું." તેણે હસીને જવાબ આપ્યો. "પણ ઠીક છે. એ ખંડુભાઇને ભણાવી લેવાનું હું માથે લઉં છું."

આ ઘોંટાલો મને સમજ પડયો નહીં. હું તેની ગમ તગર તગર જોવા લાગ્યો. તેણે છપલો હેવાલ કેહતી વખતે મારાં મગજ ઉપર જે અસર કીધી હતી તેથીબી કદાચને હું ગુંચવારામાં પડયો હોઉં. મને લાગું કે તે મારી આગળ એક નાટકી માફક પોતાના ખરા વીચારેથી જુદીજ વાત કરતો હતો પણ તે એટલી તો સીફતથી કરતો હતો કે તે ખરીજ છે એમ હું તો માણતો હતો. મેં તુરતજ મારા મનનાં તુરંગો તેની આગલ ખુલ્લા કીધા અને કહ્યું.

"હું ધારૂં છું, શીહાગુણ, કે નાટક તખતા ઉપર એક નાટકી તરીકે તમો સારી નામના મેલવી શકો."

"અને હું નાટકી નથી એમ તમે કેમ જાણ્યું ?" તેણે પુછ્યું "ખુદ નાટકશાળામાં જવાથીજ કાંઇ નાટકી બનાતું નથી. ખરો નાટકી તો તેજ કે જે દુન્યા વરણની સાંમો ઉભો રહી પોતાનો ભાગ આશાનીથી અને સર્વને આંધલા કરીને બજાવી પોતે ફતેહમંદીથી પાર ઉતરે-જેમ પાર ઉતરવાને હું પણ વેતરણ કરૂં છું. દરેક માણવી પોતે નાટકી છે, અને તે પોતાનો ભાગ ફતેહમંદીથી બજાવાને વેતરણ કરે છે તો જોકે તેનો **આતમા-તે** અણદીઠ **ફરેસ્તો**-તેનાં 'એ વેહજા' સામે હમેત મુંગો પોકાર ઉઠાવે છે અને તેના દરેક જુઠાં કામ માટે પોતાનો છુપો અણગમો દેખાડે છે."

આ તેનાં તાહેલાંનો મેં કાંઇ પણ જવાબ આપ્યો નહીં. હવે હને હું તેનાં એવાં ભેદ ભરયાં બોલવાની દરકાર કરવા લાગ્યો નહીં. પણ તે છતાં મને તેની મીત્રાચારી ગમતી હતી. હું તેનેથી છુટો પડી કાંઇ કરી શકતો ન હતો. દરેક વાતમાં તે મારો સલ્લાહકાર હતો. અને કોઇ કોઇ વખત મને લાગતુંબી કે દરેક રીતે હું તેના હાથમાં એક રમકડાં મીશાલ રમતો હતો. સર્વ વાતે તે મારી ઉપર હકુમત ચલાવતો હતો એમ જાણવા છતાં તેનેથી છુટા પડવા મને ગમતું ન હતું. મારી ઉપર તેણે પોતાનો કાબુ બરાબર બજાવ્યો હતો.

રાતના જમી રહ્યા પછી તે મને પોતાની સાથ પેલાં ખાનગી જુગારખાનામાં લઇ ગયો. શહેરના એક જાણીતા લતા ઉપર આ મકાન આવેલું હતું. બહારથી કાંઇબી સણગાર વગરનું એક સાદુ માદું તે ઘર હતું. પણ મકાનની અંદર દાખલ થતાંજ તેના રંગ રૂપ ફેરવાઇ ગયાં. અમો જેવા દાખલ થયા કે તે ઘરની માલેક બાઇએ અમને આવકાર આપ્યો અને શીહાગુણને જોઇને તે ખુશ ખુશ થઇ ગઇ. શીહાગુણે તેણીને કાંઇક કાનમાં કહ્યું કે તેણીએ મને પાછી નમીને અને હસીને સલામ કીધી અને પછી એક નોકરને બોલાવી અમને ઉપરના ઓરડામાં લઇ જવાને હુકમ આપ્યો.

વીજલીક રોશણીથી દીપાવેલા, ઇરાની ગાલીચાઓથી બીછાયલા અને સંગેમરમરના થાંભાઓ ઉપર ગોઠવાયલા ફુલ પાણના કુંડાઓની અલગારોથી રોકાયલા સુંદર દાદરો ઉપરથી ચઢી અમો બીજે માળે પુગા જ્યાં દાદર સામેજ એક બારણું અમને સામું બંધ મલ્યું. પેલા નોકરે તે ઉપર તકોરી મારી અને કાંઇ પણ અવાજ કરયા વગર એક ચાવી અંદરથી ફરી

દરવાજો ઉઘાડી અમને દાખલ કરવામાં આવ્યા. આ ઓરડો રંગ બેરંગી વીજલીક બતીઓથી અને જલેહદાર ઝુમરોથી દીપી રહયો હતો. ગાલીચા એટલા તો કીમતી હતા કે તેમાં પગ મુકતાં પગ અંદર ગરક જતા હતા. ઓરડાની બે બાજુએ બે મોહટી ટેબલો ગોઠવેલી હતી જેઓની આસપાસ પુશકલ મરદો બેસી પાણા તથા પાસાથી જુગાર રમતા હતા.

આ બેઠેલા મરદોમાં કેટલાક તો જાહેર જાણીતા પુરૂશો હતા. સરકારી અમલદારો, લખોપતી શેઠયાઓ, માલેતુજાર વેપારી બચાઓ, રાજદુવારી બડેખાંઓ અને સંસારમાં સાધુનો સાહયો પેઢી ફરનાર ફરેસ્તાઓ આ જુગારખાનામાં બેસી જુગાર ખેલતા હતા. મેં તેઓમાંથી કેટલાકોને તુરતજ ઓળખી કાઢયા પણ તેઓને જોવાથી હું અચરત થયો છું એમ મેં તેઓને જાણવા દીધું નહીં.

જેવા અમો ઓરડામાં દાખલ થયા કે સઘલાઓએ ફરીને અમારી ગમ જોયું. કેટલાકોએ શીહાગુણને ફકત સલામજ કરી જ્યારે બીજાઓએ તેને હસીને સારો આવકાર દીધો. અમો બેઉ જણુ એક ટેબલ આગલ ગયા અને ત્યાં શીહાગુણની પાસે બેસી હું આ મોહટાં જુગારખાનાનો ખેલ જોવા લાગયો. હું પણ અહીં રમવા આવ્યો હતો—હારવા કે જીતવા આવ્યો હતો. પણ મને થોડીજ ખબર હતી કે જરા વારમાં હું એક અજબ દેખાવ જોવા પામીશ અને સંજોગોને લીધે તે દેખાવમાં વલી હું અગતનો ભાગ પણ બજાવીશ.

---

## પ્રકરણ ૧૦ મું.

---

થોડોક વખત આ જુગારખાનામાં ચાલતી રમત તપાસ્યા પછી હું પણ તે રમતમાં સામેલ થયો. શીહાગુણ એક બીજી ખુરશી ઉપર દુરથી બેસી અમારી રમત તપાસતો હતો. તે પોતે રમવામાં સામેલ થયો નહીં. રમવા બેઠેલા બીજાઓએ જ્યારે મારૂં નામ જાણ્યું ત્યારે તેઓ મારી ઉપર ધરૂ પરૂ થઇ ગયા અને મને રમતમાં સામેલ થયલો જોઇ ખુશી થયા. રમત મોહટા પાયા ઉપર ચાલતી હતી અને હાર જીતની રકમો એક એક દાવમાં બહુજ મોહટી થતી હતી. મારી સામે બેઠેલો એક રમનાર મુંબઇના એક જાણીતા ખાનદાનનો એક પુરો ચેરાગ નામે ખોદાબક્ષ હતો. તેની રમત ઘણીજ જોખમ ભરેલી અને અનીયમિત હતી અને જ્યારેથી તે હારતો ત્યારે હસવાના ખોટા ઢોંગ કરી છાકટપણાની બહારમાં હારે છે એવું બતાવતો હતો.

રમતની શરૂઆતમાં તો હારવા કે જીતવા ઉપર મેં પેહલે લક્ષ દીધું નહીં પણ જેમ જેમ હું વધુ રમતો ગયો તેમ તેમ મને તેમાં વધુ અને વધુ રસ પડતો ગયો. વળી નસીબ દેવી પણ મારી પક્ષમાંજ હતી અને દરેક બાજી હું જીતતો ચાલ્યો. શીહાગુણ નીરાંતે બેસી આ સઘળો તમાસો તપાસતો હતો, પણ મેં જોઇ લીધું કે તે મારી રમત ઉપર વધારે ધ્યાન આપતો હતો. મારી જીત વધતી ગઇ અને ફકત હારવાને ખાતર મેં હારવાની પેરવી કીધી. પણ નસીબે મને યારી આપી નહીં. ગમે એવા જોખમ ભરયા દાવો પણ હું જીતતોજ ગયો. અને મારી એ જીત ખોદાબક્ષને દેવાનો બનાવતી ગઈ. જેમ હું જીતતો તેમ તે હારતો ગયો. તેના ચેહરા ઉપર પસીનાનાં બુંદ ફુટી નીકલવા લાગ્યાં, તેના ચેહરા ઉપરનો રતાસ બીલકુલ ઉડી ગયો, અને તેની આંખો ચકચક ચમકવા લાગી. બીજા રમનારાઓ જો કે હારતા હતા પણ તેઓએ પોતાની લાગણી ઉપર સાણુનુ કાબુ રાખી તે બહાર પડવા દીધી નહીં. મને ખોદાબક્ષ ઉપર વધુ દયા લાગવા માંડી અને મેં ઇચ્છયું કે જીતની મારી બાજી ફરી જઇ તેને યારી આપે અને તે જીતે પણ તે ઇચ્છાબી પરી પુરી થઇ નહીં. દરેક બાજી જીતી તેનાં ! ... નો ધગલો હું મારી તરફ ધસડતોજ ગયે.. અંતે

સઘળા રમનારાઓ ઉઠી ઉભા થયા અને ખોદા-બક્ષ બોલ્યો,

"આજે તો મારી બેંક ખલાસ થઇ છે, પણ કાલે હું તમારી પાસથી મારો બદલો લઇશ."

"બા ખુશીથી" મેં હસીને કહ્યું.

તેણે એક નોકરને તેડી બ્રાંડી સોડાનું એક ગલાસ મંગાવ્યું અને તે એકદમ ગટગટાવી ગયો. આ વખતે બીજા બધા રમનારાઓ મારી આસપાસ ફરી વળ્યા અને મારી જીત માટે મને મુબારકબાદી આપી વલતે દીવસે તેઓને પણ રમતનો બદલો વાળવાને ઓજાર ખ્વાહી કરવા લાગ્યા. મેં તે સઘલાઓને બીજે દીને જરૂર રમવા આવવાની ખાતરી આપી. અમારી આ વાતચીત દરમ્યાન શીહાગુણે પોતાની ખુરશી ઉપર બેસીનેજ ખોદાબક્ષને કહયું,

"તમે મારી સાથ એક દાવ રમશો? પેહલો દાવ હું આ રકમથી ચાલુ કરીશ." એમ કહી તેણે ટેબલ ઉપર હજાર હજાર રૂપ્યાની પાંચ નોટો ફેંકી.

ખોદાબક્ષે આ લાલચ તરફ આતુર ચશમોએ જોયું અને પછી દલગીરી સાથ બોલ્યો,

"મેં તમને કહયું છે કે હાલતો મારી પાસ એક ફુટી બદામ પણ નથી, કે જેથી હું તમો સાથ રમું. હું તદન "નહાન" નહાઇ ઉઠયો છું."

"બેસ, બેસ, ખોદાબક્ષ અને એક જા ફરીથી અજમાવ. તને જોઇએ એટલા રૂપ્યા હું તને ધીરીશ." એક બીજા રમનારે તેને કહયું.

"તમારો ઉપકાર થયો," ખોદાબક્ષે લાલ-ચોળ થઇને કહયું. 'પણ હું અત્યાર આગમજ-નોજ તમારા મોહટાં કરજમાં છઉં એટલે બીજું વધારે લેવાની મારી મરજી નથી. તમારે ગમે તો તમો લોકો રમો. હું રમત જોઇશ."

"ખોદાબક્ષ શેઠ, મારૂં સાંભલો," શીહાગુણે હસીને તેનું મન હરણ કરતાં કહયું. "આપણે એક રમુજ કરીએ. જો પૈસાથી રમત કરવાની તમારી મરજી ન હોય તો કાંઇ બીજી નજીવી, નકામી, નાપાયદાર ચીજની તમે શરત બકો. આપણે જોઇએ તો ખરા કે તમારો નસીબો ફરે છે કે નહીં." અહીં તેણે જુગાર રમવાનો એક કાંઉટર ટેબલ ઉપરથી ઉપાડીને કહયું, "હમેશ રમતમાં આ કાંઉંટરની કીંમત એકસો રૂપ્યા જેટલી આપણે ગણીએ છીએ. આજે મારી સાથની રમતમાં એની કીંમત એક બહુજ નજીવી ચીજની ગણીએ અને તે ધારો કે તમારો આતમા છે.' અહીં સર્વે ખડખડ હસી પડયા જેઓ સાથ શીહાગુણ પણ સામેલ થયો.

"કેલવણીના અને શાસ્ત્રના આજના આગલ વધેલા જમાનામાં તો આપણે શીખી ગયા છીએ કે આતમા જેવી કોઇ ચીજ છેજ નહીં." શીહાગુણે આગળ ચલાવ્યું "તેથી તમારા આતમાની હાર જીત તમને સુચવતાં હું તમારા માથા ઉપરના એક બાલ કરતાંબી નજીવી કીંમતની હાર જીત સુચવું છું. કારણ બાલ તો એક દેખઇતી ચીજ છે, જ્યારે આતમા એક અણદીઠ નજીવી ચીજ છે. માટે બોલો, એવી એક નાચાજ ચીજની હાર કે પાંચ હજાર રૂપ્યાની જીત માટે તમો મારી સાથ એક બાજી ખેલશો?"

ખોદાબક્ષે પોતાના હાથ માહેલું બ્રાંડીનું ગલાસ એક ગોટે પુરૂં કીધું. અમો સઘલાઓ તરફ તીરશકારની એક નજર ફેંકી અને બોલ્યો "કબુલ છે."

તુરતજ સઘલાઓએ પોતાની બેઠક પાછી લીધી અને રમત શરૂ થઇ. લાંબો વખત ચાલે એવી તો એ રમત હતીજ નહીં! અને જે પાંચ છ મીનીટ ચાલી તેટલો વખત તે ઓરડામાં ગંભીર ચુપકીદી પથરાઇ રહી હતી. છેલી બાજી ખેલાઇ રહી કે શીહાગુણ ઉઠી ઉભો થયો અને બોલ્યો,

"હું જીત્યો છું" તેણે પેલા કાઉનટર તરફ આંગળી દેખાડી કહયું. "પણ તમો દેવા-

હાર નથી કારણ તમે એક નાચીજ નામુલી ચીજની શરત બકી હતી. જો એ ચીજની હસતી હતે તો હું કદાચને તેની ઉઘરાણી કરતે પણ જેની હસતી નહીં તેની ઉઘરાણીબા ન હોય, અને હતે તો હું તમારા આતમા સાથ કરને બી શું ?" તેણે હસતાં કહયું " આજના સુધરેલા જમાનામાં આપણે આતમાની હસતી માણુતા નથી એ કેવો આશીરવાદ છે. ચાલો, સાહેબજી, હું અને અલી સાહેબ તમને તમારો બદલો આપવા કાલે આવીશું તેટલાં સાહેબજી."

તેણે ખોદાબક્ષનો હાથ મનતાથી પોતાના હાથમાં લઇ દાબ્યો અને કહયું,

"મારો મીત્ર અલી બહુ અધીરો માંગનાર નથી. માટે આજે રાતની તમારી હાર એને ભરવાને ઉતાવળ કરતા ના. એ ઠોબી શકશે. પણ તેમ હું ઠોબી શકીશ નહીં. મને તો મારો આતમા તુરતજ જોઇએ છે." તેણે હસીને કહ્યું.

"અને જો એ ચીજની હસતી હતે તો આજે પાંચ હજાર રૂપ્યા માટે હું જરૂરજ તે તમને આપતે," ખોદાબક્ષે પણ તેવીજ રમુજમાં જવાબ દીધો અને પછી સર્વને સલામ કરી તે ઓરડાની બહાર નીકળી પડયો.

જેવો તેની પાછળ દરવાજો બંધ થયો કે પેલા બીજા રમનારાઓ અપસઅપસમાં ઇશારા કરવા લાગયા.

"તદન ખાસતે ખુવાર થઇ ગયો છે" એકે કહ્યું.

"મેં તો સાંભળ્યું છે કે તે દીવસની પુણાની સરતમાં એકજ દીવસમાં એ પચાસ હજાર રૂપ્યા હારી આવ્યો છે." બીજાએ નીંદા કીધી.

"રમતનું કરજ અદા કરવાની એનીપાસ એક ફુટી બદામ પણ નથી" ત્રીજાએ પોતાનો અનુભવ જાહેર કીધો.

આ તેઓના ટીકાઓ મને ઝેહેર જેવા-લાગતા હતા. પોતાનીજ સંઘમાં બેસી હારી જનાર એક માણસ માટે કુર ઘાતકી એવા ટીકા કરનારા આદમીઓ આજે જગે જગ મલી આવેછે. તેઓ સઘળા પોતાનોજ સ્વાર્થ સાચવનારા હતા. બીજાની તેઓને કદર કે કાળજી હતીજ નહીં. આ ખ્યાલ જોઇ મારા મનમાં ચુંદાઇ આવ્યું. હું તે વખતે એટલો બધો નીરદય બન્યો ન હતો. ખોદાબક્ષ ઉપર એક ચીઠી લખી તેણે હારેલી રકમ માફ કરવાનો મેં ઠેરાવ કીધો. હું આ વીચાર કરતો હતો તેટલાં મારી નજર શીહાગુણ ઉપર પડી જે મને ધારી ધારીને જોતો હતો. તેણે મને પોતા સાથ આવવાની ઇશારત કીધી અને અમો તે બદીના ધામને સલામ કરી બહાર પડયા.

રસતા ઉપર નીકળતાંજ તેણે મને રોકી ને ઉભો રાખ્યો અને મારા ખંભા ઉપર હાથ મુકી બોલ્યો,

"અલી, નાલાયક બદમાશો તરફ જો તું માયા કે મેહેરબાનીની નજરથી જોવા માગતો હશે તો મારે તારી દોસતી છોડવી પડશે. તારા ચહેરા ઉપરથી જણાય છે કે ખોદાબક્ષ તરફ તું કાંઇક દયાની નજરથી જોય છે. જો એમજ છે તો અહીં રસતા ઉપરજ પડી તારી નીમાજ કાંય નથી પઢતો? ખોદાબક્ષને તું તેનું કરજ માફ કરે તો તારા જેવો મુર્ખ ગધેડો બાજો કોઇ નહીં હશે. એ એક પકો પકટ બદમાસ છે—એણે પોતે કોઇબી દીવસે કાંઇ ભલાઇનું કામ કરયું નથી – બદફેલી – બદમાશી અને બદકેરદારી શીવાય બીજાં કોઇબી કામો એણે કીધાં નથી. એક હડખાયલાં કુતરા કરતાંબી એની જીંદગી બનેતર છે માટે એને તે કુતરાં જેટલીબી દયા બતાવવી જોઇએ નહીં."

" એને ખાતર નહીં તો કોઇ એને સાચા પ્યારથી ચાહતું હશે તો તેને ખાતર તો એને બચાવવો જોઇએ ?" મેં કહ્યું.

"સાચો પ્યાર !" બેહદ તુચ્છકાર બતાવી શીહાગુણ બોલ્યો. "ત્રણ ગાનારી કંચણીઓ એના આધારે રહે છે તેને તું સાચો પ્યાર કેહતો હોય તો કોણ જાણે ? એની મા એને ચાહતી

હતી—પણ તેણી તો બચારી ગુજર પામી છે. એણેજ તેણીનું જીગર તોડી નાંખી તેણીને મારી નાંખી છે. એને એનુ કરજ અદા કરવા દે. જે આતમા એણે આજે ગીરવી મુકયો છે તેબી એને આપવા દે વારતાની ચોપડીઓમાં જેમ આપણે વાંચીએ છીએ તેમ જો હું સેહતાન હોઉં તો એનો આતમા આજે મારા હવાલામાં લઇ એના દોજખી જીવને જલતા અંગારથી બાળી નાખું, પણ નહી હું જે છું તે હોવાથી હું એટલુંજ કહું છું કે એને એના કરતુકને ફેજે પુગવા દે, અને એણે જે જે ચીજો જુગારમાં ગુમાવી છે તે સર્વે એને આપવા દે. ”

કરડા, ક્રુર દેખાવના આ વખતના શીહાગુણને હું નીહાલી અજબ થયો. આ સઘલી વાત દરમ્યાન અમો પેલા જુગારખાનાથી થોડેક દુર પગે ચાલતા ગયા હતા. જરા વારમાં ધમધમ કરતી એક ભાડુતી ગાડી અમારી તરફ આવવા લાગી અને ચંદરણીના પુર તેજમાં મેં તેમાં ખોદબલ્નેજ બેઠેલો દીઠો.

ગાડી જેવી અમો નજદીકથી પસાર થઇ કે તેમાંથી એક પીસટોલ ફુટવાનો અવાજ આવ્યો અને આ શાંત રસ્તો એક પલમાં ગરબડ સડબડથી હલમલી રહયો.

“ યા અલાહ ! ” મેં ચીસ પાડી “ તેણે આપઘાત કીધો છે. ” અને તુરતજ હું તે ગાડી આગલ દોડવા જતો હતો. પણ શીહાગુણે મને મજબુત પકડી બીજી બાજુએ ધસડયો અને ધીરેથી બોલ્યો,

“ચુપ, ચુપ, બેવકુફ ! તારી બેવકુફાઇથી તું તારો અને સાથે લાગો બીજાઓનોબી ધાણ કાઢશે. તું જો હમણા જઇને એને ઓલખશે અને એ પેલાં જુગારખાનામાં હારી ગયો છે એમ જાહેર થશે તો તારી અને સાથે લાગી બીજાઓની રૂશવાઇ થશે. માટે ચાલ મારી સાથ અને એને એના ફેજે પુગવા દે. એણે આપઘાત કીધો છે તો પોતાના જાણુનો ગયોછે. બીજા કોઇનો નથી ગયો. ”

“ તું બીલકુલ દયાહીન છે. ” મેં તેના હાથમાંથી છુટવાનાં ફાંફાં મારતાં કહયું. “ એનાં મોહતનું કારણ હુંજ છું. હું જો આજે એની સાથ રમ્યો ન હતે અને એનું સર્વસ્વ જીતી લીધું ન હતે તો એ આજે આપઘાત કરતે નહીં. એ આજે—”

“ કદાચને તેં તો એની ફક્ત આ દુનીયાની તકલીદી દોલત જીતી લીધી પણ એને પોતાનો આતમા મારી સાથની રમતમા ખોહયો તેનું કેમ ? તે તો તેં નથી જીત્યો ! માટે ચાલ મારી સાથ, કસાને ખાતર નહિ તો જે કલબમાં આપણે જઇ આવ્યા છીએ તે કલબના બીજા ભાઇબંધોનાં નામને ખાતર હું તને એની આગલ જવા અને પોલીસનાં કામમાં સંદોવાવા દઇશ નહિ ! કાલે સહવારે એની ઉપર કારોનરની જુરી બેસશે અને તે બાર ગધેડાઓ ડોકું હીલવી અભીપ્રાય આપશે કે થોડા વખતનાં ઘેલાંપણાની અસરમાં એણે આપઘાત કીધો છે. ”

આ સાંભળી મને કંપારી છુટી. જે માણસ સાથ પા કલાક અગાઉ હું હસી રમીને છુટો પડયો હતો તેનું લોહીથી ખરડાયલું મુરદું અમારેથી પચાસ કદમ દુર પડેલું અને અમો અહીં ઉભા ઉભા ઠંડે કલેજે વાત કરતા હતા.

“ થોડા વખતનું ઘેલાપણું ! ” શીહાગુણ પોતાના મન સાથ બબડતો હોય તેમ બોલ્યો. “ કીધાં કરતુકોના પસતાવો, વ્યર્થ ગુમાવેલી જીંદગીની નાસીપાસી, લુંટેલી કે લુંટાયલી આબરૂ, ફોગટ ગુમાવેલો પ્યારનો જુસો, કેળવણીના પ્રતાપે ગુજારેલી નારવા જીંદગી—આબે હૈયાતીની નાહૈયાતી—ખુદાપરસ્તીને બદલે નાસતીકી—એ સર્વ બલાગતો જયારે આદમને પણ પોતાને હાથેજ નાચીજ બનાવવાનો રસ્તો દેખાડેછે ત્યારે તેનો ઢાંક પીછોડો કરવા ‘ થોડા વખતનું ઘેલાપણા’નું ઓઠું ઠીક કામ લાગી જાય છે. અને જે અણદીઠ દુન્યામાં તે પાપીનો જીવ જીપલાવેછે, તેનો દુઃખ દુર કરવા એ બહાનું દુન્યાને થોડોક દિલાસો આપેછે, પણ એમાં

આપણો વાંક નથી. દુન્યાંજ એવી દોરંગી છે."

"પણ કેટલું કમકમાત ભરેલું !" મેં નીસાસો નાખી કહયું.

"શું, આ મોહત ! નહી, ખોટી રીતે ગુમાવેલી જીવતી જીંદગી કરતાં મોહતની જીંદગી એટલી ખરાબ નથી. ખરૂં માણજે અલી, કે જાણી જોઇને બદફેલીમાં ગુમાવેલી જીંદગીના અંતઃકરણના પસતાવા અને ગભરાટ આગળ મોહતની સ્થીતિ આપણા ધર્મગુરૂઓ સમજાવેછે એટલી ભયંકર નથી, માટે ચાલ હવે અહીં ખોટી થવામાં સાર નથી. તું ફકત નકામો ગભરાયલો છે, હજી તો તારી જીંદગાનીની કારકીર્દીની શરૂઆત છે, તેટલામાં એમ ગભરાશે તો આગળ ચાલતાં—"

"હું અંતઃકરણથી ઇચ્છુ છું કે આગળ ચાલતાં મને એવા સંજોગો જોવા પડે નહિ ! અને જો પડશે તો તે મારી મરજી વીરૂધજ થશે." મેં ઉશ્કેરાઇ જઇ કહયું.

"તારી મરજી વીરૂધ તો કાંઇપણ બનતું જ નથી." શીહાગુણે મારી તરફ ટીકીને કહયું. "તું એમ તો નથી કેહતોની કે આજની એ કલબની આપણી મુલાકાત તારી મરજી વીરૂધની હતી ? તને કોઇ ધરી પકડીને તો નહિ લાવ્યું હતું ? તું તારી મરજીથી આવ્યો છે, માટે ચાલ, નકામો ઉશ્કેરાઇ ના જા. મારી સાથ આવી એક ગલાસ શરાબ નોશ કરી તારા ઓરડામાં જઇ સુઇ જા."

"પણ એની–પેલી–છેલી શરતનું કેમ ?" મેં અચકાઇ અચકાઇને પુછયું. "એનો આતમા–"

"આતમા ? જે ચીજ એ માનતો નથી –તું માનવાને ના પાડેછે–ને એક નાપાયદાર નાચીજની શરત માટે તું એટલો બધો ધ્રુજેછે શાનો ? હા, જો અહુરમજદ,[૧] ફ્રરવષીર[૨] કે અંગ્રેમૈન્યુસ[૩] જેવી ચીજો હસતી ભોગવતી હતે તો તેની આ શરત માટે આપણને વિચાર કરવાને સંજોગો મળતે. પણ એ સઘળી ચીજોની હસતી તો ફકત 'અનાડી વેહમી લોકોનાં ભેજાંમાંથી પેદા થયલી છે તો તે માટે આપણે શું કરવા નકામી આપણી વિચાર શકતીનો ભોગ આપવો જોઇએ."

"પણ તમો"–મેં પાછું હિંમત ધરી પુછયું–"તમો તો આતમાની હસ્તી માનોછો."

"હું ? છટ છટ" તેણે ધીક્કારથી હસીને કહયું "હજી ત્યારે તું મને બરાબર ઓળખતો નથો. ઘણા અભ્યાસથી મારૂં ભેજું ખસી ગયું છે. શાસ્ત્રાભ્યાસના જોરે ગુપ્ત વિદ્યાના એટલા તો ઉંડા ગારમાં હું ઉતરી ગયોછું કે જો કોઇ વખતે મારૂં ભેજું ખસી જાયછે તો હું તે વખતે–એવા ઘેલાપણાંના આવેશમાં–જો હું આતમાની હસતી સ્વીકારૂં તો તેમાં નવાઇ નથી. અને જો એ આતમા હસ્તી ભોગવતોજ હોય તો આજે આપઘાત કરી મરણ પામેલા આપણા મીત્ર ખોદાબક્ષના આતમાની હું જરૂર ઉધરાણી કરૂં, પણ તે કયાં અને કેમ કરવી તે મને ખબર નથી. જો હું સેહતાન હતે—"

"તો તમે તો એવા એક પાપીના આતમાના ધણી થવા માટે રાજી થતે." મેં હસીને કહયું.

"તારી ભુલ છે, અલી," તેણે નીસાસો નાખી કાંઇક અજબ ગલગલતા સાદે ધીમેથી કહ્યું, "જો હું સેહતાન હતે તો હું આજે અફસોસ કરતે—કારણ કે દરેક પાપી આતમા મને મારી પડતીનો ખ્યાલ આપે છે – મારી નાસીપાસીમાં ઉમેરો કરે છે—અને મારી અને અહુરમઝદની વચ્ચેના અંતરમાં વધારો કરે છે. તું જાણેછે કે ની કે અંગ્રેમૈન્યુસ પણ એક વખત ગ્મંજીલ ફ્રેસતો હતો ?"

દેખાવમાં જો કે તે હસતો દીસતો હતો પણ તેની આંખો આંસુંથી તર થયલી હતી. મને લાગ્યું કે ગમે એવા કરડા હૈયાંના દેખાવ છતાં ખોદાબક્ષના મરણથી તે પણ દુઃખી થયો હતો.

---

૧ ખોદા–God. ૨ આતમા–Soul. ૩ આહરેમન–Devil અથવા Satan.

## પ્રકરણ ૧૧ સુ.

બીજે દીને સહવારના શીહાગુણને તેના ઓરડામાં મલતાં તેણે મને ખબર આપી કે પૂનામાં બંદ ગારડનસના રસ્તા ઉપર નવાબ સાહેબ સરદાર બહાદુર જંગીસખાનનો એક કુશાદે અને આરાસતા કીધેલો બંગલો-જે ખરી રીતે એક મહેલ હતો-તે બજારમાં વેચાવા કાઢયો હતો અને બહુજ નજીવી કીંમતે-ફકત સાત લાખની કીંમતે-તે વેચી નાખવાનો હતો અને જો મારો વિચાર તે ખરીદવાનો હોય તો તે લેવાની તેણે મને ભલામણ કરી.

"પણ તમોજ તે કાં નથી લેતા ?" મેં પુછ્યું.

"મને હાલમાં એવા મહેલની અગત્ય નથી." તેણે હસીને કહ્યું. "વળી મારૂં આ ઠેકાણે રેહવાનું નકી નથી. મારી રખડતી જીંદગીમાં કેઠેબી જાથુક રેહવું મને પાલવેજ નહિ ! વળી 'ખોરશેદ મહાલ' ખરીદ કરવાની તને ભલામણ કરવાનાં મને બે કારણો છે. પહેલું તો એકે સાત લાખમાં એ પાણીને મુલે જાયછે, અને બીજું એકે જો નવાબ જંગીસખાન જાણશે કે તું તે લેવા ધારેછે તો તેવણને તારે માટે વધારે સારો વિચાર બેસશે. જો કે હાલ તો એ મહેલ નાણાં ધીરનાર મારવાડીઓની એક મોહટી પેઢીની માલેકીમાં છે પણ તે તારા હાથમાં આવેછે એવું જો તેવણ જાણશે તો અલબત તેથી ખુશી થશે."

"નવાબ જંગીસખાનને ત્યાં આજે રાતનાજ જમવા જવાનું છેની ?" મેં પુછ્યું.

"હા." તેણે જવાબ આપ્યો.

"ઠીક છે, ત્યારે તો હું હમણાજ મારા વકીલોને એ મહેલ ખરીદ કરવા માટે હુકમ આપું છું."

સાંજના વધુ સંભાળથી કપડાં સજી હું અને શીહાગુણ નવાબ જંગીસખાનના ભાયખળા ઉપર આવેલા બંગલામાં અમને થયલાં ઇજન મુજબ ગયા. દરવાજામાંજ ગરીબાઇમાં મરી રહેલા પણ એક નવાબની નોકરીમાં રહેલા હોવાથી અભીમાની બનેલા હજુરીયાઓએ નમવા વગર અમને આવકાર દીધો અને દીવાનખાનામાં અમને દાખલ કીધા.

દીવાનખાનામાં એક રેશમી ગાદી ઉપર બેસી નવાબ સાહેબ પોતાનો રૂપેરી હુકો ખેંચતા હતા. તેમના જમણા હાથ ઉપર એક નીચી ખુરશી ઉપર એક નવજવાન બાનુ સોળે સીંગાર સજી પોતાના રૂપેરી પતરાં જેવા હાથોએ મોરના પીંછનો એક પંખો ધીરે ધીરે હીલવી હવા ખાતી નખરાં કરતી હતી. તેણીના પગ સામે પડેલા એક રેશમી તકયા ઉપર પડી તેણીના ગાગરા નીચેથી ડોકયાં કાઢી આપણને આમંત્રણ દેતા હતા. નવાબના ડાહવા હાથ ઉપર એક અધેર વયની બાનુ જોલાબ લેવા જેવું મોંહ કરી સીધી તતણખાર બેઠી હતી. તેણીનો પોશાક કીંમતી પણ સાદો હતો અને આ દુન્યાદારીથી જાણે તેણી હાથ ઉઠાવી બેઠી હોય એવો તેણીનો કુમલાયલો ચહેરો હતો.

"આ અમારાં ચીચાની મરયમ બુ છે." નવાબે અમને આવકાર આપ્યા પછી પોતાની સાળીની ઓળખ આપતાં કહ્યું, "અને આ બીબી રોશનચેરાગ તે મારા મિત્ર ખુશરો પરવીજની બેટી છે."

ચીચાની મરીયમ બુએ પોતાના ડોલાજ ઉંચે નીચે કરી અમને આવકાર દીધો, પણ બીબી રોશનચેરાગે પોતાનાં પુર નાઝો નખરાંથી પોતાના હાથમાંનો પંખો હીલવી ડોકું નમાવી અમને આગળ તેડયા.

"તમે રોશનચેરાગના પીતાને તો ઓળખતા હશો, નવાબ સાહેબ ?" નવાબ જંગીસખાને શીહાગુણને પૂછ્યું, "ઇરાન સરજમીનમાં તેવણ બહુ પ્રખ્યાત માણસ છે."

"હું તેવણને બહુ સારી કાણી ઓળખું છું" શીહાગુણે કહયું, "તેવણ બહુજ મળ-

તાવડા સ્વભાવના, હસમુખા અને રમુજી છે. તેહરાનમાં અમો વારંવાર ભેટતા હતા."

"ખરૂં કે ?" રોશનચેરાગે અવાચી ખાતાં બેદરકારીથી પુછયું "મારા ધારવા પ્રમાણે તો તેવણ હસવું કેમ તે જાણતાજ નથી, તેવણની સર્વથી સરસ ખુબી તો એ છે કે પૈસા કેમ પેદા કરવા તે તેવણ સારીપેઠે જાણેછે, પણ તમે લોકો બેસતા કેમ નથી ?"

તેણીના ઇજનને માન આપી અમો લોકો એક દીવાન ઉપર બેઠા, અને ગામ ગપાટા ચલાવવા લાગ્યા.

"પેલા જાણીતા લખોપતી અલી બીન અબદુલા હમીર તે તમેજ કે ?" તેણીએ જરા વાર રહીને પુછયું, "તમને તો દુન્યાં સુખીજ લાગતી હશે ? અને તેબી વળી જુવાનીમાંજ પૈસાદાર બનવામાં વધારે લાભો સમાયલા છે, હું ધારૂં છું કે તમારા જેટલા પૈસાદાર લોકો બહુજ જુજ હશે."

"પૈસાદાર લોકો માંહેલો હું એક છુ." મેં કહ્યું–અને મને તુરતજ ખ્યાલ આવ્યો કે ફકત થોડાજ દિવસની વાત ઉપર તદન ગરીબ ભીખારીઓ માંહેલોબી હુંજ એક હતો–"પણ મારા મિત્ર નવાબ રેહમનશાહ મારા કરતાંબી વધુ પૈસાવાલા છે."

"એમ ?" તેણીએ શીહાગુણ તરફ ટીકીટીકીને ખુલ્લી ચશમોથી જોયું, "ત્યારે તો તમારી દોલત સાથ સરખાવતાં મારા પેદરની દોલત કાંઇ કીમતની નહિ કહેવાય ! જો એમજ છે, નવાબ, તો તમે તો કુલે દુન્યાને તમારા પગ આગળ રગદોળતા હશો ?"

"અને તેમાં શકબી નથી." શીહાગુણે ડાવકેથી જવાબ દીધો, "પણ તેમ તો દુન્યાને પગ આગળ રગદોળવાનું કાંઇ ઘણું મુસ્કેલબી નથી અને તે તમે સારીપેઠે જાણોછો."

"એ તો તમે મારી ખોટી સીફત ગાઓ છો જે મને પસંદ નથી. પણ આ એક તમારો પહેલી વારનો ગુનાહ હું તમને માફ કરૂં છું."

તેણીએ હસીને જવાબ દીધો. અને વધાર્યું, "તમારી ઉમરબી અલી સાહેબ જેટલીજ હું કે લાગેછે."

"તમારી ભુલ છે," શીહાગુણે કહ્યું, "હું બહુ વરસ એનેથી વડો છું."

"ખરી વાત !" હવે નવાએ તાપસી પુરી, "ચીચાની, એવણની ઉમર માટે તમે શું ધારોછો ?"

ચીચાનીએ પોતાનું ડોકું ફેરવ્યું. ધીરે રહીને શીહાગુણને પગથી માથા વેર નીહાળીને જોયો અને પછી પેટમાંનું પાણી હીલવ્યા વગર બોલ્યાં,

"અલી સાહેબ કરતાં એવણ વડા લાગે છે, પણ ફેર બહુ થોડાંજ વરસનો છે."

"ગમે તે ફેર હોય," રોશનચેરાગ વચે બોલી ઉઠી, "પણ તમો તમારી દોલતના જોરથી જીંદગીનું સુખ તો સારીપેઠે ભોગવતા હશો."

"ધરડો કે જુવાન" શીહાગુણે બેદરકારી બતાવી કહ્યું, "પણ હું સુખી તો નથીજ."

"તે કેમ ?" તેણીએ અચરતી બતાવી પુછયું.

"પૈસો શું કરી શકે છે ?" શીહાગુણે હવે પોતાની તેજ ચશમો ચમકાવી ચલાવ્યું, "દુન્યાને તમારા પગ આગલ ધરે છે–ખરી વાત છે, પણ કેવી દુન્યાને ? ઠોકરે મારી ફોડી નાખવાના માતીનાં એક ઢેફાંને ! પૈસો આદમ જાતને તેના ખરા આકારમાં રજુ કરનાર ફકત એક આરસી છે. તમારા પૈસાને ખાતર દરેક આદમ તમારી ખોટી સીફત ગાવામાં, પોતાની મતલબ સાંધવા દરેક પલે જુઠું બોલવામાં અને તમારી વાહવાહ પોકારવામાં એકએકની હરીફાઇ કરે છે. ઉંચ તોખમના શાહજાદા જેવાઓ તમારો પૈસો ઉછીકો લેવા માટે તમારી ગીત્રાચારી બાંધી પોતાની પ્રતીષ્ટા ગુમાવે છે. તમારી ખરી ખુબી કોઇ પીછાનતું નથી પણ પૈસા હોય તો રાજા રજવાડાઓમાં, અમીર ઉમરા-

ઓર્મો અને સરકારે દરબારમાં તમારી કીંમત થાય છે. ગમે તો તમે એક ધધેડા કરતાં બદતર સુખે હો, હનુમાનની શીકલના હો, કે તરસની ખાસયતના હો, પણ જો તમારાં ખીસાંમાં પૈસાનો ખણખણાત હોય તો રાજા રાવણો સાથ પણ બેસીને તમો જમી શકો છો, હવે તેથી ઉલટુંજ તમે ગમે એવા હુશયાર, અકલમદ અને સાહસકર્મી હો, ગમે એવું તમારામાં દહાપણ હોય, વીદ્યા દેવીને અર્પણ ગમે એવી તમારી જાતી મનોવૃતી હોય પણ ગરીબાઇને લીધે તમને કોઇ ઓળખશે નહીં. તમારી ગરીબી ઉપર કોઇ અફસોસ કરશે નહીં. પોતાનો સખી દસ્ત લંબાવી કોઇ તમને ભુખે મરી જતા બચાવશે નહીં. એવી એક બેકદર, બેન્યાજ દુન્યામાં પૈસાથી સુખ શું મલતું હશે તે હું સમજી શકતો નથી."

"પણ ધારો કે એવો કુદરતી રીતે નવાજાયલો તમારા જેવો સખસ પૈસાદાર બી હોય તોબી શું તે સુખી થઇ શકતો નથી ?" રોશન ચેરાગે આતુરતાથી પુછ્યુ.

"નહીં," શીહાગુણે હસીને કહયું. "હવે જો કે તમે મારી ખોટી સીફત ગાવો છો પણ તે છતાં મારોજ દાખલો લો. મારા બેહદ મીત્રો છે પણ તે સઘલા મારા પૈસાના પુંજારી છે. મારી આગલી પાછલી જાણવાની એ કાળજી કરતા નથી. હું કોણ છું, કયાંથી આવ્યો છું, મારો પૈસો કયાંથી ઉતપન થાય છે જાણવાની તેઓને પરવાહ નથી. હું કેમ રહું છું, શું કરૂં છું, સુખી છું કે દુખી, માંદો છું કે સાહજો, એ સઘલી બાબદો તેઓને મનથી નકામી ચુનોચરા છે. જો તેઓ મારે માટે વધુ જાણવાની કાળજી રાખે તો તેમાં તેઓનોજ આયંદે ફાયદો છે. પણ તેની તેઓને દરકાર નથી. રીતે ખુલ્લી રીતે અને જાહેરાતમાં તેઓ પોતાની મતલબનાજ ફાત્યા પઢે છે અને જેમ બને એમ મને વધુ ચારવાની તજવીજ કરે છે. અને હું પણ તેઓને તેમ કરવા દઉ છું. તેઓને હું મોહ માગયું આપું છું. બલકે વધારે આપું છું!"

તેનું આ ભેદ ભરયું બોલવું સાંભલી અમો સઘલાં ચુપ બેઠાં. તેને શું જવાબ દેવો તે કોઇને સુજ્યું નહીં. તેનું બોલવુંજ હમેશ માફક બીન તકરારી હતું.

આ ચુપકીદી બીબી ખોરશેદબાનુના આવ્યાથી તુટી અને અમોએ ઉઠી નમન કરીને તેણીને આવકાર દીધો. તેણીના આવવાથી જાણે ઓરડામાં ખરેખર ખોરશેદ યજદનું તેજ પંઠરાઇ રહયું. અને વલી પાછી ગામ ગપાટાની વાતો ચાલવા લાગી.

હું આ વખતે મારી બેઠક ઉપરથી ઉઠી ખોરશેદ બાનુ જે ખુરશી ઉપર બેઠી હતી ત્યાં ગયો અને જ્યારે નવાબ જંગીસખાનના ખાનસમાએ આવી સુફરો તૈયાર હોવાની ખબર આપી ત્યારે પણ હું તેણીની સાથેજ ખાણાની મેજ ઉપર જઇ સાથે બેઠો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

ખાણું ખુશ ગોફતેગોમાં ચાલવા લાગ્યું. નવાબ સાહેબ મુખડા ઉપર બીરાજ્યા હતા જેમના જમણા હાથ ઉપર રોશન ચેરાગ બેઠી હતી જેણીની પાસે બીબી ખોરશેદબાનું અને તેણીની પાસે હું બેઠો હતો. જ્યારે નવાબના ડાબા હાથ ઉપર શીહાગુણ અને તેની પાસ ચીચાની મરયમબુ બેઠાં હતાં.

થોડીક ગામ ગપાટાની વાતચીત ચાલવા પછી મેં નવાબને પુછ્યું,

"આપ અસલ પુણામાં ખુરશેદ મહાલમાં વસતા હતા ની ?"

નવાબ લાલચોળ બની ગયા અને વીચારવંત ચેહરે જવાબ દીધો,

"હા, થોડોક વખત હું ત્યાં રહયો હતો પણ બહુ મોટા મહેલ હોવાને લીધે નોકરો વગેરેની એક ફોજ રાખવી પડતી હોવાથી ખરચ બહુ થવાથી તે મેં કાઢી નાખ્યો છે."

"અને તે ખરીદ કરવાની મેં વરદી આપી છે" મેં આસપાસ ફ્ત્હેહની નજર ફેંકી કહ્યું. બીબી ખોરશેદબાનુ જેણી અત્યાર સુધી મુંગી બેઠી હતી તેણી ટટાર થઇ પોતાની ખુરશી ઉપર બેઠી જ્યારે નવાબના તો જાણે ડોલાજ બહાર નીકલી પડતાહોય તેમ તે ટગરટગર જોવા લાગ્યો.

"તમે ? તમે ખુરશેદ મહાલના ખરીદનાર ?" તેણે અજાયબીથી પુછ્યું.

"હા. મેં મારા વકીલોને તેની ખરીદી માટે આજે સહવારેજ વરદી આપી છે. મોહટા મેલાવડાઓ કરવા માટે એ મેહેલ મને ઠીક કામ લાગશે."

"ખોરસેદનો જનમ એજ મેહલમાં થયો હતો." નવાબે ઉમેરયું.

"ત્યારે તો એ મહેલ ખરીદ કરવાનું મને બીજુંબી નવું કારણ મળ્યું છે." મે બીબી ખોરશેદબાનુ તરફ નમીને કહયું. "તમને તો એ મહેલ બહુજ ગમતો હશે. ?"

"હા, નહાનપણથી તેના કુશાદે બાગમાં ફરી હરી ગેલ ગમતમાં મેં ત્યાં મારો વખત ગુજારયો છે. અમારી પડોશમાં એક નાહના બંગલામાં એક બ્રામણની છોકરી રહેતી હતી જેણી પણ પોતાના બાગમાં એકલીજ ફર હર કરી મજાહ મેળવતી હતી. તેણી સાથ રમવા જવા મેં ઘણીક વખત તજવીજ કીધી હતી પણ મારી દાયા મને હમેશ અટકાવતી હતી કે એવાં હલકાં માણસો સાથ આપણે ખેલવું નહીં અને તોબી તેણી એક ઉંચ કુલની કુલીનકાંતા હતી. તેણીનાં માબાપ તેણીને નહાનપણમાંજ મુકી મરણ પામ્યાં હતાં અને તેથી તેણીને એક વૈદે પાલી પોશી મોહટી કીધી હતી. એ છોકરી-નહાની બાલકીનું નામ—મદન સારિકા ચંદરસેન છે."

આ નામ સાંભળતાંજ ખાનાંની મેજ ઉપર બેઠેલાં બધાં સતબધ થઇ મુગાં રહયાં. શીહાગુલે મારી ગમ નજર ફેંકી મને પુછ્યું,

"તમે મદન સારિકાનું નામ સાંભળ્યું નથી કે ?"

મેં ધ્યાન ધરી ખ્યાલ કીધો. મદન સારિકાનું નામ મેં સાંભળ્યું હતું અને હવે ધ્યાનથી વીચારતાં મને યાદ આવ્યું કે તેણીનુ નામ મેં કંઠે જાહેર છાપાદવારે વાંચ્યું હતું પણ સર્વ બાનુ લખનારીઓ કે બાનુ ફીલસુફો માટે મને જાઝો સારો વીચાર ન હોવાથી મેં તેની દરકાર કરી હતી નહીં.

"મદન સારિકા ચંદરસેન" બીબી ખોરશેદબાનું બોલી "ખરેજ વીદવતા ભરેલી એક કુશલ બાનુ છે. અને જો અલી સાહેબે તેણીનું નામ અત્યાર અગાઉ સાંભળ્યું ન હશે તો હવે પછી સાંભળશે. મને વારંવાર ખેદ ઉતપન થાય છે કે મેં મારા આગલા વખતમાં તેણી સાથ પીછાન પાડી નહીં. મારી દાયા ઉપર મને એ બાબે બહુજ કહેર ઉપજેછે. આપણેથી હલકાં ! તેણી હાલ મારેથી કેટલી ઉંચ દરજજા ઉપર પોંહચી છે તેજ જુવો. તેણી હજી તેજ બંગલામાં રહે છે અને જો કે તેણીને પાલનાર વૈદ પણ મરણ પામ્યો છે છતાં તેણી તે જગાને વલગી રહી છે."

"મદન સારિકા કાંઇક અજબ જેવું નામ છે, નહી ?" મેં પુછ્યું.

"હા—પણ તેણીને તે બરાબર બંધ બેસતું છે. મદન સારિકા જેવાજ કોમળ અને કોયલ સાદે તેણી જ્યારે ગાય છે ત્યારે આપણે એમજ સમજીએ છીએ કે એક બુલબુલજ પોતાના ખુદાની સીફત પુકારે છે."

"વીધ્યાસાગરમાં તેણીએ શું નામના મેળવી છે ?" મેં પાછું પુછ્યું.

"કાંઇજ નહીં" અહીં શીહાગુલ વચ્ચે પુરાયો. "ફક્ત એક નવલ કથા તેણીએ લખી છે પણ એવી કે જે જનમારા સુધીબી વીસરાવાની નથી. હું એટલુંજ ઇચ્છું છું કે તમારોબી લખેલો નીબંધ તેટલોજ વખણાય."

"યા હલાહુતાલા! અલીસાહેબ ? તમે બી એક લેખકમાં ખપોછોકે ?" નવાબે પુછ્યું. "તમને એ ફાંફાં મારવાની શી મતલબ ?"

"એને નામાંકીત બનવું છે" શીહાગુણે ટકોર કીધી.

"હજી નામાંકીત બનવું છે ? તમે કોણ છો તે તો આખી આલમ જાણી ચુકીછે ?"

"નવાબ સાહેબ, મારા વીધવાન મીત્રને એ નામના પુરતી નથી," શીહાગુણે જવાબ દીધો. "પૈસાની નામદારી એને ગમતી નથી. એને વીધવાનોમાં ખપવા ગમે છે. વીધવાનોની પંકતીએ એ પુગવા માંગે છે. કલમનું જોર કેટલું છે તે એ અજમાવા માંગે છે, પૈસા કરતાં કલમ આજે બળવાનમાં ખપી રાજપાટની કેમ ઉદ્દલ પાદ્દલ કરી મુકે છે તે એ બતાવા માંગે છે. હવે એવું બલ, એવું જોર, એવી હીંમત આજ સુધી ગરીબોમાંજ જણાયલી હતી તે એ દેખાડવા માંગે છે કે પૈસાદારોમાં પણ એવું જોર હોયછે."

"પણ પૈસાદારોને એ જેહમત ખેંચવીજ શું કામ જોઇએ ?" નવાબે પુછ્યું "તેઓને તો સાહેબે જે બક્ષયું છે. તે ઉપર સુગરાના કરવા જોઇએ, તેઓને થોડું પોતાની ગુજરાણના રોટલી પેદા કરવા જવું છે ?"

"પણ કેટલાક લોકો ફક્ત વીધ્યાદેવી ઉપર પ્રશન થઇ તેણીની સેવા કાંઇપણ હાંસલ વગર કરવામાં એક જાતની મજાહ માણેછે" મેં કહ્યું, "મદન સારિકાનોજ દાખલો લો. શું તેણીને પૈસા કમાવાની ગરજ છે ?"

"અલબત, તેણી જેબી પૈસો વાપરે છે તે પોતાની સ્વકમાઇનોજ છે" નવાબે કહ્યું "જો તેણીને એ આવક ન હોયતો તેણી આજે ભુખે મરે."

"હાલતો તેણીની હાલત ઠીક લાગેછે" રોશનચેરાગે તાહુકો પુરયો. "પુણામાં તેણી [illegible] ીમાં ફરેછે

આ વખતે નવાબનો ખાન્સમાં દીવાનખાનામાં દાખલ થયો અને બેગમ સાહેબ મોહટાં દીવાનખાનામાં આવવાની ખબર આપી.

તુરતજ બીબી ખોરશેદ બાનું, રોશન ચેરાગ અને ચીચાતી મર્યમણુ ઉઠી મોહટાં દીવાનખાનામાં બેગમ સાહેબ આગળ હાજરી આપવા ગયાં. જયારે નવાબ જંગીસખાન, શીહાગુણ અને હું મેજ ઉપર બેસી શરાબ નોશ કરવામાં અને હુકા ખેંચવામાં મશગુલ થયા.

---

### પ્રકરણ ૧૩ મું.

---

બાનુઓના ગયા પછી નવાબ સાહેબે પોતાની ખામોશીનો પરદો બાજુએ મેલ્યો અને અમો સાથ ખુશ ગોફતેગો કરવા મંડયા જેમાં થોડોક વખત પસાર કરી અમો સઘલા મોહટાં દીવાનખાનામાં ગયા. જયાં નવાબે પોતાની બેગમને છેક ત્રણ મહીને એમ ફરતી હરતી જોવા માટે મુબારકબાદી આપી જેનો તેણીએ ઘટતો જવાબ દીધા પછી પોતાની બેટી ખોરશેદ બીબી તરફ ફરી નવાબ રહેમનશાહને આંગળી બતાવી [illegible]

"આ કોણ [illegible] રો"

"અમાજા [illegible] શેદ બીબીએ મમતાથી કહયું "[illegible] હતો. કહયું નીકે એવણ નવાબ શીહાગુણ [illegible] છે અને આ તેવણના લખોપતી [illegible] ત્ર અલીબીન અબદુલા હમીર છે."

બેગમે પોતાની ચશમો મારી તરફ જો કે ફેરવી પણ તેણીનું બધુ ધક ધ્યાન ફકત શીહાગુણમાંજ ભરેલું હતું. તેણી તેને ટીકી ટીકીને જોતી હતી.

"ઘણી જવાન વયે તમો લખોપતી થયલા દીસો છો" તેણીએ મને કહયું. "તમો પરણેલા છો કે ?"

મેં તેણીને નમીને ના કહયું અને તુરતજ તેણીએ પોતાની બેટી તરફ નજર નાખી પાછી

મારી ગમ ફેરવી આ ઇશારામાં શું ભેદ સમાયલો હતો તે હું તુરત પામી ગયો પણ તે વખતે હું ખામોશ રહયો.

"તમારા મીત્રને કહો કે–મારી આગલ બેસે–અને મારી સાથ વાત કરે" તેણીએ અચકાતાં અચકાતાં શીહાગુણને દેખાડી મને કહયું.

શીહાગુણ તેણીનું બોલવું પામી જઇ તુરતજ તેણીની નજદીક આવ્યો અને તેણીના દરજ્જા પ્રમાણે નમી તેણીનો હાથ લઇ પોતાની આંખોસે દાબ્યો.

"મને તમારો ચેહરો ઓળખવાળો લાગે છે. આપણે કદીબી આગલ મલયાં હતાં ?" તેણીને હવે શાંતી થઇ હોય એમ તેણી હીંમતથી પુછવા લાગી.

"બેગમ સાહેબા, બનવાજોગ છે કે આપણે આગલ મલયાં હોઇએ" શીહાગુણે જવાબ આપ્યો "અને હવે મને યાદ આવે છે કે સરદાર બહાદુર નવાબ જંગીસખાન સાથ નેકાથી જોડાયા અગાઉનાં બીબી માહતાબ જાનને તેણીના પીતાનાં ઘરમા મેં પોતાની જુવાનીના નવ બહારના પુરજોબન વચે જોયાં હતાં."

"પણ ત્યારે તો તમો તે વખતે બહુ નહાના–છોકરા જેવડા–હશો !" તેણીએ હસીને પુછયું.

"બીલકુલબી નહી–કારણ બેગમ સાહેબ તમોબી હજી નવજવાન છો. જો કે દેખાવમાં હું જુવાન દીસું છું પણ મારી ઉમર બહુ વધારે છે. આજના કેટલાક જુવાનયાઓ માફક હું થોડી ઉમરે બુઢો દીસતો નથી પણ બહુ લાંબી ઉમરે હું જુવાન દીસું છું.

"પણ ત્યારે તમારી ઉમર શું છે ?" બેગમે પાછુ પુછયું.

"તે હું આપને કહી શકતો નથી પણ મારે એટલું તો જણાવવું જોઇએ કે ઉમરને હું વરસો સાથ સરખાવતો નથી પણ દુન્યાદારીમાં શીખેલા દુન્યાઇ આચાર વીચારોથી ઓલખું છું અને જો તેમ ગણો તો જેટલી દુન્યા ઘરડી છે તેટલીજ મારી ઉમર છે."

"મગર આજના ફીલસુફો તો કહે છે કે દુન્યા હજી તો પોતાની નોજુવાનીના બહારમાં હમણાંજ ખીલી નીકળવા માંડે છે. હજી હમણાંજ તેણે પોતાની ખરી લાયકાત પીછાણી પોતાના કૃત વયો બાહેર પાડવા માંડયા છે" મેં હવે વચે ટાહુકો પુરયો.

"અને તેમાંજ એવાં દેખીતી આંખે આંધલા બનતા એ કહેવાતા ફીલસુફો ગોતું ખાય છે." શીહાગુણે ઉતર વાળ્યો "દુન્યા આંખી સૃષ્ટીનું ફકત એક તણખલું છે અને એ તણખલું તે સૃષ્ટીમાં ભટકી ભમી હવે પોતાને અંતે પુગું છે. એ તણખાં ઉપર જીવતર પામેલું આદમ પોતાની દરેક નેમાઇશો પરી પુર્ણ કરી ચુકેલું હોવાથી હવે તેનો અંત આવી લાગ્યો છે."

"અંત !" બીબી ઓરેશેદે પુછયું "શું તમો ધારો છો, કે દુન્યાનો અંત આવ્યો છે ?

'હા" શીહાગુણે કહ્યું "ખરું પુછોતો એ અંત તેજ છે કે જેને આપણે લોકો રોજે હશ્ર કહીએ છીએ. અને તે દીન જયારે આવશે ત્યારે આ પૃથ્વીના મનુષ્યજાતને તે ગમવાનો નથી. તે દીનની રચના જોવાની મજાહ પડશે, 'પણ બેગમ સાહેબા, આપને ગાયણનો શોખ છે કે ?" તેણે વાત ફેરવી નાંખી.

બેગમે પોતાનું સર ધુનાવી હા પાડી અને રોશન ચેરાગે શાહાગુણને પુછયું "તમો કાંઇ વાજીંત્ર વગાડી જાણો છોકે ?"

"હા," શીહાગુણે કહ્યું "હું થોહુંક ગાઇ વજાડી જાણું છું. ગાયન ઉપર હું અસલથીજ દીવાનો છું. જયારે હું બહુજ નહાનો હતો ત્યારે મને લાગતું કે હું અદ્દર્યમન શીરેસતાનું ખોદાઇ સીફતનું બાગે બુલંદ અવાજે ગાયલું ગાણું જેનો પોકાર ખુદ બેહેસ્તની બહાર પણ પંહચાતો હતો તે રોજ સાંભળતો હતો."

તે આ બોલતો હતો ત્યારે અમો સઘલાં એકદમ ચુપ થઇ ગયાં હતાં, ખુદરતી રીતે અમો સુંગાં મંતર થઇ તેની તરફ આતુરતા અને દયાથી જોતાં હતાં.

"તે યાદ જ્યારે મને આવે છે ત્યારે હું ધારૂં છું કે બેહસત જેવી કોઇક ચીજ હસતી ધરાવે છે, મારા જેવા એક ગુનેહગાર પાપીને તે વીચારથી થોડોક સંતોષ, થોઢીક સબુરી મળેછે અને વીચાર આવેછે કે આ દુન્યાં કરતાં વીશેષ પાક અને પવીત્ર દુન્યા હસતી ભોગવતી હશે."

"નવાબ સાહેબ," ચીચાની મરયમબુ છેડાઇ પડયાં" તમે શું ત્યારે બેહસ્તની હસતી ના કબુલ કરોછો ?"

"ચીચાનીજી, આપની ભુલ છે, બેહસ્તની હસતી હું માણ્ય કરૂં છું, પણ તે કયું બેહસ્ત ? તમારા મોલવીઓએ ફાત્યા પઢાવી કબુલાવેલું બેહસ્ત નહીં ! હું જે જીનતની હસતી કબુલું છું તે ફ્કત મને મારા સ્વપનાઓમાંજ દીસે છે, પણ ચાલો એ તકરારમાં સાર નથી. બેગમ સાહેબ, આપનો હુકમ હોયતો હું કાંઇક ગાણું સંભળાઉં."

તેનાં ઉપલાં ભાષણ વખતે અમો બધાં તગર તગર તેની ગમ જોતાં બેસી રહયાં હતાં. સર્વના ચહેરા ઊપર આતુરતા પ્રગટી નીકળી હતી પણ સર્વેથી વધુ ઇતેજારી બીબી ખોરશેદની ચશમોમાં પ્રકાશતી હતી. તેણી શીહાગુણને એટલાતો આવભાવ અને આતુરતાથી નીહાળતી કે મને તેથી બેચેની ઉતપન, થઇ. તેણીને માટે મને અદેખાઇનો ખતરો ઉતપન થયો અને હું દીઘ મુઢ જેવો બેફામ બની ગયો.

આ બેફામીમાંથી વીજળીના ચમકારા મીશાલ હું બેદાર થઇ ખરો બેઠો. જો કે હું જાણતો હતો, કે શીહાગુણ બીજી અનેક બાબદોમાં પકો ઉસતાદ હતો, બોલવા ચાલવામાં તકરારમાં કે અંગબલની કશરતોમાં, ઘોડેસવારીનાં કે ચાબુક સવારીમા તેનો કોઇ હમશરીક ન હોતો તે છતાં મને એવી ખબર ન હતી કે સંગીત શાસ્ત્રમાંબી તે પુરવીણ ઉસ્તાદ હતો. સીતાર ઉપર શરૂ કરેલી ગતની પેહલીજ કલીએ મને મારાં આંગમાં વીજલીક પ્રવાહ પ્રગટ કરાવ્યો અને હું મારી ખુરશી ઉપર તતાર થઇ બેઠો. એક નીરજીવ સીતારમાંથીબી આવા સુસ્વરો નીકલી શકે ? શું એ સીતારના તારો અમારી સાથ ગાયનની લંપટમાં અમને લપટી વાત કરતા હતા કે તેનાં પેટાંમાં છુપાયલી કોઇ અદ્‌ભુત અણદીઠ શકતી બોલી અમારી ઠેકડી કરતી હતી ? મેં આસપાસ નજર ફેંકી તો જોયું કે ચીચાની મરયમબુના હાથમાં પકડેલી પરવાળાંની તસબી નીચે સરી પડી હતી. બીબી રોશન ચેરાગ જેણી એક દીવાન ઉપર અઢેલીને બેઠી હતી તેણીએ ખુદરતના આ ખોદાઇ રાગની લંપટમાં પોતાની આંખો બંધ કરી તેની લેહ મેલવતી હતી. નવાબ જંગીસખાન પોતાનો બુઢાપો વીસરી જઇ જુવાન થયો હોય એમ ખરો થઇ ઉભો હતો. બીબી ખોરશેદ પોતાની માદરના પાસાંમાં એક ગભરાયલું બચું જેમ ભરાઇને બેસે તેમ બેઠી હતી, તેણીનો ચેહેરો તદન ફીકો પડી ગયો હતો અને તેણીની છાતી જોરથી ઉંચકાતી હતી, બેગમ સાહેબ માહતાબજાન ઊપર પણ શીહાગુણના આ ગાયણે કાંઇક ગંભીર અસર કરી હતી. તેણીના ચેહરા ઉપર દુઃખ અને ખુશાલીનો ભેગો છાપ પ્રગટી નીકળ્યો હતો જે દરસાવવો મુશકેલ છે.

જેમ જેમ શીહાગુણ ગાયનની લંપટમાં લપટાઇ વધુ અને વધુ આવેશથી ગાતો અને વજાડતો ગયો તેમ તેમ તેનાં ગાયણમાં વધુ અને વધુ રસ ઉમેરાતો ગયો. પ્રેમ રસથી ભરપુર ગઝલો, મોહતની માહેતમ પોશીના મરસયાઓ, તાન ગાનના તીલાણાઓ, કે મોહબતની માયામાં મદન મસત થયલાં આશુક માશુકની ખુશ ગોફતેગોની માંડ ગાવામાં શીહાગુણે અવધીજ કરી. ગાતાં ગાતાં ત એટલો તો શુરમાં આવ્યો હતો કે છેલી ચીજ જે તેણે ગાઇ તેથી અમો સર્વ ઉસકેરાઇ ગયાં.

મને લાગું, કે નજર સામે એક મોટા ધડાકા સમેત એક પહાડ, ફાટી તેમાંથી અગની પેદા થયો હતો જે અગનીમાંથી હજારો જીવો ગજબનાક દેખાવે મારી તરફ ટીકતા હતા. મારી છાતીના ધબકારા જોરથી ચાલવા શરૂ થયા. હું મુશકેલીથી દમ લેવા લાગો, મારૂં ભેજું ફરવા લાગ્યું અને મને લાગું કે જો આ ગાયન હું ચીચારી પાડી, બુમ મારી, કે કાકલુદી કરી બંધ નહીં કરાવીશ તો તેની ઝેહરી લંપટમાં હું લપટાઇ પેલી અગનીના સોલામાં જળી જઇશ--તેટલાં તુરતજ તે ગાણું બદલાઇ મીઠ‌ાસ મધુરતાની પ્રેમમાં લપટાયલું એક બીજું ગાણું ગાઇ શીહાગુણે પોતાના હાથમાનો સીતાર બાજુએ મુકયો.

થોડોક વખત એ પછી ગંભીર ચુપ કીદી પંઠરાઇ રહી. સર્વના દીલ એટલાં તો ઉસકેરાઇ આવ્યાં હતાં કે કોઇનામાં બોલવાની પણ તાકાદ રહી નહીં રોશન ચેરાગે આખરે પોતાની નજરો ખોલી કહ્યું,

'આજવેર સાંભળેલાં ગાણાંઓમાં મેં આજ જેવું ગાણું કદીબી સાંભળ્યું નથી."

હું તો કશું બોલીજ શકયો નહીં. મારાં મનમાં અનેક નાપાક વીચારોએ ધર કીધું હતું. એક વીક્રાલ છેરાયલાં પ્રાણીને જેમ એક મજબુત લાકડીનો ફટકો મારવાથી તેબીહ ધ્રુજીને ચકભમ બને છે તેમ હું ચકભમ બની ગયો હતો. બીબી ખોરશેદ બાતું તરફ નજર ફેરવતાં તેણીની ઉપરબી તેવીજ કાંઇક અસર થયલી જણાઇ આવી. તેણી ફીકી પડી ગઇ હતી—અને તેણીના હોઠ તેમજ હાથો ધ્રુજતા હતા. તેણીની નજર જમીન ઉપર ફેંકેલી હતી. મારાં મનનું સમાધાન થતાં હું તુરતજ ઉઠયો અને જ્યાં રેહમનશાહ બેઠો હતો ત્યાં જઇ મેં કહ્યુ.

"ગાયન કળા ઉપરનો તમારો કાબુ એક ઉસતાદને શરમીંદગીમાં નાખે એવો છે. તમો એક દુઅછા ગાયનબાજ છો પણ તમારાં ગાણાંએ મારી પર શું અસર કીધી છે તે તમો જાણો છો?"

તેણે મારી ગમ જોઇ ડોકું ધુનાવ્યું પણ જવાબ દીધો નહીં.

"બદકારીના સર્વ આવેશો તેણે મારામાં ઉસકેરયા છે" મેં ધીમેથી કહયું. "મારા મનમાં તમોએ એવા ગુનેહગાર વીચારો ઉતપન કીધા છે કે જે માટે હું શરમાઉ છું. ખુદરતની આવી એક ઉતમ બક્ષેસમાંબી એવી પલીદી કરામત હોય છે એમ હું જાણતો નહીં હતો."

"દરેક હુનરમાં મગજ શકતી વધારે કામ કરે છે. જો મારાં ગાણાથી તારામાં પલીદી વીચારો ઉતપન થયા હોય તો તેમાં મારાં ગાણા નો નહીં પણ તારા ભમતાં ભેજાંનો કસુર છે. તારો ખ્યાસજ પલીદી હશે."

"અથવા તો તમારો હશે" મેં તુરત ગુસાથી કહયુ.

"મારો બી હોય!" તેણે હસીને જવાબ દીધો. "મેં તને આગલથી કહયું છે કે હું એક પહરેજગાર આદમ નથી."

હું થોડોક વખત તેની નજદીક ચુપ ઉભો રહયો. એક પલ મને લાગું કે હું તેને ધીકારતો હતો. પણ તે વીચાર ફકત એક વીજલીના ચમકારા પેઠેજ પસાર થઇ ગયો અને હું પાછો શરમીંદો થઇ બોલ્યો,

"માફ કર, શીહાગુણ, હું ઉતાવળમાં બોલ્યો છું. પણ ખરૂં માણજે કે તારાં ગાણાંએ મારી ઉપર અજબ અસર કીધી છે. મેં એવું ગાણું કદીબી સાંભળ્યું નથી."

"અને મેં પણ નથી સાંભળ્યું." બીબી ખોરશેદ જે ઉઠીને અમારી આગલ આવી ઉભી હતી તેણીએ કહયું. "ખચીત ગાયનનો તે નાદાર નમુનો હતો પણ મારી ઉપર તેણે જુદીજ અસર કીધી છે. મને તો બીહવડાવી ને મારી નાખી છે."

"હું ખરેખર દલગીર છું" શીહાગુણે જવાબ દીધો. "ગાયનની બાબદમાં હજી હું પુરવાણું થયો નથી."

"પુરવીણ નથી થયા ! યા અલાહ !" નવાબ સાહેબ હવે બોલી ઉઠયા. "જો તમો એક જાહેર મીજલસમાં એવીજ રીતે ગાવો તો તમો દરેક જણને ઘેલું બનાવી મુકો."

"ધાસ્તીથી કે નાસીપાસીથી ?" શીહાગુણે હસીને પુછ્યું.

"છટ છટ, એવું ખોટું શું બોલો છો. મને પોતાને ગાયન ઉપર વધુ પ્રીતી નથી પણ આજના જેવું માહભારત ગાણું મેં કદીબી સાંભળ્યું નથી."

"અને આ તમારૂં છેલ્લું ગાયન તમે કયાંથી શીખી આવ્યા ?" ખુલા અવાજે તદાર બેસીને બેગમ માહતાબજાને પુછ્યું.

સર્વેની નજર તુરતજ તેણી તરફ ખેંચાઇ. અત્યાર સુધી તેણી મુંગી પોતાના કોચ ઉપર પડી રહી હતી પણ શીહાગુણનાં છેલાં ગાણાએ જાણે તેણીને પાછી નોજુવાન બનાવી હોય એમ તેણી તતનખાર થઇ બેઠી અને બોલી "એ ગાયનથી મને નવું જોર આવ્યું છે, તે મેં મારી જુવાનીમાં એક નોજુવાન માણસને ગાતાં સાંભળ્યું હતું અને એક ચોપડીમાં ઉતારી લીધું હતું તે તમે કયાંથી શીખી આવ્યા ?"

આ સવાલના જવાબમાં શીહાગુણ ઉઠીને બેગમ સાહેબ આગળ અદબઅદાથી ગયો અને તેણીની રજાથી એક ખુરશી લઇ તેણીની નજદીક બેઠો. તેઓ બેઉ ખુશ ગોફતેગોમાં જરા વારમાં મશગુલ થઇ ગયાં અને હું, ખોરશેદ બીબી, રોશનચેરાગ અને નવાબ જંગીસખાન બીજે તાહેલે વળગ્યાં. થોડાક વારમાં અમોને એક ભયાનક બરાડ સંભળાઈ અને અમો શીહાગુણ જે ધસ્યો અમારી તરફ આવતો હતો તેને ટીકતાં બેફામ બની ઉભા રહયાં.

"હું ધારૂં છું કે બેગમ સાહેબનો જીવ બગડી આવ્યો છે, તેણીની મદદે તમો લોકો જાવો તો—" તેનું બોલવું પુરૂં થાય તે અગાઉ અમો સર્વ બેગમ આગળ દોડી ગયાં. તેણી પોતાના કોચ ઉપર લાંબી થઇ પડી હતી અને ચીચારીઓ ઉપર ચીચારીઓ પાડી કાનના બેહેર ફાડી નાખતી હતી. તેણીના હાથપગોમા જાણે આંકરા આવી ગયાં હોય તેમ તેણી તે આમથી તેમ અફાડી કોઇ અણદીઠ દુશમનનાં હુમલા સામે પોતાનો બચાવ કરતી હોય એવો તે દેખાવ હતો. અમો સઘળાં આ જોઇ હેબતાઇ ગયા, અને શું કરવું તે સુઝ પડે નહીં. તેણીની ચીસો વધતીજ ગઇ અને તે માહે ટુંકે ટુંકે તેણી બોલતી કે

"યા અલ્લાહ ! યા અકબર ! રેહમ કરો ! મદદ કરો ! મને સહાય થાવો ! ખુરશીદને કહો ! મારે માટે બંદગી કરે ! મારે માટે—"

અને અહીં તેણીની છાતી બેસી ગઇ અને તેણી નસોસ પડી.

દીવાનખાનામાં સઘલો ગરબડ ગોટાળો થઇ રહયો. નવાબે વગાડેલા ઘંટના અવાજથી નોકર નફરો દોડી આવ્યા. તેઓમાંના એકને નવાબે ડાકટરને તેડવા મોકલ્યો, જયારે બીજાઓને તેઓની શેઠાણીને તેણીના ઓરડામાં ઉંચકી લઇ જવાનો હુકમ આપ્યો. આ સઘળું હું બાજુએ ઉભો રહી જોતો હતો, જયારે રેહમાન એક ખુણામાં ઉભો રહી પોતાની મુછો સમારતો હતો. બેગમને તેણીના કોચ સુધાંજ ઉપાડી મારી નજદીકથી લઇ જવામાં આવી અને અચાનક મારી નજર તેણીના ચેહરા ઉપર પડી. તે ચેહરો ધાસ્તી અને દુઃખથી ખવાઇ ગયલા જેવો મારી નજરે પડયો. કમકમાત સાથ મેં મારી નજર તે ચેહરા ઉપરથી ખસેડી અને બીબી ખોરશેદબાનું જ્યાં દઘાયલી જેવી ઉભી હતી ત્યાં હું ગયો.

"આ બનાવથી હું બહુજ દલગીર થયો છું." મેં તેણીને દીલાસો દેવાની મતલબથી કહયું. "એનું શું કારણ હશે ?"

"લકવાનો એ બીજો ગલબો થયલો લાગે છે." તેણીએ જવાબ દીધો "ડાકટરના કહેવા પ્રમાણે હવે એવણ એ હાલતમાં પોતાની જબાન પણ ખોહી બેસશે."

"એ સાંભળી હું વધુ દલગીર છું. હું કાલે તમારા લોકોની ખેરઆફીયત પુછવા માટે પાછો આવું?" મેં સવાલ કીધો.

"તમને ગમે તો"

"જો હું આવું તો તમો મને મલશો કે?" મેં ધીમે અવાજે પુછયું.

"જો તમારી મરજી હશે તો—ખચીત."

અમારી બેઉ ચશમો એક થઇ ગઇ; મેં જોઇ લીધું કે મારા સવાલોનો ભાવાર્થ તેણી પામી ગઇ હતી. તેણીનો કોમળ રૂપાળો હાથ મેં મારા હાથમાં લીધો અને તે ધીમેથી દાબી મારી ચશમોએ લગાડયો. એ પછી નવાબની તથા રોશન ચેરાગની રજા લઇ ત્યાંથી શીહાગુણ સાથ બહાર પડયો.

ગાડીમાં બેઠા પછી શીહાગુણ જે આ સઘળો વખત મનમાં મલકાતો હોય એમ દીસતો હતો તે બોલ્યો,

"માહતાબજાન, નવાબ જંગીસખાનની બેગમનો આ અંજામ બહુ બુરો આવ્યો છે. જુવાનીના આવેશમાં અનીયમીત જીંદગી ગુજારનારને પાછલા વખતમાં લકવાના મરજ જેવી બીજી કોઇબી શીક્ષા બુરી નથી."

"અનીયમીત?" મેં અજબ થઇ પુછયું "શું તેણીએ બી એવી જીંદગી ગુજારી છે?"

"તેણીએ જે જાતની જીંદગી ગુજારી છે તે જાતની જીંદગી દરશાવતાં "અનીયમીત" શબ્દ તો બીજા યોગ્ય શબ્દની ગેરહાજરીમાં હું બહુ સંભાળથી અને નરમાસથી વાપરૂં છું. જ્યારે તેણી પોતાની જુવાનીના પુર બહારમાં હતી ત્યારે ઓરત જાતના દરેક આવેશો તેણીએ પુરા પાડયા છે અને પૈસાની લાલચે નવાબે તેવી ચાલ સામે આંખ આડા કાન કીધા છે."

"કેવી બેહયાઇ!"

"બેહયાઇ! આજે મોટે ખાંચરે તો એવી બેહયાઇ, બેમરયાદી ડગલે અને પગલે ચાલે છે. પોતાનીજ પંકતીના કુટુંબોમાં એવી નારવા ચાલ આટે લોકો કાંઇ બોલતાં નથી, પણ જો ગરીબોમાં એવો એક દાખલો બને છે તો તેઓ તેને હીણી તુપી નાખે છે." આજે જે રંગમાં ભંગ થયો છે તેનું કારણબી હું જાણું છું. "માશુકને છેલી સલામ"નું આજે મેં ગાયલું ગાણું મારે ગાવુંજ ન હતું, કારણ કે તે ગાણું તેણીના એક આગલા આશકે જોડેલું હતું અને તેણી આજવેર એમજ ધારતી હતી કે તે ગાણું બીજા કોઇને ખબર નથી, પણ જ્યારે તેણીએ મને પુછયું કે એ ગાણું હું કયાં શીખી આવ્યો હતો અને મેં તેનો તેણીને ખુલાસો કીધો કે જે ધણીએ તે ગાયન રચ્યું હતું તેને હું તદન સારી પેઠે અને અસલથીજ ઓળખતે હતો ત્યારેજ તેણીનો જીવ ઉસકેરાઇ આવ્યો અને આગલી પાછલી યાદોથી તેણી બીમાર પડી.'

"તેણીનો ચેહરો કેવો કદરૂપો થઇ ગયો હતો" મેં કહયું.

"હીંદી દંતકથાઓમાં કવીનો ચેહરો આવોજ ચીતારવામાં આવ્યોછે." તેણે જવાબ દીધો. "તેણીનો ચેહરો આતમઘાત કરનાર એવા આશામીઓને જે ગેબી શીક્ષા થાય છે તેનો ખુલેખુલો છાપ દેખાડતો હતો અને એવા અપવીત્ર આતમાને ખુદરત એમજ શીક્ષા કરેછે."

"આતમા વીષે કે ખુદરતી શીક્ષા વીષે તમારૂં જ્ઞાન તે કેટલું એક છે?" મેં મશકેરી કરતાં કહયું—જે મશકેરી માટે ખોદા મને માફ કરે! "પણ એટલું તો મારે કબુલ કરવું જોઇએ, શીહાગુણ કે તમો એક ફરેસ્તા મીશાલ ગાવો છો."

"તું ખોટી સરખામણી કરે છે. કોઇ દીવસબી તેં ફરેસ્તાને ગાતાં સાંભળ્યો છે?"

"હા, આજે રાતનાજ!" મેં હસીને જવાબ આપ્યો, જે સાંભળતાં તે ખીહને ફીકો ફચ પડી જતાં ઉતાવળથી બોલ્યો,

"તુ ખોટી તારીફ કરે છે." અને તુરતંજ ગારીની સઘળી બારીઓ જે બહારની ઠંડીને લીધે બંધ રાખી હતી તે તેણે એક ઝપાટા સમેટ ઉતારી પાડી પોતાને પડેલો પસીનો તે લુછવા મંડી ગયો.

### પ્રકરણ ૧૪ મું.

નવાબ જંગીસખાનને ત્યાં બનેલા ગયા પ્રકરણમાં દરશાવેલા બનાવો પછી હું તેના ઘરમાં પુર છુટથી જાવઆવ કરવા લાગ્યો. બીબી ખોરશેદબાનુ જોકે મને સારો આવકાર દેતી હતી, પણ તે છતાં મારો હાથ તેણી કબુલ રાખશે કે નહીં તે માટે મને વહેમ હતો. તેણીની દરેક ઇચ્છા પાર પાડવામાં, તેણીને ફેરવી હેરવી મોજ કરાવામાં, અવારનવાર તેણી લાયકની ભેટો મોકલવામાં હું પછાત પડતો નહતો. પણ તે છતાં તેણીએ હજી સુધી પોતાનો ટેક અને લજા જાળવી રાખેલી હોવાથી હું અંદેસામાં હતો કે તેણી મારી બીબી થવાને કબુલ કરશે કે કેમ? મારી એ મુલાકાતોમાં વળી શીહાગુણ વચે આવતો ન હતો એટલે મારા જીવને નીરાંત હતી. કારણ મારી ખાતરી હતી કે ઓરત જાત માટેના તેના ગમે એવા ધીકાર અને તીરસકાર છતાં ઓરતો તેના નાજોઅદા અને ખુબસુરત ચેહરા ઉપર એક ભમરા પેરે ભમતી હતી, અને તેથી જો તે ખુરશેદબાનુની વારંવાર મુલાકાતો લેતો તેણી તેના જેવા એક ખુબસુરત અને મનમોહન મરદને છોડી મારા જેવા એક સાદા આદમી સાથ ખુશીથી નેકા કરે એ બનવું મુશકેલ હતું.

નવાબ બહાદુર જંગીસખાનને તો આ ટુંક અરસામાં મેં મારા હાથમાં લઇ લીધા હતા. તેવણના થોડાક કરજો અદા કરી, એક મોહટી નાણાની રકમ વગર વ્યાજે અને વગર ચીઠીએ ધીરી, ઉમદા અને બેકીમતી ચીજોની અવારનવાર ભેટ સોગાદો મોકલી તે બુઢાને તો મારી તરફેણનાં લઇ લીધો હતો. તે એટલા તુધીક કે તેણે જાહેર ઇશારાઓથી મને વાકેફ કીધો હતો કે મારા જેવા એક લખેપતીને તે પોતાની દીકરી ખુશીથી આપશે. જાહેર જગાઓમાં અને બાજે વખત મોહટી મંડળીઓમાં તે મને સાથે લઈ જતો અને ત્યાં મારી એટલી તો આગતા સ્વાગતા કરતો કે લોકો તે જોઇને તાજુબ થતાં. તે મને "દીકરી"નાં લાડકવાયાં નામથી અવાર નવાર ખુશમીજાજે બોલાવતો અને ટુંકમાં મારી ખાતરી હતી કે ફક્ત મારા અરધા બોલે તે મને પોતાનો દામાદ કરવાને રાજી હતો.

બચારી માહાતાબજાન બેગમ તો એક મુરદાંપેરે બીછાને પડી હતી. નવાબના કેહવા પ્રમાણે તેણી આ અને પેલી જેહાંન વચ્ચે લટકાઇ રહી હતી. તેણીનો એક વખતનો ખુબસુરત ચેહરો હવે એટલો તો કદરૂપો થઇ ગયો હતો અને તેણી વાચા વગર એવી તો બીમાર પડી હતી કે નવાબનાજ બોલોમાં બોલું તો મારી મુલાકાતની પેહલી રાત્રીએ જાણે "તેણીએ સેહતાનને જોયો હોય અને તેની બીહકથી તેણી ધુજતી હોય" એવું લાગતું હતું.

પુણા ખાતેના "ખોરશેદ મહાલ"ની મારી ખરીદીતું સાતું નકી થઇ ચુક્યું હતું અને તે હાલ મારા કબજામાં આવ્યો હતો. તેની ખરીદીએ સારી આલમમાં મારે માટે હોહોકાર કરી મેલ્યો હતો અને તેની ખરીદી માટે કોઇ સાચી તો કોઇ જુઠી મુબારકબાદી મને ઇચ્છતાં હતાં. શીહાગુણની ભલામણથી ત્યાં સઘળું નવી ફાશી નતું ફરફરનીચર, રંગકામ અને બાગબાની ચાલી રહી હતી અને પુણાની મોહસમ ખુલતાંજ ત્યાં જઇ રહી મોહટા પાયા ઉપર રંગ રામશની મચાવાનો મારો ઇરાદો હતો.

આ સઘળા વખત દરમ્યાન મારી ચોપડી પણ છપાઇ તૈયાર થઇ હતી, ફક્ત તે હવે બાહેર પાડવાની ખોટી હતી સઘળા છપાવાળાઓને તેની એક એક નકલ મોકલી આપી હતી અને તેઓએ તેને ચોકસ કારણોસર સાતમે આસમાને ચઢાવાનું કબુલ કીધું હતું. આ સઘળી તૈયારીઓ ચાલે છે તેટલાં એક દીવસે શીહાગુણ હસનો હસતો મારા ઓરડામાં દાખલ થયો અને પોતાના હાથ માહેલું એક કાગળ મને દેખાડી કહેવા લાગ્યો,

"અલી, હું આજ રોજે તારે હીસાબે પાંચસો રૂપ્યા લખી ખરચ કરવા જાઉં છું."

"તેનું શું કારણ?"

"કારણ કે આજ રોજે પેલા નાકપર માખ નહીં બેસવા દેનાર મી० ખંડુભાઇ છાપાવાળા આગળ હું જાઉં છું અને તારી ચોપડીની એક નકલ તેને આપી તેને માટે સારા ટીકા કરવાની ભલામણ કરીશ અને તેના બદલામાં આ રૂપ્યા પાંચસોની નોટની તેને ભેટ કરીશ."

"તમે એમ કહેવા માંગો છો કે ખંડુભાઇ શું એ પાંચસોની લાંચ લેશે?" મેં પુછયું.

"છટ છટ! કોણ કહે છે કે ખંડુભાઇ લાંચ લેય છે અને કોણ કહે છે કે હું તેને લાંચ આપવા જાઉં છું. હજી તું નાદાન છે અને દુન્યાની એ રીતીઓ સમજતો નથી. છાપાવાળા હમેશના નીરદોશ, અપક્ષપાત, સાચી રાહે ચાલનાર, પ્રજાને સારે માર્ગે દોરવનાર, વગેરે વગેરે વગેરે ઉપમાઓથી ભરપુર તે લોકો કદી લાંચ લેય કે? તારો એ વીચારજ ખોટો છે. મી० ખંડુભાઇ એક મોહટો છાપો ચલાવે છે ખરા, પણ તેવણ કોઇનીબી એક કોરીને હાથ લગાડતા નથી. તેવણને મનથી એવો પૈસો હરામ છે, પણ તે છતાં તેવણે પોતાના છાપા દ્વારે એક બે સંકટ નીવારણ ફંડ ઉઘાડયાં છે, જેમાં તેવણ એવી શરતે હજારો રૂપ્યા લે છે કે તે રૂપ્યાનું તેવણે શું કીધું તેનો કોઇ હીસાબ માંગે નહી. એવા એક ફંડમાં આ રૂપ્યા ભરવા હું તેમને આપીશ અને પછીજ તારી ચોપડીની વાત કાઢી તેનો સારો રીપોરટ લેવાની ભલામણ કરીશ. એટલે તારૂં કામ ચોકસ પાર પડયું જાણ."

"કેવું શરમ ભરયું!" મેં તીરસકારથી કહયું. "એ બધા ખોટા તાજીમ તવાજોથી અને દેખીતા ઢોંગ શોંગોથી તો હું કંટાળી ગયો છું. હું નહીં સમજી શકતો કે કાં નહીં એક કીતાબ તેની પોતાનીજ કીરતીપરથી જાહેર પ્રસંશા પામે!"

"ખરી વાત છે, અને હું સુવાલ નાખું છું કે કાંય નહીં એક માણસ પણ પોતાના કૃતવયથીજ નામના પામી જગ આશકારા થતો, પણ પૈસા કે માતબર માલેતુજાર મીત્રોની સીફારસ વગર એક કમીના બંદા દરીકે ગલીએ ગલી ધકા ખાય છે?"

હું તેના આ સવાલનો જવાબ આપી શકયો નહીં.

"દુન્યાજ એવી છે." તેણે મને ટીકી ટીકીને નેહાલતાં ચાલુ રાખ્યું. દરેક આદમના કામકાજે તપાસશો તો ખબર પડશે કે તેઓ દરેક નજીવ, નાહાની આપમતલબથીજ બધું કરે છે. આપસ્વાર્થથી દરેક કોઇ પોતાનીજ મતલબ સાંધવાની પેરવી કરે છે અને તેમ કરતાં આપસ આપસમાં જંગલી વાંદરોની મીશાલ લડી મરે છે. તે પાક યઝદાંએ પણ તેઓની રૂઢી ફેરવવાને પેરવી કીધી હતી, પણ તે દાવર પોતે પણ તેમાં નીષફળ નીવડયો છે.

"કારણ કે મનુષ્ય જાત સેહતાન ભ્રમીત છે" મેં હસીને કહયું.

"તેમાં શું શક! મનુષ્ય જાત સેહતાનનો સહવાસ જો વધારે પસંદ કરે તો પછી સેહતાન તેઓ ઉપર હકુમત ચલાવે તો તેમાં નવાઇ શી? અને હું તો ધારૂં છું કે એ હીસાબે સેહતાન કરતાં સેહતાન ભ્રમીત તેના ચેલાઓનો વધારે વાંક છે."

એટલું બોલી તે ચાલતો થયો. સાંજ પડવા આવતાં હું પણ તૈયાર થઇ. મારી કલબ તરફ જતો હતો તેટલાં રસતામાં એક જાણીતા ચોપડી વેચનારની દુકાન આવતાં ત્યાં મારી ચોપડી વેચાતી હતી કે નહીં તે જોવા હું ઉભો. બારીઓમાં નવી નીકળેલી અનેક કેતાબોમાં મેં મારી ચોપડી તો જોઇ નહીં, પણ તેને બદલે મદન સારિકા અંદરસેન કૃત "ઇખટીલાફ નામુ" મેં જોયું. ભેજામાં કાંઇક પવન ભરાવાથી તે ચોપડી ખરીદ કરવાની મકસદથી હું દુકાનમાં પેઠો.

"એનો ઉઠાવ કેવો છે?" તે ચોપડી લેતાં મેં દુકાનદારને પુછ્યું.

"ઉઠાવ?" તેણે મારી તરફ અચરતીથી ડોળા ફાડીને જોયું. "દરેક આદમી તો એ ચોપડી વાંચે છે!"

"અહંહં! ત્યારે ન્યુસપેપરોમાં કેમ એને માટે કાંઇ આવતું નથી?" મેં પુછ્યું.

"અને હું ધારૂં છું ત્યાંવેર કાંઇ આવશેબી નહીં, સાહેબ, પેલાએ જવાબ દીધો. "મદન સારીકા લોકોમાં એટલી તો વખણાઇ ગઇ છે કે છાપાવાળાઓ સામી તેણીની અદેખાઇ કરે છે. તેઓ તેણીની નામનાથી અંજાઇ ગયા છે અને ખરી બાબદો છુપાવવાને જો એક વખત છાપાવાળાઓ એ કસદ કીધો તો પછી પુછવુંજ શું?"

ચોપડી લઇ એ પછી હું મારી કલબમાં ગયો અને ત્યાં મારી જીજ્ઞાસા તૃપ્ત કરવા તુરતજ હું એક ખુણામાં પડી તે વાંચવા મંડયો. શરૂઆતમાં મને એવોજ ખ્યાલ હતો કે આજ કાલની ઉપર ટપકેની કેળવણી લીધેલી કેટલીક કેહવાતી કેળવાયલી બાનુઓને હાથે પ્રગટ થતા થોડાક દજનેક વારતાઓના ચીઠરાં મીશાલ આં પણ એક વારતાનું પુસ્તક હશે, પણ થોડાંજ પાના વાંચતાં મને ખેજાલત અને ગયરત મંદીનો જુસ્સો ઉતપન થયો. મરદ કરતાં દરજ્જામાં ઉતરતી, તેની નોકરી કરનાર તરીકે સરજાયલી એક ઓરતની કલમમાંબી આવું જોર, આવું જહનુન, વીચારોનું સમતોલપણું, જહમકદાર લખાણનો જોષ, ઇબારતબાજીની સુંદર રચણા હોય એ મેં આજેજ જાણ્યું. મેં આજેજ જાણ્યું કે તેણીના લખાણ આગળ મારૂં લખાણ એક કચરા મીશાલ હતું અને તેથીજ હું તેણીની સાથ ગુસ્સે ભરાયો. તેણીની તે કીતાબ મારા હાથમાંથી ફેંકી દીધી અને એવી ઓરતોને તેઓને મહલાજે, તેઓની પદવીએજ રાખવામાં સાર છે એવું મને લાગ્યું.

ગુમરાયલો જેવો હું આ સઘળા વીચારના દરયાવમાં બેઠો હતો તેટલાં શીહાગુણ આવી લાગ્યો અને બોલ્યો,

"અલી, હું તને તારાં રોશન સેતારા માટે મુબારકબાદી આપું છું. ખંડુભાઇ સમા ઉતરયા છે અને બે પાંચ દીવસમાં હવે તારી અને તારી ચોપડીની જાબજા વખાણના બાણ સર્વ છાપા દ્વારે ઉડશે. ફકત એટલુંજ કે રૂપ્યા પાંચસોની એક નાહની સરખી સેસ ભરવી પડી છે."

"એ બધું મારે મનથી ધુળ બરાબર છે" મેં ખીજવાઇને કહયું. "બહારથી સાધુનો સાહયો પેઠી બાતેનમાં પૈસાને નમનારા એવા ખંડુભાઇઓ તરફ મને બહુજ ધીકાર છે. આ જોની! એ ઓરત પોતાની વખાણો ગવાડવા કેટલાં પાંચસો રૂપ્યા કાઢી આપે છે?" મદન સારિકાની ચોપડી તેના પગ આગળ ફેંકતાં મેં તેને પુછ્યું.

તેણે તે ચોપડી ઉપાડી લઇ તેના કરતાનું નામ વાંચ્યું.

"અને એણી એક પાઇબી નથી આપતી તેમાં નવાઇ નથી." તેણે તદન ગંભીર બની જઇ કહયું. "એણી પ્રજાની જાણમાં એટલી તો આવી ગઇ છે અને એણીના લખાણો એટલાં તો પ્રજાપ્રીય બન્યાં છે કે તારી માફક પૈસા ખરચી ભારતી તારીફના બાકાં ફુકાવવાની તેણીને કાંઇ પણ ગરજ નથી." પણ ચાલ એ બાબદ ઉપર ગરમાગરમ તકરાર કરતાં આપણે આપણું ખાણું ભુલી જઇશું, માટે ઉઠ અને આજે મારી સાથેજ જમજે."

---

## પ્રકરણ ૧૫મું.

વખતના વેહવા સાથ હું હવે ધસડાવા લાગ્યો. પૈસા ટકાની બાબદમાં જો કે મારી હાલત બીજાઓને અદેખાઇ ઉપજાવે એવી હતી છતાં મને તેથી સંતોષ મળતો નહતો. આખો વખત કાંઇ પણ ચોકસ કામમાં ગાળવા વગર

દરેક જાતની મઝાહ કે આળસાઇમાં ગાળતાં હું કંટાળી ગયો હતો. આજના જમાનાના કેટલાક મારતેમીયાંઓ સાથ જુદી જુદી કલબોમાં મને ઓળખાણ પડેલી હોવાથી હું તેઓ સાથ પુર છુટથી મારી જીંદગી ગુજારતો હતો. આજના જમાનામાં મરદોને વહાલી દરેક બદીઓમાં હું ફરતો હતો. કારણ તેમ ન કરૂં તો મારા આ નવા થયલા મીત્રો મારી મશ્કરી કરી મને "બાયલો" "હીચકારો" વગેરેની ઉપમા આપતા હતા. કેટલીક મોહટે ખાંચરેની કલબોમાં ચાલતા ધમધોકાર જુગારોમાં જો હું નહીં જોડાતો તો મને "નામર્દ" "મખીચુસ"ની ઉપમા મળતી અને જો હું રમતો અને જીતતો તો તે જીતનાં નાણા જે તુરત મળવાં જોઇએ તે ઉપર પાણી ફેરવવું પડતું, કારણ કે તે નાણા પાછાં ફેરવવાની આ "બહાદુર અને હીંમતવાન" શેહરીઓ વીસરી જતા હતા. વળી કંચણીઓના નાચ, શરાબબાજીની ધુમ, કે હલકા પેશાની ઓરતની સંગતમાં મને કોઇકવાર આ બડેખાંઓના અસરાફ બેટાઓ સાથ ફરતાં ખરીજ ખેજાલત લાગતી હતી. પૈસાનો તો મને હવે અફસોસજ નહતો. ખરૂં પુછો તો તેઓ કરતાં પૈસા હું વધુ ખરચી શકતો હતો તે છતાં મને લાગતું કે આ હેવાન્યત જીંદગી ગુજારવામાં ખરેજ નામોશી અને બેહુરમતી હતી. શીહાગુણ કોઇ કોઇવાર અમારી એ મંડળીમાં સામેલ થતો અને જો કે પોતે અમારાં એવા કુકર્મોમાં ભાગ ન લેતો તે છતાં અમને એવા ગમતોમાં પુર લીનતાથી નેહાલી તે ખુશી થતો અને અમને વધુ અને વધુ ઉસકેરી આપતો. ગમે એવો ખાનદાની, કેળવાયલો કે સારી મંડળીમાં ફરતો એક નોજુવાન મર્દ જ્યારે આવી એક મંડળીમાં સામેલ થાય છે ત્યારે પોતાના કર્મો કે વચનો ઉપર બીલકુલબી કાબુ રાખતો નથી તેજ મીસાલ અમો પણ કરતા, પણ શીહાગુણના મુખમાંથી કોઇબી દીવસ એક નીરલાજરો, હવસી કે બદસખુન અમોએ સાંભળ્યો હતો નહીં. તે હમેશ જો કે અમને ઉસકેરતો પણ પોતે પોતાના વચનો કે કર્મો ઉપર પુર અખત્યાર રાખતો હતો.

એક દીવસ બહુજ મોડી રાતના અમો ગાયણના એક મુજરામાંથી પાછા ફરતા હતા તેટલાં એક જાહેર બાગના કઠેરા આગળ એક નોજુવાન અબળા બેઠી બેઠી રડતી હતી અને બોલતી કે,

"યા અલાહ! યા નબી! મારી દાદ લે અને મને આ દુઃખમાંથી છોડવ."

અમારા માંહેલા એકે એક નીરલજ મશકેરી કરી તેનો હાથ જાલ્યો પણ તુરતજ રેહમન વચ્ચે પડયો અને કરડા ચેહરા અને ચશમોથી પેલાનો હાથ ઝુટવી બોલ્યો કે "એણીને છેડો ના! જો બને તો એણીને અલાહ અને તેના નબીને મળવા દો!"

પેલી અબલા આ સાંભળી દઘાઇ ગઇ. તેણીએ ડોલા ફાડી તેની તરફ જોયા કીધું જ્યારે રેહમને પોતાનાં જભામાં હાથ નાંખી બે ત્રણ સોનાના સીકા (ગીની) તેણીના ખોળામાં ફેંકયા આ જોઇ પેલી ઓરત પાછી નવ ધાર આંજુએ રડી પડી અને બોલી કે,

"અલાહતાલા તારો નીગેહબાન થાવો અને તને મદદ કરો!"

પુર ચંદનીના તેજમાં અમોએ જોયું કે શીહાગુણે પોતાનું સર તુરતજ નમાવી દીધું અને તેજ હાલતમાં થોડોકવાર ઉભો રહી બોલ્યો,

"બાઇ, હું તારો ઉપકારી થયો છું. તેં મને તારો આભારી બનાવ્યો છે."

એટલું બોલી તેણે ચાલુ મુકયું અને અમો પણ તેની પુઠે ગુપચુપ ચાલ્યા. જરા વારે અમારા માહેલા એકે હસીને તેની મશકેરી કીધી.

"રેહમનશાહ, તમોએ આ ઓરતના આશીષ માટે બહુ મોહટું દામ આપ્યું છે. પીસતાળીસ પચાસ રૂપ્યાની કીંમતમાં તો હું એવા આશીષ કરતાં કાંઇક બીજું વધારેજ મેળવવાની પેરવી કરતે."

"ખરૂં છે, તમો એવા એક આશીરવાદની કીંમતજ આંકી શકતા નથી એટલે તમને તે તદન નકામા છે. મારે મનથી તે અનમોલ છે." શીહાગુણે ગંભીરાઇથી જવાબ દીધો.

આ બનાવ ઉપર જ્યારે હું હવે ખ્યાલ કરૂં છું ત્યારે હું તેમાં કાંઇ જુદોજ ભેદભરમ જોઉ છું. તે વખતે મારા કમભાગ્યે મેં શીહાગુણના ઉપલા બોલોમાં કાંઇ ભેદ જોયોજ નહીં, જો જોતે તો મારી જીંદગીમાં બનનારા કેટલાક બનાવો હું અટકાવી શકતે, પણ તે વખતે મને કાંઇ સુજ્યુંજ નહીં.

પૈસાદાર બન્યા પછીની મારી હાલતમાં જે ફેરફાર થયો હતો તેથી હું પુરેપુરો સુખી થયો હતો નહીં એમ હું ઉપર જણાવી ગયો છું. બીબી ખોરશેદબાનુની મારી મુલાકાતોથીબી હું પુરેપુરૂં સુખ સંપાદન કરી શકતો નહતો. કારણ કે મારી ખાતરી છે કે જો કે અત્યાર સુધીમાં તો તેણીએ જાણી લીધેલું હોવું જોઇએ કે હું તેણીના હાથનો ઉમેદવાર હતો, પણ તે છતાં અને મારી તરફના સઘળા ઇશારાઓ છતાં તેણી મને એક ઓળખાણવાળા મરદ કરતાં વધુ આવભાવથી નવાજતી નહતી.

મારી ચોપડી પણ બહાર પડયાને ઘણાક દીવસ વહી ગયા હતા અને જો કે સર્વ જાહેર છાપાએ ખંડુભાઇની બાંહેધરી હેઠળ તે મારી ચોપડીની અને તે મસે મારી જાબજા તારીફના ણશીંગડાં ફુંકયા હતા અને મને સાતમે આસમાને ચઢાવ્યો હતો તે છતાં મને હવે લાગ્યું કે એ સઘળી મેહનત અને જંજાળ મેં ફોકટની ઉઠાવી હતી. ગમે એવી બડાઇની નામના છતાં મારૂં જીગર દુઃખી અને ખાલી હતું, અને હું સારી રવેશ સમજતો હતો કે લોકો મારી સીફત ખુદ મારા માટે નહીં પણ મારા પૈસા માટે ગાતા હતા. મને કબુલ કરયા વગર ચાલ્યું નહીં કે પૈસાના મારાં ગમે એટલાં આભુશન છતાં મારા કરતાં મદન સારિકાની તારીફ લોક સોઢે જાબજા અને ખરા અંતઃકરણથી થતી હતી. પુણા શેહરના એક ખુણામાં પડી એકલી જીંદગી ગુજારનાંખી તેણી લોકલાગણીમાં મારા કરતાં ચઢયાતી હતી એ ખ્યાલથી હું અદેખાઇનો મારયો જમતો હતો.

એ મારા વીચારો જાણી લઇ શીહાગુણે એક દીવસ મને પુછયું કે "મદન સારિકાએ એટલો તે તારો શો બીગાડ કીધોછે કે તું તેણીની તરફ એટલી ક્રુરતાથી જોય છે. તું આજે પૈસો પુર બેદરકાર જીંદગી ગુજારે છે જ્યારે તેણીને તો પોતાનાં ગુજરાણનાં સાંધણ અર્થે આવી કેતાબો પ્રગટ કરી પૈસો પેદા કરવો છે. તેં તેણીને કોઇ દીવસ જોઇ નથી, તું તેણીને મલ્યો નથી તે છતાં તેણીને એટલી ધીકારવાનું કારણ શું? તેણીની સાંમે છાપામાં લખાણ કરવાની મતલબ શું?"

"ઓરતોને લખવાનું કેવું હોય?" મેં કહયું. "તેઓએ તેઓને મહલાજેજ રહેવું જોઇએ. લખનારી સર્વ ઓરતોને હું ધીકારૂં છું."

"ત્યારે તું એમ કહેવા માંગે છે કે ઓરતોએ આપઅખત્યાર ન થતાં મરદ ઉપરજ આધાર રાખવો અને તેનીજ ગોલામગીરી કરવી? મદન સારિકા જેવી આપબળ ઉપર મુસતાક રેહનારી થોડીકજ ઓરતો તને મળશે. તારા સારા કે માઠા વીચારની તેણીને થોડીકજ પરવાહ છે. એવા તારા જેવા તીફાકારોને તો તેણી હસી કાઢી વીસરી જાય છે. તું એક વખત તેણીની સાથ ઓળખ પાડ અને પછી જો કે તેણી કેટલી નીરદોસ અને આપઅખત્યાર છે."

"હું તેણીને મળવા માંગતોજ નથી."

"હાલ તો તું એમ બોલે છે, પણ ખોરશેદ મહાલમાં રેહવા ગયા પછી તને તેમ કર્યા વગર છુટકોજ નથી."

"એક સારા આદમીને પોતાના બધાંજ પાડપડોસીઓ સાથ ઓળખ પાડવાની કાંઇ ગરજ નથી!"

"પૈસાદાર તરીકેનો તારો દમામ તો તું બરાબર રાખી જાણે છે, અલી." શીહાગુણે

ટોરમાં કહ્યું: "થોડા વખત ઉપર પચાસ રૂપરડી માટે તલબગાર રહેલો એક મુફલીસ આજે પૈસાદારના લેબાશમાં પોતાનો ટેક કેમ ઓળવે છે તે તું બરાબર દેખાડે છે."

"અને તું જાણે છે કે તું શું તારા ચેહરા પરથી દેખાડે છે તે." મેં કાંઇક તોરમાં આવી જઇ પુછ્યું.

"નહીં, હું શું દેખાડું છું. હું તો મારો પૈસો જેમ બને તેમ છુપાવાની વેતરણ કરૂં છું. એક ગરીબ આદમ તરીકે ઓળખાવા હું વધુ ચાહું છું, બાકી બીજું હું શું વધુ દેખાડું છું તે હું તો નથી જાણતો."

"ત્યારે હું કહું છું. અમો સઘળાઓ માટે તીરસકાર અને ધીક્કાર! અને તેબી બેઅંદાઝ તીરસકાર!! હું ખાતરીથી માનું છું કે ખુદ મને—જેને તું એક મીત્રના એલકાબથી બોલાવે છે તેને પણ તું અપરિચિત તીરસ્કારની નજરથી જોય છે. હું કબુલ કરૂં છું કે હું તારા જેટલો કાબેલ, કહરેલ અને ફરેલ નથી, પણ તેમ તારે સઘળા આદમીઓને તારા જેટલા હોશયાર અને બીનહવસી હોવાની તો આશા રાખવીજ નહીં."

"અને હું તેવી આશા રાખતોજ નથી—ખરૂં પૂછે તો એ આદમો તરફથી હું તો કાંઇબી આશા રાખતો નથી. ઉલટું દરેક જણ—અથવા જેઓ મારા સમાગમમાં આવે છે તે સઘળા મારી પાસથીજ કાંઇ અને કાંઇ મેળવવાની પેરવી કરે છે અને હું મારેથી બનતી દરેક રીતે તેઓની મુરાદ બર લાવું છું. હવે તને પોતાને ધીક્કારવાની બાબદમાં હું એટલુંજ પુછું છું કે, મેં તને વારંવાર નથી કહયું કે હું તને ખરેખર વખાણું છું અને ચાહું છું? માટે એવા ખોટા વખારા તારા ભેજામાંથી કાઢી નાખજે."

થોડાક દીવસમાં મુંબાઇના ગવરનરની લેવી ભરવામાં આવી જયાં હું રેહમત સાથ ગયો. આ લેવીમાં જે ખેરયા ખાપરયાઓ આજ કાલ ઉભાઇ જાય છે તેઓને જોઇને હું મુછમાંજ હસવા લાગ્યો. કોઇની તોપી પાધરી નહીં તો કોઇનો જામો એકદમ ટુંકો, કોઇ બાનુંજીરાવની પાઘડી એટલી હાલતી કે રખે કોઇના ચાયકાથી તે પડી જાય તેની ધાસતીથી તે બાપડો એક હાથે તેને ધરી રહેલો, એવા એવા દેખાવો બહારના વેટીંગ રૂમમાં થોડોક વાર જોતાં મને રમુજ મળી. જ્યારે અમારી અંદર જવાની વારી આવી ત્યારે મેં પેહલાં રેહમનને અંદર જવાની ઇશારત કીધી, જે પ્રમાણે પેહલાં તે દરબારમાં દાખલ થયો, જેની પછવાડે હું પણ ચાલ્યો.

નામદાર ગવરનર સાથે અમારી ઓળખ કરાવનાર અમલદારે જ્યારે મોહટેથી શીહાગુણની ઓળખ આપતાં "નામદાર નવાબ શીહાગુણ રેહમનશાહ" કરી પુકારયું કે ઓરડામાં જે થોડો ઘણો લોકોના બોલવાનો ગણગણાટ ચાલતો હતો તે એકદમ ચુપ થઇ ગયો. સર્વે હાજર રહેલાઓએ શીહાગુણ તરફ અચરતીથી ટીકવા માંડયું અને ખુદ ગવરનર પણ જાણે તેની શરફરાજી અને દમામદાર પેશાની જોઇને ચમકી દમકી ગયો હોય તેમ એક મીનીટ મુંગો થઇ બેસી રહયો. પોતાનું નામ જાહેર પડતાંજ આ શખ્શે એક ખરાજ શાહને છાજતી અદબ અને ટેકથી પોતાનું સર જરા જોહકાવ્યું અને પછી ખરો થઇ નામવર હાકેમની સામો ઉભો.

ઉપર કહયું તેમ એકજ મીનીટ આ સઘળો તમાશો ચાલી રહયો અને પછી તુરતજ ગવરનર પોતાની સુધીમાં આવ્યો હોય તેમ તતણુંખાર થઇ પોતાની હમેશની રીતી મુજબ હસીને ડોકું નમાવ્યું અને શીહાગુણે તે સલામ લઇ ચાલુ મુકયું.

તેની પાછળ નામદાર હાકેમને સલામ કરવાની મારી વારણ આવી અને મારૂં નામ પુકારવામાં આવતાં આજુબાજુના લોકોએ "નવા લખાધીપતી" તરીકે મને ઓળખાવ્યો તે મેં સ્પસ્ટ સાંભળ્યું. એ પછી બહાર પડી અમોએ અમારી ગાડીમાં જગ્યા લીધી.

"શીહાંગુણ, આજે તમે તો તમારા દમામમાંથી અવધીજ કરી છે" મેં કહ્યું. "નામદાર હાકેમની સામા તમે એટલો વખત શું કરવા ઠોભ્યા ?"

"એક તો મારી મરજીને લીધે અને બીજું તો" તેણે બેદરકારીથી જવાબ દીધો, "જ્યારે નામવર હાકેમ મને ફરીથી મળે ત્યારે મને બરાબર યાદ રાખી ઓળખે તેથી."

"પણ તે તો તમને ઓળખતો હોય એમ દીસે છે. તમે લોકો અગાઉ કદી મળ્યાં હતા કે ?"

"ઘણીવાર, પણ દરબારી તાજીમ તવાજોમાં અને દરબારી પોશાગોથી આપણા દેખાવમાં એટલો તો ફેરફાર થઇ જાય છે કે હું નહીં ધારતો કે નામદાર હાકેમ સાહેબે મને ઓળખ્યો હોય કે હું કોણ છું."

## પ્રકરણ ૧૯ સું.

નામદાર હાકેમની દરબારી લેવીમાં જઇ આવ્યા પછી નજદીક દસેક દીવસે નીચલો બનાવ બન્યો જે બનાવ ઉપર જો મેં તે વખતે પુર દરયાફ્ત કીધો હતે તો કેટલાક નાખુશ અને નાપસંદ બનાવો બનવા પામતેજ નહીં.

એક દીવસે સાંહજના હું મારા હમેશના રીવાજ મુજબ નવાબ જંગીસખાનના બંગ-માં ગયો અને એક કુંટુંબી માણસની માફક કાઇને કેહવડાવ્યા વગર નવાબના દીવાનખાનામાં દાખલ થયો જ્યાં બીબી રોશન ચેરાગને એક દીવાન ઉપર બેસી રડતાં મેં જોઇ.

"કેમ, વળી શું થયું છે !" મેં તુરત તેણીની નજદીક જઇ મમતાથી પુછ્યું "તમારા સોદાગર પીતા તરફથી કાંઇક ઝાંફરાં તો નથી પડયાં કે ?"

"મારા સોદાગર બાપ તરફનાં ઝાંફરાંની અમે જરાબી દરકાર નથી" તેણીએ હસીને કહ્યું. "આજનાં ઝાંફરાં તો મેં—મેં ખોરશેદ સાથ લીધાં છે."

"કાંય ?" મેં અચરતીથી પુછ્યું.

"આજે ખાનસાહેબ ઉમર કાસમને ત્યાંની મેજબાનીમાં અમને બેઉ જણને તેડાં હતાં. મેં ધારયું કે ખોરસેદબી જવાની હશે અને અમે બેઉ જણ સાથે જઇશું, તેટલાં તેણીએ આવીને મને પુછ્યું કે મને ગાડી કેટલે વાગે જોઇશે. મેં અચરતી બતાવી તેણીને પાછું પુછ્યું કે "તમે નથી જનાર કે ?" તે ઉપરથી તેની ઉસકેરાઇ ગઇ અને મને અપમાન કરી બોલી,

"કયાં ? ઉમર કાસમ જેવા એક ભઠયારાને ત્યાં અને કોણની સાથ ? તમારી સાથ ! એવો ખ્યાલબી કેમ તમને આવ્યો ?"

આ સાંભલી હું પણ ઉસકેરાઇ ગઇ અને મેં કહ્યું કે ઉમર કાસમને ત્યાંના લોકો તેણી કરતાં વધુ સાલેસ, ગરવાં, અને મયાલુ હતાં. એ પછી તેણી મને વધુ અપમાન કરી ચાલી ગઇ અને ગાડી સાંહજે બોલાવવાનો હુકમ આપ્યો. ગાડીએ એ આવતી હશે અને હું તેર રરી બરીને ભુત જેવી થઇ ગઇછું. મારા રડવાનું એ કારણ છે અને તે ગમે તો તમે ખોરશેદને કહેજો કારણ કે હું જાણુંછું કે તમો તેણીના પ્યારમાં પડયા છો."

"બીબી રોશન ચેરાગ ! !" મેં ઠપકાની ઢપે તેણીને બોલાવી.

"હા, રોશનચેરાગ, રોશનચેરાગ," તેણીએ હસીને તુચ્છકારથી કહ્યું, "બીજું કાંઇ નહીં કે ? પોતાની મેહેનતથી અને ગરીબીમાંથી પૈસા પેદા કરીને વધેલા એક સોદાગર બાપની હું બેટીછું તેમાં શું મારો વાંક છે કે બધાં મનેજ દાબે છે, ખુદ મારો એ બાપ પણ મને એમજ દાબવાની પેરવી કરે છે. તેની મને અહીં મોકલવાની મતલબજ એટલી કે હું કોઇ અહીંના નામવર, નામદાર અને અમીર ઉલ ઉમરા પણ ભીખારી નવાબ સાથ શાદીના નેક ગાંઠથી બંધાઉં. પણ મને થોડીજ તેના એવા વીચારોની દરકાર છે. મારા વીચાર પ્રમાણે તો અહીંના નવાબો અને અમીર ઉમરાવો સઘળા

ખરેખા ખરેખર અને બેવકુફ ગધેડાંઓ છે, પણ અલાહતાળાએ મને ખી હૈયું બક્ષયું છે અને તેનો કેવો ઉપયોગ કરવો તે મને આવડે છે. જો ખોરશેદ મારી સાથ સારી રીતે વરતે તો હું તેણીને મારો જીવ કાઢી આપું પણ તેણી તેમ કરતી નથી એ દલગીરીની વાત છે. તેણી એક પથરનાં કીલાં મીશાલ સંગ દીલથી સર્વે સાથ વરતે છે અને કોઇની પણ પરવા કરતી નથી. તેણીને તમારીબી જરા દરકાર નથી—હું ઇચ્છું કે તેણી તમને ચાહતી હતે—કારણ તેથી તેણીની સંગદીલ તૂટી તેણી ઇનસાન્યતમાં આવતે."

"આ સઘળું સાંભળી હું બહુજ દલગીર છું" મેં તેણીને સધ્યારો આપવાની મતલબથી કહ્યું જે પછી તુરતજ તેણી દીવાનખાનામાંથી ચાલી ગઇ. તેણીના જવા પછી મેં એક નોકર મારફત બીબી ખોરશેદ બાનુને મારો આવવાની ખબર પોંહચાડી કારણ તેણીનો પીતા બહાર ગયલો હતો.

"મારા પીદર બહાર ગયા છે—" તેણીએ આવતાં વાર ચલાવ્યું.

"હું તે જાણું છું પણ હું તમનેજ મલવા આવ્યો છું? તમને કાંઇ અડચણ તો નથી!"

તેણીએ ધીમે સાદે મને બેસવા કહ્યું અને પછી ધપ દઇ એક ખુરસી ઉપર બેસી જઇ પાસેની ટેબલ ઉપર પડેલા ફુલો સાથ રમવા લાગી.

"તમો થાકી ગયલાં જેવાં દીસોછો, બીબી ખોરશેદ બાનુ," મેં ધીમેથી કહ્યું, "કાંઇ જીવને અસુખ છે?"

"જીવને તો કાંઇ નથી પણ તમો કહોછો તે ખરૂં છે. હું બહુજ થાકી ગઇ છું."

"કદાચને તમો ઘણી મેહેનત કરતાં હશો. તમારા માદરનાં માંદગીના બીછાનાં આગળ સારવાર કરવા——"

"માદરની સારવાર!" તેણીએ તુચ્છકારથી હસીને કહ્યું, "એટલી બધી માતૃભક્તી ભાવ મારામાં નથી. મારી માદરની હું બીલકુલબી સારવાર કરતી નથી. મારેથી તે બની શકેજ નહીં. તેણીનાં બીછાના આગળ જતાંજ મને બીહક લાગે છે અને તેણીનો કદર બીહામણો અને વીકાલ ચેહેરો જોઇ મને તમર આવે છે. તેમાં જ્યારે મને જોઇ તેણી તાણી તોડીને બોલવાની વેતરણ કરે છે ત્યારે તો તેણીનો ચેહેરો એટલો ખરાબ રીતે બદલાઇ જાય છે કે આવું એક મુરદાં સમાન માણવી મારી માવતર છે એમ માનવુંબી મુશકેલ થઇ પડે છે."

"અને એજ તમારી તંદરોસ્તી ઉપર ખરાબ અસર કરે છે," મેં કહ્યું "કેમ થોડોક વખત બહાર ફેરફાર માટે કાં નથી જતાં?"

તેણીએ મને પોતાની તીક્ષણ આંખોથી નીહાલીને જોવા સીવાય મારા એ સવાલનો વધુ જવાબ દીધો નહીં.

"હમણાંજ હું બીબી રોશનચેરાગને મળ્યો હતો, તેણીબી કાંઇક મુજવનમાં પડેલી જણાતી હતી." મેં વાત ફેરવી નાંખતાં કહ્યું.

"તેણીને મુન્જાવાનું કાંઇબી કારણ નથી સીવાય કે મારી માદરનાં મહેનતની રાહ જોતાં તેણીને ખોટી થવું પડે, પણ તેણી હજી જુવાન છે અને નવાબ જંગીસખાનની બેગમ થવા માટે જો તેણીને થોડોક વખત થોભવું પડે તો શું સુજાકો છે."

"એ તમારો વીચાર કદીને ખોટો હશે. તેણીના મનમાં એવી કાંઇ વાત હશેબી નહીં. મારી ખાતરી છે કે તેણી તમને માન આપી માયાથી ચાહે છે."

"મને તેણીનું માન કે માયાની કાંઇ જરૂર નથી. ઓરત જાતમાં મારી સહીઓ બહુજ થોડી છે. તેઓનેબી તેઓની મકકરબાજી માટે હું ધીકારું છું. રોશન ચેરાગ 'ખુશરો' પરવીઝ જ્યારેબી મારી જુની જગાએ આવશે ત્યારે અમો બીલકુલ બેગાના તરીકે રહીશું."

આ સાંભલી હું પાછો ચુપ બેઠો. વાત ફેરવતાં હું પાછો નાજુક બાબદ ઉપર ઉતરી પડ્યો હતો અને રખે કાંઇ ભંગાણ પડે તેથી મને ચુપ કીદી અખત્યાર કરવામાં ડહાપણ જણાયું.

ફાટીને હું ગરક જાઉં તો ઠીક થાય. પણ મારો એ શું ચવારામાંથી બીજીજ રીતે છુટકારો થયો. પેલો નાહનો કુતરો જેને મદનસારિકાએ જમીન ઉપર મુકયો હતો તે ધીમે ધીમે શીહાગુણની સાંમો આવી ઉભો અને પછી પોતાની નાહની પુછડી પાછળા પગો વચ્ચે દાબી દઇને તેની સામી નજરો કરી પુર જોરથી રડવા જેવો અવાજ કરી ભસવા લાગ્યો. આ જોઈ તેની શેઠાણી પણ વીસમય પામી અને તેને ઉંચકી લઈ પસવારી પતાવી બોલી,

"શું છે, ચંદા, એમ કાંય?" અને પછી શીહાગુણ તરફ જોઇ બોલી, "હું ધારૂં છું કે તમે કુતરાંને પસંદ નથી કરતા. આજ સુધી એણે કદીબી એમ કીધું નથી."

"કુતરાં મને પસંદ નથી કરતાં" શીહાગુણે બેદરકારીથી કહયું.

એ પછી તેણી અમારી રજા લઇ પેલાં કુતરાંને બહાર મુકી આવી અને પછી અમને પોતાના બાગમાં ફેરવી પોતાના ટીકાકારો દેખાડવાની રજા માંગી.

ટીકાકારો! બાગમાં! એ વલી શું જોણ કૌટક હતું તે જોવાની મને જીગ્નાસા થઇ અને હું અને શીહાગુણ ઉઠીને તેણીની સાથ બાગમાં જવા નીકળ્યા.

આ વખતે મારાં મનમાં અનેક વિચારો વીજલીવેગે પસાર થઇ જતા હતા, મદનસારિકાને માટે હું પેહલાં જે વીચાર ધરાવનો હતો તેમાં હવે આસમાન જમીનનો ફેર પડી ગયો. પોતાની જ્ઞાનીક અક્ષેસો છતાં તેણી કેટલી નીરદોશ, કેટલી પ્રેમીત હતી. પ્રેમીત! મદનસરિકા પ્રેમીત!! હા, બુલબુલની ઉપમા ધરાવનારી એ મદન મોહીની કેટલી પ્રીતીમંદ હતી તે તો ફકત હું મારી હાડમારી અને મહા વ્યથાના વખતમાંજ જાણનાર હતો! મદન, મદન, તારૂં મીઠું મનોહર નામ હું મારી એકાંત હાલતમાં જબાન ઉપર લાવું છું, તારી મુરતી મારી સાંમે મારા સ્વપનાઓમાં આવી ઉભી રહે છે. તારી તે મુરતી સાંમે ગુંઠણ મંડીયે પડી હું તને મારા અધ્ધર્યંમન ફરેસતા તરીકે નમું છું અને ખરી આજર ખ્વાહીથી તારી પનાહ માંગું છું કારણકે તારી ખુબ્બી બલની તેજ શમશીરથી તારા પવીત્ર ઇદનના બાગે બેહસ્તમાં દાખલ થઇ આબે હેયાતીનું મીઠું ફલ ચાખવા તું દેતી નથી કારણ તેમ કરી સ્વર્ગની મેં ગુમાવેલી આશા હું પાછી મેલવું.

---

## પ્રકરણ ૬૪ સું

---

મદનસારિકાના ઇજનને માન આપી અમો એઉ જણ તેણીની સાથ તેણીના બાગમાં તેણીના કહેવાતા ટીકાકારોને જોવા જવા જેવા દરવાજા ઉપર આવ્યા કે એક બીજો અચાનક બનાવ બન્યો જે કદાયને વધારે ગંભીર રૂપ લઇ લેતે. દરવાજા ઉપર જેવો તેણીએ દેખાવ દીધો કે તેણીનો પેલો મોહટો કુતરો ઉભો થઇ પુંછડી હીલવતો તેણીની સાંમો આવવા લાગ્યો—પણ જેવી તેની નજર તેણીની સાથે ચાલતા શીહાગુણ ઉપર પડી કે એક ભારે બરાડ સાથ ભુંકતો તે શીહાગુણ ઉપર બે ફલાંગ મારી ધસી આવ્યો અને જો શીહાગુણે સમય સુચકતા વાપરી તેને ગળામાંથી પકડી નીચે દાબી દીધો ન હતે તો તે શીહાગુણને કાંઇક ગંભીર નુકસાન કરતે. મદનસારિકા આ બનાવ જોઇ ફીકી પડી ગઇ અને બોલી,

"મને એને પકડવા દો, એ મને તાબે થશે." અને તેણીએ પોતાના નાજુક હાથો તે કુતરાનાં ગલાં ઉપર મુકી તેને ઠંડો પાડયો. જે નીચી પુછડીએ ભોંય ઉપર પડી આખાં શરીરે કાંપવા મંડયો.

"હું બહુજ દલગીર છું. તમે કહો છો કે કુતરાઓ તમને ચાહતા નથી પણ આ તો હદ થઇ. સોહન કોઇ દીવસ એટલો વીકરાળ થયો નથી. હું એની તરફથી તમારી માફી ચાહું છું અને આશા રાખું છું કે એણે તમને કાંઇ નુકશાન કીધું ન હશે."

"બીલકુલ્લેમી નહીં." શીહાગુણે હસીને જવાબ દીધો. "હું એટલીજ આશા રાખુંછું કે મેં એને કાંઇ ઇજા કે તમને નાખુશ નહી કીધાં હશે."

તેણી જવાબ દીધા વગર તે કુતરાને લઇ ચાલી અને થોડોક વખત અમો એકલા ઉભા. જે અરસામાં શીહાગુણનો ચેહરો વીકરાળ અને ગંભીર બની ગયો.

"તું એણી માટે શું ધારે છે?" તેણે મને પુછયું.

"શું ધારૂં? મને તો સમજખી નથી પડતી. હું જેવી ધારતો હતો તેવી એ મદનસારિકા નથી," મેં કહ્યું "પણ એણીના કુતરાઓ તો બહુજ જહનુંની દીસે છે."

"તેઓ સાચાં દયાનતદાર પ્રાણીઓ છે" તેણે કહ્યું "પોતાની શેઠાણીમાં સાચાઇ અને સાદાઇ જોવાની તેઓને ટેવ પડેલી હોવાથી ડોળઘાલુ ખોટા માણસોનો વાસ તેઓને ભાવતો નથી."

"તમો તમારેજ માટે બોલોની!" મેં ઉશકેરાઇ જઇ કહ્યું. "બીજાને શું કામ સંડોવો છો. તેઓને તો તમારીજ સુગ લાગતી દીસેછે."

"અને તે શું હું જોતો નથી? શું હું મારેજ માટે બોલતો નથી? કદાચને તું તેવો હોયબી તો મારેથી તે કેમ કહેવાય? હું તો તેવો ખોટો વેશધારી છું; હું તે જાણું છું અને તે કબુલબી કરૂં છું. પણ આ ઓરત તેવી નથી. ફુલોનું તાજ પહેરી મહા વીદ્વાનમાં ખપતી એ રૂપસુંદરી સાચાઇની દેવી છે. ખોટું ડોળ ઘાલવાની તેણીને કાંઇ ગરજ નથી. અને તેથીજ તેણી જાબજા વાખવાખી પામીછે."

હું તેને કાંઇ જવાબ આપું તેટલાં મદનસારિકા પાછી આવી લાગી અને અમને લઇ પોતાના ગુલાબ, મોગરાં, ચંબેલી અને ગુલછરીથી ભરપુર બાગના કયારાઓમાંથી ચલાવી બાગમાં એક ખુણાંમાં લઇ ગઇ જયાં જમીન ઉપર થોડોક ભાગ આરસના પથરથી ચણી લેવામાં આંઠ્યો હતો. ત્યાં આવી પુગતાં તેણીએ પોતાના હાથની તાળીઓ પાડતાં કહ્યું,

"આ રહયાં મારી ટીકાકારો!" કુંજુનરના એક પચરંગી ટોલાંને દેખાડી તેણી બોલી, "એઓને દરેક જુદા જુદા છાપાનાં નામો આપ્યાં છે. આ મોહટો મોહતાબાવા જેવું કબુતર છે તે આપણી નગરીનું 'ટાઇમ્સ' છે, એની પાછળ આ અલાહબાદનું 'પાયોનીયર.' પેલી ગમ ડાંખલી ઉપર બેઠું છે તે કલકત્તાનું 'ઈંગલીશમેન' છે. અને આ તમારી સામે ડોળા ગુરકી ઉભુ રહ્યું છે તે 'જામે' છે. ત્યાં ગેલ કરે છે તે 'હીંદુ પ્રકાશ' છે જ્યારે તમારી પછવાડે ઘુમતો ઘાલી ઉભેલુ 'કયસર' છે. 'રાસ્ત' અને 'સત્ય' એક સામા વેશમાં એકમેક સાથ મારામારી કરે છે જેઓની મારામારીમાં મઝાહ મેળવતું 'ગુર્જરાતી' પેલી ડાંખલી ઉપર બેઠું છે. એ મારા ટીકાકારોને હું જયારે જોઉંછું ત્યારેજ મને ખ્યાલ આવે છે કે એ નીરદોષ રમુજી પક્ષીઓની પેરે એ છાપા દ્વારે છપાતા મારી કીતાબોના ટીકા પણ મને બીલકુલ નુકશાન કરયા વગર સાંમી મારી મજાહમાં મને વધારો કરી આપે છે. બીજાં કેટલાંક પક્ષીઓને નામ વગરનાં રાખી હું એમજ ધારૂં છું કે નનામે નામે ચરચાપત્રના રૂપમાં છાપામાં દેખાવ દેતા તે બીનનુકશાનકારક પંખીઓ છે. પણ હવે જ્યારે મેં તમને મારા ટીકાકારો દેખાડયા છે ત્યારે તો આવો, હું તમને મારો કામ કરવાનો ઓરડો પણ દેખાડું."

એટલું કહી તેણી અમને બાગનાં એક ખુણાંમાં તેડી ગઇ જયાં ઝાડોની ઠંડી ઘટા નીચે એક કેબીન જેવી નાહની કોટડીમાં અમને દાખલ કરવામાં આવ્યા. આ "કામ કરવાનો ઓરડો" ખરેજ એક કલમબાજને જેબ આપનાર હતો. એક ખુણાંમાં એક ટેબલ ઉપર કાગળો વેરવીખેર પડયાં હતાં. જ્યાં નજર ફેરો ત્યાં ચાલુ વપડાસમાં આવે એવી રીતે ચોપડીઓ પડી હતી જે દેખાડતી હતી કે આ એક નાજુક નખરાંબાજ ઓરત તેઓનો પુરેપુરો લાભ લેઇ તેઓનું ખરૂં બંધ કેમ ચુસવું તે સારી રીતે જાણતી હતી.

"આ બાગ અને આ એકાંત ઓરડો ખરેજ એક બેહસ્તનું ખુણું છે." શીહાગુણે કહ્યું, "એમાં એક થાકેલા કંટાળેલા આતમાને રાહત બક્ષવાને સઘળી સામગ્રીઓ તૈયાર છે. પણ અમો દલગીર છીએ કે તેનો અમો વધુ વખત લાભ લઇ શકતા નથી. અમારી ત્રેનનો વખત થયો છે માટે અમને તમોએ જે આવકાર આપ્યો છે તે માટે તમારો આભાર માણી અમો હવે રજા લઇશું."

"ત્યારે હું તમને વધુ વખત રોકીશ નહીં." તેણી અમને પાછા પેલાં દીવાનખાનામાં લઇ જતાં બોલી, "હું આશા રાખું છું, અલી સાહેબ," તેણીએ મારીગમ ફ્રીને કહયું "કે હવે આપણે મળ્યાં છીએ એટલે તમને પેલાં કબુતરોની સંદ્રમાં બેસવાનું કાંઇ કારણ રહેશે નહી !"

"બાનુ, ખાતરીથી માણો કે મેં જે કાંઇ તમારી કીતાબ માટે લખ્યું છે તે માટે હું અંતઃકરણથી દલગીર છું. જો હું તમને આગળથી પીછાનતે તો જરૂર એવું પગલું ભરતે નહીં. પણ મારે કહેતું જોઇએ કે ખોરશેદ-બીબી ખોરશેદ બાનુ-તમારી એક વખાણનાર છે-તેણી તમારાં લખાણ ઉપર મોહીત પડી છે."

"એ સાંભળી હું ખુશી છું. કોઇબી આદમનો ચાહ મેળવવાને હું હમેશ પ્રયત્ન કરૂં છું."

"ત્યારે શું સઘલાં લોક તમને ચાહતાં અને વખાણતાં નથી?" શીહા ગુણે પુછ્યું.

"અલબત નહી." તેણીએ હસીને જવાબ દીધો, "તે દીવસનાં "અખબારેઆમ"માં મારે માટે લખતાં કોઇ લખનારે લખ્યું છે કે મારી કીતાબો ફ્કત ગરીબ વર્ગનાં લોકો અને કામ કરનારી ઓરતોજ વાંચે છે અને જ્યારે તે માટે મેં આપણા નામદાર હાકેમ સાથ વાત કરતાં ઇશારો કીધો ત્યારે તે નામવર બહુજ હસ્યા."

"તમો નામદાર હાકેમને ઓલખો છો?" મેં કાંઇક અજાયબીથી પુછ્યું.

"ખરૂં બોલો તો એમ કહો કે તે નામદાર મને ઓલખે છે. જ્યારે તેવણ ગણેશખીંડમાં આવી રહે છે ત્યારે વારંવાર આ મકાનની મુલાકાત લઇ મને માન આપે છે."

અને એ સઘલું માન-એથી વધુ, રાજા રજવાડાઓની મહેરબાની--તેણીની જોરમંદ અને ફતેહ પામેલી કલમના જોરથીજ તેણી મેળવવાને શકતીમંદ થઇ હતી. આપસ્વાર્થી છાપાવાળાઓના તેણીની સામેના ગમે એટલા ટીકા છતાં તેણી સંતોષથી, સબુરીથી પોતાનું કામ ફતેહમંદીથી બજાવી જતી હતી તે ઉપર તેણીનું લક્ષ ખેંચી મેં તેણીને મુબારકબાદી ચાહી!

"હું મારૂં કામ કોઇનીબી દરકાર વગર કરી જાઉં છું. મને એવા ટીકાકારોની બીલકુલબી પરવાહ નથી. અને એવીજ બેદરકારીથી ગમે એવી ગરીબાઇમાંબી હું કામ કરવાને ખુશી રહીશ. જોકે હાલ હું કાંઇ તવંગર નથી પણ હતે તોબી હું આળસુ રહી સહેતાનને તેની સહેતાન્યત મારી ઉપર અજમાવવાને જોગવાઇ આપતે નહીં."

"હું ધારૂં છું કે સહેતાનને વશ કરવાની તમારામાં શકતી છે" શીહાગુણે તેણીની તરફ તીક્ષણ નજરો ફેંકી ધારી ધારીને જોતાં કહ્યું.

"તે તો કેમ કહેવાય?-મને તો તે બાબે શક છે. હું ધારૂં છું કે સહેતાનબી જેવો ચીતારવામાં આવે છે એવો બદશીકલ નથી. એક દંત કથાના કહેવા મુજબ તો તે પાક યજદાનની પનાહમાંથી હરલુત થયલો એક ફ્રેસતોજ છે અને જો તે દંત કથા ખરીજ હોય તો ખરેજ એવાં હરલુતપણાં માટે આપણે તેની દયા ખાવી જોઇએ."

તેણી આ બોલી રહી કે સઘલે શાંત ચુપકીદી પથરાઇ ગઇ. ફ્કત એક બુલબુલના ગાવાના અવાજ સીવાય અમારે કાને બીજો કોઇ

અવાજ પડયા નહી અને બાગમાંથી ઠંડા પવનની એક લેહકી ઉપર સુંદર સુગંધી ફુલોની લંપટ ઓરડામાં દાખલ થઇ બધે પથરાઇ ગઇ.

"સુખી રહો, મદન સારિકા, સુખી રહો!" શીહાગુણે નરમાસથી, કાંઇક મસતાથી કહયું. તેનો અવાજ ધીમો પણ ધ્રુજતો આવતો હતો– તેનો ચહેરો ગંભીર પણ ફીકો મારી ગયલો હતો. મદન સારિકા પણ અચરત થઇ તેની સામું ટીકવા લાગી અને પોતાનો હાથ લાંબો કરી બોલી,

"સાહેબજી."

શીહાગુણે તે તુરતજ પોતાના હાથમાં લીધો અને ઓરત તરફનો તેનો અભાવ હું સારી રવેશ જાણતો હોવાથી મારી અજાયબી વચે તેણે તે ઉપર વાંકો વળી ચુંબન કીધું. તેણીએ શરમથી લાલચોળ બની જઇ તે તેના પંજામાંથી ખેંચી લીધો.

" મદન સારીકા, જેવાં છો તેવાંજ હમેશ રેહજો, કસાંની લાલચથી ફસતાં નાં, તમારો આ ખુશ મીજાસ, સંતોશ અને સબુરીની તમારી જોત હમેશ કાયમ રાખજો અને તોજ દુન્યાની તાનાજાની છતાં તમો ફીરતીની ટોંચે પુગી શકશો. હું દુન્યા જોઇ વળ્યો છું, બહુ ફરયો છું અને અગણીત જાણીતાં નરનારીઓની સંગતમાં આવી ગયો છું – રાજા રજવાડાઓ, અમીર ઉમરાઓ, અને પંડીત જ્ઞાનીઓ વચે મને જાત જાતનો અને અનેક તરેહનો અનુભવ મલી ચુકો છે, અને તેથી હું જે કાંઇ કહું છું તે જાતી અનુભવથી કહું છું કે – જો તમો એવાજ સાલેસ, સંતોશી અને સબુરીવંતા રેહશો તો તમારાં જેવાં એક નેકને જે **સેહતાનની** બી તમો દયા ખાવો છો તે કદીબી તમને આડે આવશે નહીં. જાતે જાત મળે, તેમ જો સેહતાનની હસતી ખરીજ હશે તો બીજા સેહતાન્યત ખ્વાસના લોકોમાંજ પોતાની હાજરી આપશે. લોકોના મનમાં એવો વેહમ છે કે તે બંદગીથી ડરી દુર જાય છે. લોકોની એવી કેહવાતી બંદગીથી સેહતાન જેટલો બીહને દુર જતો નથી તેટલો તે તમારાં જેવાં નેક મનસની માણસોના કાર્યોથી બીહ દુર રહે છે. હું આ સઘલું મારી બહુ લાંબી ઉમરના અનુભવ સીદ્ધ કહું છું અને જો તે કરતાં હું બહુ બોલ્યો હોઉં તો તમારી દર ગુજર ચાહું છું."

મદન સારીકા આ સઘલું એકાંત ચીતે મુંગી રહી સાંભળતી હતી અને જ્યારે તે બોલી રહયો ત્યારે તેણી તેની તરફ ટીકી ટીકીને જોવા સીવાય બીજું કાંઇ બોલી શકી નહીં. આ તેણીની ચુપકીદી તોડવા હું આગળ આવ્યો અને મેં તેણીની રૂખસદ ચાહી રજા માંગી.

તેણીથી છુટા પડી ગુપચુપ અમોએ ખોરશેદ મહાલનો રસતો લીધો અને અમને પાછા સ્ટેશન ઉપર લઇ જવા માટે એક ગાડી ઉભી હતી ત્યાં આવી પુગા ત્યાં વેર કાંઈ બોલ્યા નહીં. ગાડીમાં બેઠા પછી શીહાગુણે મને પુછયું,

" શું ધાર્યું, તારા નવા પડોશી માટે?"

" જે મેં ધાર્યું હતું તેથી બીલકુલ ઉલટું." મેં કહયું.

આ દુન્વામાં ઉલટું શું નથી? દરેક ચીજને બે બાજુ હોય છે, એક ભીતરની અને એક બાહેરની. જો બાહેરની બાજુ ખુબ સુરત અને ખુબીવંતી હોય છે તો ભીતરમાં તે બદસુરત બદઇલતી હોય છે અને તેથી ઉલટું જો બહારનો દેખાવ એબ લગામનો હોય તો ભીતરમાં તે નીતીમાન, દયાવંત અને સાચાઇના ઝરાને વેહવાનો મુકામ દેખાડે છે. દુન્યાજ એવી છે. વારૂ, તને તારો આ નવો ખરીદેલો મેહલ પસંદ પડે છે કે?

" હા. બહુજ."

" અને તારી નવી પડોસણ અને જ્ઞાન સાગરના મેદાન માહેલો તારો હરીફ મદન સારીકા."

હું જરાકવાર અચકીને બેઠો અને પછી ખુલાં દીલથી કબુલ કીધું કે "હું તેણીને ખરેજ

પસંદ કરૂં છું.' એટલુંજ નહીં પણ તેણીની ચોપડી માટે પણ મને બહુ સારૂં મત છે. હું દલગીર છું કે તેણીની ઉંચ મનોવૃતીની અદેખાઇના આવેશમાં મેં તેણી માટે પેલી ટીકા લખી હતી. તેણીએ પોતાની તેજ કલમથી જે નામના મેળવી છે તે ટીકાકારોના ખાલી વગાડેલાં ધોલથી કદીબી મલી શકે નહીં એ અનુભવ મેં બહુ દીવસ થયા મેળવ્યો છે."

તેણે મારી ગમ ટીકી ટીકીને નીહાલીને કહ્યું. "એક કલમબાજ તરીકે નામના મેળવવાની હરીફાઇનો એ તને જે અનુભવ મળ્યો છે તે દુન્યામાં જે જે અનુભવો તને મળનાર છે તે માંહેલો પહેલો છે. હવે બીજો અનુભવ તને પ્યારનાં મંદીરના દરવાજા ઉપર મળશે."

એટલું બોલી તે હસી પડયો. પણ મારા જીગરમાં આ વખતે બીહક અને ધાસ્તીનો વીજલીક પ્રવાહ પસાર થતો હતો. મને તુરતજ ખોરશેદ યાદ આવી. તેણીના બોલો મને યાદ આવ્યા કે તેણી મને ચાહતી ન હતી. શું ત્યારે અમને તે માટે કાંઇ અનુભવ મેળવવનો હતો? અને જો તેમ થાય તો અમો તેમાંથી સહીસલામત દરયો તરી આવી અમારી કીસતી કીનારે લાવીશું? કે ભર દરીયે તેના ભોગ થઇ ડુબી મરીશું?

## પ્રકરણ ૨૦સું.

મારા નેકાહની હવે તૈયારીઓ ચાલવા લાગી. બીબી ખોરશેદબાનુ તથા મારે માટે ઠેક ઠેકાણેથી ભેટ સોગાદો આવવા લાગી, આ સોગાદોમાં કેટલીક જોકે કીમતી હતી તે છતાં તે જેટલી અમને બીન ઉપયોગી હતી તેટલીજ તે મોકલનારાઓમાં હરીફાઇ કરવાની મતલબથી અને દેખાદેખી માટે મોકલવામાં આવી હતી. કેટલાંક મોકલનારાંઓ તો એવાં હતાં કે જેમની સાથ અમને કાંઇબી અંગત સંબંધ હતોજ નહીં. પણ તેઓએબી પોતાની મતલબ સાંધવાની અને હવે પછી કોઇ વખત અમારી મીત્રાચારીના ઓઠાં હેઠલ કાંઇ કામ કાઢી લેવાની નીઇા રાખેલી ખુલ્લી દેખાઇ આવતી હતી. મારી ખાતરી છે કે જો અમો બેઉ જણ ગરીબ હાલતમાં હોઇને પરણવાની પેરવી કરતે તો અમને જે કીંમતી સોના રૂપાંની કે હીરા મોતીની સોગાદો થઇ હતી તેને બદલે કાચ, કોરીની કે નજીવી કીમતની પણ સોગાદો આપી અમને અમારો ગરીબ સંસાર ચલાવવા માટે કોઇ મદદ કરતે નહીં.

હું એમ નથી કેહવા માંગતો કે સઘલીજ ભેટો અમને આપસ્વાર્થથી આપવામાં આવી હતી. કેટલીક ભેટો એટલી ઉમદા અને કીમતી હતી કે તે માટે અમો ખરેજ તે મોકલનારાંઓના હેશાનમંદ બન્યાં હતાં. એવી એક સોગાદ શીહાગુણ તરફની ખોરશેદ માટે હતી. તેણે તેણી માટે ગળાંનો એક કીંમતી સાંપના આકારનો હાર મોકલ્યો હતો જેમાં તે સાંપનું આખું શરીર લીલમથી મઢી લેવામાં આવ્યું હતું જ્યારે આંખ અને માથાંની જગાએ બે કીમતી માણેક અને હીરા જડેલા હતા. સાંપની આ તરાહ જોકે મને તો ન ગમી તે છતાં તે એટલી તો દીપાયમાન અને નાજુક બનાવતથી બનાવી હતી કે ખોરશેદ તેની ઉપર મોહીત પડી. બનાવતની નાજુકાઇ તો એટલી બધી હતી કે ખોરશેદ તે પોતાના ગળાંમાં પેહર્યા પછી જો ફકત દમ ખેંચતી તો તેણીની છાતીના ધબકારાથી તે હાર ઉંચકાઇ જાણે તે સાંપ જીવતો હાલતો હોય એવો દેખાવ થઇ રેહતો હતો., જે કોઈ આ હાર જોતાં તે તેની તારીફ કરતાં અને બાતેનમાં એવાં કીંમતી નંગો ધરાવવા માટે ખોરશેદની અદેખાઇ કરતાં.

બીજી જાણવા જોગ ભેટ બીબી રોશન ચેરાગ તરફની હતી. આ ભેટ શુધ કાલાં અબનુસની બેઠક ઉપર રૂપાંની નકર કમાનમાં

સુતેલી "અશ્વથામા"ની સંગેમરમરની આકૃતી હતી. આ ભેટ લઇ ખોરશેદે નમીને રોશન ચેરાગનો ઉપકાર માન્યો અને બોલી,

"અમર કાયાની હમેશ યાદ રહે એવી તમોએ આ ભેટ મને આપી છે તે માટે હું ઉપકાર માણું છું કારણ તમો સારી રવેશ જાણો છો કે મોહત પછીની અમર જીંદગી કે આતમાનો હું ઇનકાર કરૂં છું."

અને આ તાણો બચારી રોશન ચેરાગે ફાટ ફાટ થતી છાતીએ સાંભળી ખામોશી અખત્યાર કીધી.

મારા નેકા પેહલાં ઇસલામી રેવાજ મુંજબ ખોરશેદ બાનુ માટે મેહેરના તથા જાહેજના રૂપ્યા નકી કરી તેનું ખત પત્તર બનાવવામાં મારા સસરા તથા વકીલોને ત્યાં હું રોકાયલો હોવાથી શીહાગુણને કદી કદાચ મળી શકતો હતો. જાહેજના રૂપ્યામાં મેં મારી બીબીને મારી દોલતનો અરધો ભાગ નામે લખી આપ્યો હતો. અને જોકે મારા વકીલોએ તો તે બાબે મને સલાહ આપી તેમ કરતાં મને અટકાવવાની પેરવી કીધી પણ હું મારા ઠેરાવને વલગી રહ્યો. મારા સસરા સાહેબતો અમારી "ઉદારતા" માટે મને સાતમે આસમાને ચઢાવવા લાગ્યા અને દરેક ઠેકાણે મારી તારીફનાં બાકાં ફુંકી મારી વાખવાખી કરવા લાગ્યા, અને જાણે તેવણને જુવાનીનું નવું લોહી આવ્યું હોય એમ, પોતાની બેહાલ મોત કાંઠે પડેલી બીબીનીબી દરકાર વગર રોશન ચેરાગ સાથ પ્યારનાં ઘેલાં ચેડાં કરવા લાગ્યા.

ખોરશેદ પોતે પણ કાંઇ થોડી કામમાં રોકાયલી ન હતી. તેણી પોતાને મન ગમતા અને ભાત ભાતના પોશાગો શીવડાવવામાં, જણસો ખરીદવામાં અને ટુંકમાં લગનની તૈયારીઓ કરવામાં એટલી રોકાયલી હતી કે અમો આખા દીવસમાં ભાયગે થોડીક મીનીટ સાથે વાતચીત કરવાને ફાજલ પાડી શકતાં હતાં. આવા મેલાપ વેળા જો કે તેણી સારી સાથ હસીને વાત કરતી હતી પણ તે ફકત તેણી ફરજની મારી તેમ કરતી હોય એમ ખુલ્લું દીસતું હતું.

આવા હીંગામાં હું મારો વખત કાંઇબી સંગીન સારૂં કાર્ય કરવા વીના પસાર કરવા લાગ્યો. કલબો, નાટકશાળાઓ, કે વારી વંતરની મેજબાનીઓમાં જઇ ખાઇપી ચમન કરવું એજ મારૂં કામ હતું, અને તેવાં કામમાં મને મદદ કરી પોતાનું હોજરૂં ભરનારો મારા કેટલાક મીત્રો "મારે માથે પડયા" હતા. તેઓમાંથી કોઇએ પણ મને એકબી રૂડું પ્રજાપયોગી, પરોપકારી કામ કરવાની સલાહ કે રસતો દેખાડયો નહીં. જયારેબી કાંઇ આફત કે વીપતીના મારેલાં લોકો માટે ઉઘરાણાની ટીપ નીકલતી કે તે પેહલી મારી પાસ આવતી અને તે લઇ આવનારને જ્યારે હું સો રૂપ્યા ભરી આપતો ત્યારે તે મારી એટલી તો ખુશામદ અને તારીફ ગાતો કે ખુદ મનેબી તેથી કંટાલો છુટતો. કોઇ જાહેર નરની યાદગારીનું ફંડ, કોઇ ગર ગામડાંની નીશાલ, લાયબ્રેરી કે કુવા ઓસપીટલનાં ફંડોનાં લીસ્ટ મારી પર આવતાં ત્યારે જો હું રૂપ્યા સોની રકમ ભરૂં તો તે માટે છાપામાં જાબજા વાખવાખી થતી. જયારે મારી બેશુમાર દોલતનાં જોરે હું એવાં અનેક કામો એખલો બનાવી આપી શકતે અને તે છતાં તેથી મારી દોલતમાં કાંણું નહીં પડતે. એક દીવસ એક મોલવી પોતાને ગામનાં દુકાલના ભુખમરાથી મરતાં ફકત દોઢસો માણસોને બાજરી અને ચોખાની મદદ કરવા માટેનાં ફંડનું લીસ્ટ લઇ મારી આગલ આવ્યો. મેં તે બચારા અધમુવેલા થયલા મોલવીને જ્યારે પચાશ રૂપરડીની નોટનો એક કટકો કાઢી આપ્યો ત્યારે તે ખુશાલી અને આભારના જુસસાથી એટલો તો ફિસકેરાઇ ગયો કે થોડોક વાર કાંઇ બોલી શકયો નહીં, અને પછી મારી રજા લઇ તે બીજા તવંગરોની મદદ લેવા નીકલી પડયો. અને તે છતાં તે ગરીબ

ગામડાંનાં હોઢસો માણસોને ચાર છ મહીના મદદ કરવા માટે એવી ખાનગી સખાવત ના કેટલા રૂપ્યાની જરૂર હતી? ફક્ત પાંચસો રૂપ્યાની! જે રકમ જો કોઇ નેક સલાહકાર મને મલી જણાવતે તો હું એકસો બે વખત કાઢી આપી દુકાલના સપાટામાં સપડાયલા તે મોલવીની ધરેખર રખડવાની મેહનતનો અંત લાવતે. પણ તેવી સલાહ તે વખતે મારી નજદીક બેઠેલા મારા મીત્રો આપી શકયા નહીં. સલાહ જે આપી તે મોલવીના ગયા પછી એક દીલહીવાન ગાનારીનાં ગાયનની મીજલસ કરાવાની અને ત્યાં જઇ શરાબબાજીમાં અને રમત ગમતમાં સેંકડો રૂપ્યાની બરબાદી કરવાનીજ આપી!

આ સઘળી નજીવી બાબદો લખવાની મતલબ એટલીજ છે કે એક તો એ સઘળી બાબદોનું આખર પરીણામ જે બહુ ગંભીર અને ત્રાસ દાયક આવ્યું હતું તેનાં આ સઘલાં સાધનો હતાં અને બીજું તો અહીં મારે દેખાડી આપવું છે કે હું જે કાંઇ કરતો હતો તે સઘલું કહેવાતાં "સારાં માણસો"ની નકલ કરીને કરતો હતો. આજે એવાં ઘણાક માલેતોજાર દોલતવંતો પડેલા છે કે જેઓ કાંઇક આપ મતલબથી કે લોકોની દેખાદેખીથી મારી માફક વરતેછે. પણ જો તેઓને તમો કોઇ સંગીન કામ એકલે હાથે પાર ઉતારવાની સલાહ કે ભલામણ કરશો તો તેઓ તમારી સાથ છછણી પડી તરવા પાવ ફેંકશે. જો કે તેવા અનેક કામો એકલે હાથે કરવા છતાં તેઓની હાલત કે દોલતમાં લેશ ભાર પણ ફેર પડનાર નથી.

રહેમનશાહે મને વધુ જાહેરાતમાં લાવવા માટે આ વખતે મારી જાણ વગર કલકતાની મોહટી શરતમાં મારે નામે "આતીશ" નામનો ઘોડો દોડાવવાની ગોઠવણ કીધી હતી, અને પોતાને તો શરતનો કાંઇ બહુ શોખ ન હતો પણ રેહમનશાહે જ્યારે તેને શરતમાં દોડવા માટે નોંધાવ્યો હતો એટલે હું કાંઇ બોલી શકયો નહી.

એ ઘોડો કયાંથી આવ્યો હતો, કઇ જાતનો હતો, કોણ ઓલાદથી ઉતરેલો હતો એ સઘલાંથી હું તદનજ બીન માહીતગાર હતો. જનાવર બહુજ ઉમદા હતું પણ તેને જોવા આવનારાઓથી અલાહેદુ રાખવા અને તેનો બહુજ બંદોબસ્ત રાખવા માટે મને રેહમનશાહે ખુબ તાકીદ કીધી હતી. ખુદ તેની ચાકરી કરવા પણ તેણે પોતાનાંજ બે માણસો મુકરર કીધાં હતાં જેઓ તેની આગલના આગલ રાત દીવસ રહી તેની બહુજ જતન લેતાં હતાં એટલુંજ નહીં પણ જ્યારેથી તેને ફેરવવા લઇ જવામાં આવતો ત્યારેથી તેને તેઓ પોતાંના કાબુમાં સીકસ્ત રાખી તેનું પાણી કોઇને દેખાડતા ન હતા. એક દીવસ તેની ઉપર સવારી કરનાર સવાર રેહમનશાહનો નોકર 'આમીલ' હતો એમ જ્યારે મેં જાણ્યું ત્યારે હું અજબ થયો.

"શું? આમીલ આતીશનો સવાર? તે શું સવારી કરી શકે છે?" મેં પુછ્યું.

"પલીદની માફક તે સવારીમાં હુશયાર છે" શીહાગુણે જવાબ દીધો. "તારે ખાતરી રાખવી કે 'આતીશ' ને પેહલો તેજ લઇ આવશે."

અને તે બાબે મારી તો ખાતરીજ હતી. નામદાર આગાખાનનો એક જાણીતો ઘોડો પણ આ શરતમાં દોડનાર હતો અને તે લોકોનો બહુજ માણીતો હતો. હાર જીતની સઘળી રમત તેની તરફેણમાં હતી. જ્યારે મારા ઘોડા માટે કોઇ દરકાર કરતું ન હતું. હું પોતેબી તે માટે બે દરકાર હતો. ઘોડો હારે કે જીતે તેથી મને કાંઇ નુકસાન કે નફો થનાર ન હતો. થોડા હજાર રૂપ્યા આવ્યા કે ગયાનો મને ઝાઝો સુજાકો ન હતો. ફક્ત એક શોખ તરીકે કે એક 'સારા' માણસોની નકલ તરીકે હું એ શરતમાં ભાગ લેતો હતો.

મારા નેકા અગાઉ ખોરશેદ મહાલમાં અપાનારી મેજબાનીની ધામધુમ અને નઇપારીઓ પણ શીહાગુણ એકલે હાથે અને શું?

ચુપ કર્યાં જતો હતો. મોહટે ખાંચરેના જોકે નજદીક આઠસો ઇજનો નકી થઇ ચુકયાં હતાં છતાં લોકો તાલતલાવતથી એ મેજબાનીમાં પોતાને ઇજન થાય એવી મકસદ રાખી અમને આડકતરી રીતે તેની યાદ હમેશ દેતાં હતાં. આ સઘલી ધામધુમમાં મને એકજ બાબદનો ખતરો રહી ગયો હતો અને તે મદનસારિકાએ એ મેજબાનીમાં ભાગ લેવા ધસીને પાડેલી ના માટે હતો. તેણીએ આગલથી કરી રાખેલી કાંઇ ગોઠવણ મુજબ તેણી બહારગામ જનાર હોવાથી અમારી એ મીજલસમાં સામેલ થઇ શકશે નહીં એમ જ્યારે મેં જાણ્યું ત્યારે, મને લાગું કે તેણીની હાજરી વગર એ સઘલો મેલાવડો લુખો સુકો જશે.

એ મેળાવડાની દરેક ગોઠવણ શિહાગુણ એકલે હાથેજ કરતો હતો અને મેં તેને આપેલી કબુલાત મુજબ અને તેની ઉપર મને પુરતો એતબાર હોવાથી હું તેના કામમાં બીલકુલ વળી આડો આવતો ન હોતો. મેં જયારે સાંભળ્યું કે એ મેળાવડા માટે મેહલને આરાસ્તે કરવા, પરોણાઓને રમુજ આપી રીઝવવા, તેઓની ખાણી પીણીથી મદારત કરવા માટે તે જે કાંઇ બી કરતો, કરાવતો તે સઘળું ઇંગ્રેજ ફ્રેન્ચ કે બીજા પરદેશી કારીગરો પાસ કરાવતો ત્યારેજ મેં તેને પુછવાની હીંમત કીધી કે–

"તે દેશીઓને ઉતેજણ આપી સઘળી ગોઠવણ દેશીઓ મારફતજ કેમ નથી કરાવતો ?"

આ સવાલના જવાબમાં મને તેનો હમેશ મુજબનો તીરસ્કાર રૂપી જવાબ મળ્યો.

"દેશીઓ માટે દેશની બનાવટ કે દેશી મદદરત પુરતી નથી. દેશીઓને અપ્રમાણીક, બેવફા, જંગલી, નાકદર, વગેરે વગેરેની ઉપમા આપનાર ઇંગ્રેજ કે યુરોપ્યન કારીગરને હાથનીજ સઘળી ચીજો આજે દેશીઓને ભાવે છે. દેશી બનાવટની ઉમદા મીઠાઇ મેવાઓ કરતાં ઇંગ્રેજને હાથે રંધાયલી બાફેલી વાણીઓ આજના દેશીઓ વધુ પસંદ કરે છે. પશ્ચીમ તરફના એ લોકોની આજે વાંદરા નકલ કરનાર દેશીઓ સારાં નરસાંની જાણ પીછાણ વગર તેઓની સઘલી રાહરસમો ઉપર મરી ફીટી તેઓની અનીતીઓ, બુરાઇ, બદફેલી, અને ફીશીયારી ખોર ફાંટાઓની નકલ કરવામાંજ પોતાની આબરૂ વધેલી સમજે છે. પણ હું ધારૂં છું કે હવે વખત પાછો એવો આવ્યો છે કે જ્યારે હીંદના દેશીઓ પોતાની સમજદારી વાપડી એ સઘલી નકલોનો ત્યાગ કરી પોતાના અસલ દોર દમામ અને જાહો જલાલીને પાછી સજીવન કરી આબાદાન થશે."

"એ ઉપરથી લાગે છે કે તમોબી હીંદના એક ખેરખાહ છો"

"છટ, છટ, બીલકુલબી નહીં. આ પૃથ્વીના ગોળા ઉપર પંઠરાયલા બીજા કોઇબી મુલક માટે મને જેટલી લાગણી છે તેટલીજ હિંદ માટેબી છે. અને તેવી સારી લાગણી મને ખુદ એ ગોળા માટેજ નથી. સામું હું એ ગોળાને ખરાં જીગરથી ધીકારૂં છું. જો મારૂં ચાલતું હોય તો હું કોઇ બીજા સેતારા ઉપર બેસી જ્યારે આ પૃથ્વીનો ગોળો તેની નજદીક ફરતો આવી પુગે ત્યારે તેને મારી લાતના જોરે ધકેલો મારી તેને જાવેદાનનો ફના કરી મુકું."

"પણ એટલું બધું તે એ ગોળાએ શું કીધું છે કે તેને તમો એટલો બધો ધીકારો છો?"

"શું કીધું છે? એણે–એ નાચીજ ગોળાએ તો કાંઇ નથી કીધું–પણ જે કીધું છે તે સઘલું તે મહાજ્ઞાની સર્વ વ્યાપક અલાહ અને તેના શાગીરદો ફીરેસ્તાઓએ જે એ ગોલા માટે કીધું છે તે છે અને તે માટેજ મને બહુ ક્રોધ અને ધીકાર ઉતપન થાય છે. તેઓએ તેને પેદા કરી તેને અજાયબીના એક ભંડાર તરીકે ભરપુર કીધો છે. વાતા વરણની સર્વથી સરસમાં સરસ ખુબશુરતીનો તે ઉપર વાસો બનાવ્યો છે — તેને ફુલ ફળોથી મઢી લીધો છે. મદન મસ્ત બુલબુલોના મીઠાં નીદ્રાવશ ગાયન કે વેહતી નદી-

ઓના ધોધમાર મસ્તીમાં આવેલાં પાણીઓના જાગૃત કરનાર ગરજના રૂપી ગાયનનો તેને મહીમાં બક્ષયો છે – ફાની આદમની આંખ આંધલી કરી નાખે એવાં તેજમાં તેને હવાએ ખાલીસમાં ફરતો રાખ્યો છે – આડો તેડો ફરી કોઇ પોતાથી વધુ બળવાન બીજા ગોળાર્ધ સાથ અફડાઇ ફના થતો અટકાવવા તેને માટે એક રસતો દોરી રાખ્યો છે. જે રસતે દોરતાં તે આફતાબની ગરમી અને માહતાબની મીઠી રોશનીમાં પોખાય છે-અને એ સઘળું જાણે ફમતી હોય તેમ તેની ઉપર ઇલાહી રૂહ બક્ષી આદમને ફરતું કીધું છે. તું એ બધું નથી માણતો–આજના વીધાનાની જમાનાની રીતીએ એ સઘલું તને ખ્યાલી લાગે છે પણ એટલું તો સાચું માણજે કે એ ઇલાહી રૂહ અહીં છે અને તેની સાથ તેની પાસબાની, નોકરી કે હકુમત ચલાવનાર વીર વૈતાલો પણ છે. અલાતાલાના એ શાગીરદ ફીરેસતાઓએ એને માટે એટલું બધું તો કીધું છે કે જ્યારે તેની ઉપર વસવાત કરનાર આદમ પોતાના પેદા કરનારને વીસરી જઇ નાસતીક થવા મંડયું ત્યારે તેઓ માહેલા એકે નબી પેગંબરના રૂપમાં પેદા થઇ તેઓને પાછી પોતાની અસલ ખુદા શનાસી શીખવી મીટીતું બનેલું ફાની આદમ અમર કાયાનું છે એ દેખાડી આપી રાહપર લઇ આવવાની પેરવી કીધી. હું તેથીજ આ ગોલાર્ધને ધીકારૂં છું; કારણ બીજાઓનાં કરતા બેહદ દરજ્જે સરસ એવા ગોળા પડયા છે કે જ્યાં આ ફીરેસ્તાઓ કે તેઓમાંનો કોઇ પણ જઇ અમલ કરી શકે.”

“તમોએ મને અજાયબીથી છક કરી નાખ્યો છે.” મેં જરા વાર રહી કહયું “હું ધારૂં છું કે તમો આપણી દીનના પેગંબર સાહેબ માટે બોલો છો. પણ આજના કેલવાયલા જમાનામાં તો હવે સર્વ કોઇ જાણે છે કે તે પણ આપણાજ જેવો એક આદમ હતો, તેનામાં ફીરેસ્તા જેવું કશું હતુંજ નહીં. અને તમો પોતેબી કેવા હેરફેર બોલનાર માણસ છો? એક વખત તમેજ મને કહયું હતું કે તમો મહજબ પાલતા નથી.”

“અને આજેબી હું તેમજ કહું છું. હું કોઇબી મહજબી નથી. તેમજ ખરો મહજબ પાલનારબી આજે કોઇ નથી. પણ તેથી એમ નથી પુરવાર થતું કે નબી પેગંબરની હસતીબી હું ના કબુલ કરૂં છું. તે તો હું કબુલું છું. તે કબુલ કરવાની--મારી મરજી વીરૂધ કબુલ કરવાની મને ફરજ પાડવામાં આવી છે.”

“કોણથી? કોઇ વધુ જોરમંદ શક્તીથી?” મેં મશકેરીમાં પુછ્યું.

પણ મારી એ મશકેરી મનેજ ભારી પડી ગઇ. તેનો ચહેરો દુખીત, ફીકો પડી ગયો અને જીવ વગરનું એક આદમી જેમ હસવાના ઘોંગ કરે તેમ કરી તે બોલ્યોઃ–

“તેં એક દુઃખી બાબદ ઉપર સલામ કરી મને પજવ્યો છે. આદમ જાતની ઉતપતી અને તેના વધારા સુધારાને લગતા દીન ઇમાનના સવાલોના મારા અનુભવ સીધ વીચારો એવા તો નાખુશ સચાઇઓના મસ્તકીમ પાયા ઉપર રચાયલા છે કે જે આજના ધર્માંધલાં માણવીઓ માણવાને કે પીછાનવાનેબી આંખ આડા કાન કરે છે. આ નાખુશ સાચા વીચારો હું હાલ તને કહી શકનો નથી. કોઇ બીજી વખત હું તને મારી થોડીક ગુપત બીનાઓથી વાકેફ કરીશ.’

---

## પ્રકરણ ૨૧ મું.

---

શવવાળની બાવીસમી તારીખે અપાનારી મેજબાનીમાં સામેલ થનાર પરોણાઓને આવકાર દેવા તથા તેઓ માટેની સઘળી તૈયારીઓ બરાબર છે કે નહીં તે જોવા હું શીહાગુણ સાથ સવવાળની એકવીસમી તારીખે પુણે ખોરશેદ મહાલ તરફ ઉપડી ગયો. આમીલ અમો સાથ આવ્યો હતો, જ્યારે મારા હજુરયાને હું મુંબઇજ

મુકી આવ્યો હતો. પુણાના સ્ટેશન ઉપર અમને ત્યાંના કારોબારીઓએ આવકાર દેવામાં કશી ખામી રાખી ન હતી. તેમાં શીહાગુણની તો તેઓ ગુલામગીરીજ જાણે કરતા હતા. કારણ તેણે પરોણાઓને સઘળે ઠેકાણેથી લાવવા માટે ખાશ ત્રેનો દોડાવવાની છુટે હાથે ગોઠવણ કીધી હતી તે તેઓ જાણતા હતા.

ખુદ મેહલમાં દાખલ થતાંજ બાગની આરાસ્તા અને વાવતા તોરણોના સુંદર સણગાર જોઇ હું પોતે પણ અજાયબી અને ખુશીમાં લીન થઇ ગયો અને દરેક દગલે વાહવાહના પોકારો પોકારતો રહયો.

"હુ ધારૂં છું કે તુંને કોઇ વાતની અહીં ખામી રહી ગયલી દીસસે નહી. નોકર ચાકરોની એક ફોજ એ મેજબાની માટે રાખવામાં આવી છે અને તે સર્વે પોતપોતાનું કામ સારી રવેશ જાણેછે." શીહાગુણે બંગલામાં દાખલ થતાં કહ્યું.

તેણે આખા મહાલને જે સુંદરતા અને સમજદારીથી સંગારયો હતો તે માટે તેનો ઉપકાર માનવાનેબી મારામાં શકતી રહી નહી. એટલો હું આ સઘળી રચનાઓ જોઇ બેતાબ મારી ગયો હતો. બળવાન પૈસાથી આદમ શું શું કરી શકે છે તેનો હવેજ મને ખ્યાલ આવવા લાગ્યો. મોહટાં દેવાનખાનામાં એક બાજુએ એક નહાનો તખતો ઉભો કરી તેને નાટકશાળામાં ફેરવી નાખ્યો હતો, જેની ઉપર પરદા તરીકે એક રેશમી ચશમાઇ રંગનું કપડું નાખ્યું હતું. આ ઓરડામાંથી બહાર નીકળતાં બીજા દીવાનખાનામાં ગોલાબના ઝાડોની ઘટાઓ કરી લઇ તેની વચોવચમાં એક કળશના આકારમાં મોહટાં કુંડાઓ ગોઠવ્યાં હતા, જેની અંદર છુપાઇને શીહાગુણના કહેવા પ્રમાણે મીજલસીઓને રીઝવવા માટે સુંદર ગાયનકારો પોતાના વાજીંત્રો વગાડનાર હતા.

એ પછી ખાણું ખાઇ અમો બહાર બાગમાં હુકા પીવા તથા ફરવા નીકળ્યા, જ્યાંની જુદી જુદી રચનાઓ જોઇ મેં કહયું:-

"તમો સઘળું અલાઉદીનનાં જાદુઇ ફાનસ મીશાલે અજબ તરેહથી કરો છો. આ સઘળી રચનાઓ, શંગારો, આ નોકર નફરો,"—

"સર્વે પૈસાના જોરથી છે." તેણે મને બોલતો અટકાવી કહયું. "બળવાન પૈસાની એ સર્વે કરામત છે. પૈસો સેહેતાનનેબી જેર કરી શકે છે. પૈસો હોય તો એક રાજા રાવણની ફીકર ચીંતાઓ વગર તમો તેના જેવા ઠાઠમાઠ અને મોજમજાહથી રહી શકો. પૈસો કેમ વેરવો તે ઉપર સઘળો આધાર છે."

"અને કેવી રીતે વેરવા ઉપરથી. પૈસો હોય પણ સમજદારી વગર તે વેરેલો ફોકટ છે."

"ખરી વાત છે. સમજદારી સીવાયનો પૈસો રેતીના રણમાં પડેલા વરસાદ મીશાલ છે અને એવા તો કેટલાક માલેતાજારોતે હું ઓળખું છું, કે જેઓ પૈસાદાર હોવા છતાં તેને સમજદારીથી વાપડી જાણતા નથી."

જરાવાર રહી તેણે મારીગમ ટીકી ટીકી પુછ્યું, "ધાર, અલી, કે આ વારસો તને મળ્યો ન હતે, તારી સાહેતાએ આપ્યો ન હતે તો આજે તું શું કરતે વારૂં?"

"વળી શું કરતે! કદાચને ભુખે મરી એક કુતરાંને મોહતે ઠેકાણે લાગી ગયો હતે."

"નહીં, હું ધારૂં છું કે સાહીત્યના મેદાનમાં પડી તેં વધુ નામના મેળવી હતે."

"તે તમો શા ઉપરથી કહો છો?"

"કારણ હું તારી લખેલી ચોપડી હાલ વાંચું છું તે ઉપરથી કહી શકું છું કે જો તેં તે તારી કલમકશીની કોશેશ ચાલુ રાખી હતે તો આજે તું એવાં ઉંચાઇનાં શીખરે ચઢી વખાણ પામતે કે જેથી તું પોતેબી અજબ થતે પણ હવે તે ગઇ ગુજરી યાદ કરી તને દલગીર કરવા હું ચાહતો નથી. માટે સાહેબજી, મને નોકરોને કાંઇક હુકમો કાલ સહવાર માટે આપવા છે તે આપી હું સુઇ જઇશ. માટે તુંબી ગમે ત્યારે બીછાને જઇ સહવારના વેહલો ઉઠજે."

એટલું કહી તે પાછો મેહલમાં ગયો જ્યારે હું એક બીજી બીડી સલગાવી બાગની રચના નેહાલતો બાગની બહાર નીકળી મદન સારિકાના "ચંપા બાગ" તરફ ફર્યો. તે નાહાના પણ સુંદર બાગના દરવાજા આગળ આવી અંદર જોતાં સઘલું ચુપ ચાપ અને અંધારૂં ઘોર જણાયું કારણ મદન સારિકા બહારગામ ગયલી હતી. ચંપાં અને મોગરાની ખુશ લંપટ તે બાગના દરવાજા આગલ એટલી તો પ્રસરી રહી હતી કે હું ત્યાં થોડોકવાર ઠોભ્યો અને ખુદરતની આ મીઠી મધુર શાંતતામાં હું લીન થઇ ગયો. આ વખતે મને જે ખ્યાલ આવ્યો તે મારી માસુક ખોરશેદનો નહીં પણ મદન સારીકાનો આવ્યો. અને હું ફાટફાટ થતી છાતીએ કાંઇક આવતી આફતની આગાહીમાં ગભરાયલો જેવો ઉઠી પાછો મારા મેહલ તરફ ચાલવા લાગો. ખુશ ખુશાલ જીવે જમીને બહાર નીકળવા પછીની મારી એ હાલત શા ઉપરથી થઇ તે હું તે વખતે જાણી કે દરશાવી શકયો નહીં. પણ હવે હું તે શું છે તે જાણું છું પણ તે સમજણ હવે બહુ અસુરી આવી છે.

મારા મહેલના બાગમાં દાખલ થતાં મેં જોયું કે બંગલાના એક ઉપરના મજલાની બારીમાંથી તેજસ્વી ભભુકદાર રાતી રોશની પ્રકાશતી હતી. તે તારા મીશાલ ચમક ચમક થતી હતી અને તે રોશનીની મદદથી અંધારામાં હું મારો રસ્તો લઇ શકયો. દરવાજામાં દાખલ થતાંજ આમીલ સામો મળ્યો; જેને મેં શીહા-ગુણ માટે પુછતાં તે બોલ્યો કે "તેવણ ઉંઘાઇ ગયા છે."

"તેવણુના ઓરડામાં રાતી બતી બળે છે કે?" મેં પુછયું.

જરાવાર વીચાર કરી અચકાઇને તેણે જવાબ દીધો કે "હા, નામવર, હું ધારૂં છું કે લાલજ બતી છે." પણ મેં જોયું કે તે કાંઇક મુછમાં હસતો હતો.

આ માણુસ તરફ મને અસલથીજ અભાવ હતો અને તેથી મેં તેને વધુ સવાલો ન કરતાં મારા ઓરડામાં જઇ સુઇ જવાની તૈયારી કીધી.

બીછાને પડયા પછી જો કે હું તરતજ નીદ્રાવશ થયો તે છતાં મને સ્વપનું આવ્યું કે હું પાછો ગરીબ થઇ ગયો હતો. મુશ્કલશીની મુસીબતમાં અવતાં મારી હું મારૂં ગુજરાન જેમ તેમ કરતો હતો. રોજીનાં સાધન તરીકે હું લખાણો લખી મારી રોટી પેદા કરતો હતો. મારી પડોસનો મારો પડોસી પોતાનો સીતાર ગેલમાં આવી વગાડતો હતો અને તે ખુશતુમાં ગાયમપર મોહીત પડી આકાશી એક ફરેસ્તો પોતાનાં તેજસ્વી સ્વરૂપે ડોકયાં કરી મારી તરફ જોતો હતો. આ ફરેસ્તાની શીકળ મદન સારિકાને પુરેપુરી મલતી આવતી હતી.

* * * * *

બીજે દીને સહવારના પોઢમાં ઉઠતાં મેં આકાશ તરફ નજર ફેંકી જોયું કે દીવસ પોતાના પુર બહારમાં ઝહમકતો ઉગ્યો હતો, રૂતુમાં કાંઇ પણ ફેરફાર થઇ અમારી આખા દીવસની રમતગમતોમાં કાંઇ ખલલ કરે એવાં કશાં ચીન્હો દીસતાં ન હતો.

આકાશ ઉપરથી નીચે જમીન ઉપર નજર ફેંકતાં જ્યારે ચોગરદમ મારી માલેકીની તે જમીન ઉપર નજર પડી ત્યારે હરખ અને અભીમાનથી મારી છાતી છલકાવા લાગી. આ સઘલી વાડીવંતરનો હું એકલો માલેક હતો. અને ખોરશેદ જેવી ખુબસુરતીની મુરતી સાથ હું તેમાં રંગરાગમાં દીવસો ગુજારીશ એવા જ્યારે મને ખ્યાલો આવ્યા ત્યારે ખચીત હું મને પોતાને પુર્ણ સુખી સમજવા લાગ્યો.

"પૈસાને નીરધન પંડીતો ગમે તેમ તુચ્છકારી કાઢે પણ તે છતાં પૈસાના બળથી જે સુખ સંપાદન કરી શકાય છે તેથી તેઓ બેનસીબ રહી તેની દરકાર નહીં કરવાનું જો બહાનું કાઢે તો તેમાં તેઓનો વાક નથી" હું મનસે વમાસવા લાગ્યો. "પોતાના આપંબળથી

જગતની કીરતીની ટોંચે ચઢી નામના મેળવ-નારા એવા ફીલસુફો પૈસા વગર જે કંગાલ જીંદગી ગુજારે છે તેનાં કરતાં તો એ નામના વગરની પૈસાદાર જીંદગી હજાર દરજજે બેહતર છે. વલી આજે એવી નામના મેળવવાનાં સાંધણો કેટલાં સસતાં થઇ પડયાં છે. બે ચાર માસીકોમાં એકુ–બે કુચા જેવી વાર્તાઓ લખી, ત્રીજી પંકતીનાં રોજીંદા છાપામાં નજીવા સવાલો ઉપર બબે કાલમો ભરી પીજન પાટલાનાં ચર્ચાપત્રો લખ્યાં કે તમે એક લખનાર તરીકે નામના મેલવીજ છે. પણ ખોરશેદ હૉલમાં ખોરશેદ સાથ સુખ ચેનમાં દીવસો ગુજારી તમો જે સુખ સંપાદન કરોછો તે તમારી કલમની ગમે એવી ફતેહ તમને પુરૂં પાડતું નથી."

આવા અને એવાજ બીજા હવાઇ ખ્યાલોમાં રમુજ મેળવતો હું સજ થઇ નીચે નાસતો જમવા ઉતર્યો જ્યાં મને શીહાગુણે હસીને આવકાર દેતાં કહયું:—

"આજનો રોજ હસી ખુશીમાં પસાર થાય એવાં સર્વ ચીન્હો દીસે છે, હું ખાતરીથી કહું છું કે આજની તારી મેજબાની સંપુરણ રીતે ખુશી ખુશાલીમાં પાડ ઉતરશે."

"અને તે સઘલું તારેથીજ થશે" મેં પણ હસીને જવાબ દીધો. "જો કે હું જાતે તો આજની મેજબાનીની ગોઠવણોથી બીલકુલ બીનમાહીતગાર છું પણ મારી ખાતરી છે કે તું જે કાંઇ કરશે તે સઘલું સરનજામ પાર ઉતારશે."

"એ તો તું મારી તારીફ કરી મને માન આપે છે. જો એમજ બને તો પછી એમજ થશે કે તે **પરમાતમા** કરતાંબી હું વધુ કરી શકું છું. કારણ આજના જમાનાના વીચાર પ્રમાણે તે જે કાંઇ કરે છે તે સઘલું અપુર્ણ હોય છે, આદમ જાત તેની સીફારસ કે સીતાયસ કરવાને બદલે તેના સઘલાં કામો માટે બરબડે છે–અને કોઇકનેજ તેને માટે કે તેના મહાન નીયમોથી બાંધેલા કાયદાઓ માટે દીલસોજી હોય છે."

"પણ એટલું તો તું કબુલે છે કેની કે એ કાયદાઓ બહુજ આપખુદીથી ઘડાયલા છે" મેં પુછયું.

"બહુજ આપખુદીથી. એ વાત તો હું દીલોજાનથી કબુલ કરૂં છું."

એ પછી અમો બેઉ જણ નાસતાની મેજ ઉપર જમવા બેઠા. જ્યાંની અમારી ખીદમતગારી માટે કાંઇ સવાલજ ન હતો. આમીલ પોતાના માલેકની પછવાડે અદબથી ઉભો હતો. પણ આખા મેહલમાં સઘલું શાંત અને ચુપ હતું. બપોર પછી મોટી મેજબાની થનાર હતી તેની કાંઇ પણ ધામધુમ કે ગડબડ સડબડ જણાતી ન હતી. નાસતો જમી ઉઠયા પછી ગાયણકારો વગેરે કયારે આવનાર છે તે પુછતાં શીહાગુણ બોલ્યો:

"બપોરના બાર વાગા પછી. તારે ખાતરી રાખવી કે સર્વ સાજીંદાઓ, ખીદમતગારો વગેરે સૌ પોતપોતાનાં કામ ઉપર વગર ધીલે આવી બેસસે. હું જે આસામીઓને મારી ખીદમતમાં રોકું છું તેઓ સારી પેઠે જાણે છે કે હું કાંઇબી બેદરકારી કે નાફરમાની ચલાવી લઇ શકતો નથી, તારા કોઇબી મેહમાનો એક વાગા અગાઉ આવનાર નથી–કારણ મુંબાઇથી પહેલી 'સ્પેશ્યલ ત્રેન' તે વખતે અહીં આવી પુગશે માટે તેટલો વખત તને ગમે ત્યાં ફરીતે બધેની રચના જો. ગમે તો પછવાડે મોગરાંના કયારા આગળ રાસલીલાના નાચ માટે તૈયારી ચાલે છે તે જઇને જો."

"રાસલીલાનો નાચ?" મેં અજાયબીથી પુછયું. "એ વળી શું નવું બેમાન?"

"એ નવું બેમાન નથી. અસલવારેથી ચાલતા આવેલા એ નાચમાં જેટલી નીરદોશ રમુજ, જુવાનીનું જોબન, તંદરોસ્તીનું જોર અને નીષ્કલંક આચાર વીચારોનો ઉપયોગ થતો હતો તેટલો આજના તમારા સુધરેલા નાચોમાં નથી થતો એજ એક બેમાન છે. અસલવારેના જમાનામાં એ નાચમા ભાગ લેનારી ગોપીઓ કે

કૃષ્ણુએ જેટલી નીરદોશતાથી એકમેક સાથ ખેલાંતાં હતાં તેને સામે ભાગે આજે તેઓ એમ ખેલાઇ શકતાં નથી. એ આજના સુધરેલા જમાનાનું નવું ફેશન છે. એ નાચ આજના સુધરેલાં લોકો રમતાં શરમાય છે માટે મને ધંધાદારી નાચનારાંઓને રોકવા પડયાં છે. તેઓને હજી આવવાને વાર છે તેટલાં તું જઇને તેની તૈયારી થાય છે તે જો."

હું તેના કહેવા પ્રમાણે બાગમાં ગયો જ્યાં એક કુશાદે જગામાં એક મોહટો ગોળ હાંબસો ઉભો કરી ફુલોથી મઢેલી રેશમી પટીઓ અને ગજરાઓથી તે મઢી લેવામાં આવ્યો હતો. આ હાંબસો ઉભો કરવા માટે જે લોકો કામે લાગ્યા હતા તેઓમાના એકને આ ઢંગની સુંદરતા માટે મેં કાંઇ કહયું. પણ મને તેનો જવાબ દીધા વગર મારી તરફ ટગરટગર જોઇ તે ત્યાંથી ચાલી ગયો. મને લાગ્યું કે આ માણસ મારૂં બોલેલું સમજી શકયો ન હતો અને તેથી મેં તેની કાંઇ ઝાઝી દરકાર કરી નહી. પણ એક સંજોગ જે મને તુરત જણાઇ આવ્યો તે એ કે આ માણસો પણ આમીન અને તેની સાથ વાલા મારા શરતના ઘોડા "આતીશ"ના રખેવાળો જેવાજ ચહેરા અને આવભાવના દૂર અને વીકરાલ હતા.

બપોર સુધીનો વખત જેમ તેમ ગાલી કાઢવાને મને કાંઇ ઝાઝી મુસીબત પડી નહીં. આ અરસામાં પેલા વાજીંત્ર વગાડનારાઓ કે નાચનાર ટોળાને આવતાં મેં જોઇ નહીં. નજદીક દોઢ વાગે અમારા નોતરેલા મેહમાનોની પેહલી ટોલી આવી પુગી. આ ટોલીમાં ખોરશેદ અને તેણીનો પીતા નવાબ જંગીશખાન પણ હતાં. ખોરશેદને એસતેકબાલ લેવા હું બાગમાં દોડયો અને જેવી તેણી ગાડી માથી ઉતરી કે તેણીને આવકાર દઇ મેં મારી ગોદમાં દાબી કહયું:—

"તમારા જનમ મકાનમાં ભલે પાછાં પધારો!"

તેણીએ એ ઉપરથી તદન નવાંજ રંગરૂપમાં સજાયલા પોતાના જુના મેહેલ તરફ નજર ફેંકી અને જરા વાર તેણી અચરતી અને ખુશાલીથી છક થઇ જઇ મુંગી ઉભી. એ પછી તેણીએ મેહેલના દરવાજા આગલની સીડીઓ મારા હાથમાં પોતાનો હાથ રાખી મેલી ચહડવા માંડી. દરવાજાના ઉંબર ઉપર શીરાગુલ હસતે ચેહેરે તેણીને આવકાર દેવા તઇયાર ઉભો હતો. તેણીએ જેવો છેક ઉપરની સીડી ઉપર પગ મુકયો કે તુરતજ કોઇ અણદીઠ છુપાં ખુણાંમાંથી શુધસફેદ લેબાશમાં સજ થયલા બે નોકર બાળકો નીકળી આવ્યાં, અને પોતાના હાથ માંહેલી સફેદ અને પીલાં ગોલાબનાં ફુલોથી ભરેલી બે ટોપલીઓ તેણીના પગ આગળ પાંહરી નાંખી ખાલી કરી તુરતજ જેમ આવ્યાં તેમ અચાનુચ અણદીઠ થઇ ગયાં. લોક બધું વીસમય પામી વાહવાહ કરવા લાગ્યું જ્યારે ખોરશેદ ખુશાલી અને શરમથી લાલચોળ થઇ જઇ બોલી:

"પ્યારા અલી, આવો સરસ આવકાર દેવા માટે હું તમારો ખરેજ ઉપકાર માનું છું."

"હું ઇચ્છું છું કે એ ઉપકાર સ્વીકારવા હું સમર્થવાન હતે." મેં હસીને જવાબ દીધો. "પણ પ્યારી દીલબર, ઉપકાર તો તારે રેહેમતશાહનો માનવો જોઇએ, જેણેજ આજની સઘલી રચણાઓ અને ધમ ચકરીઓ બજાવવાનું બીડું જરદ્યું છે."

આ સાંભળી તેણી પાછી લાલચોળ બની ગઇ. અને તેણીએ હસીને પોતાનો હાથ શીરાગુલને આપ્યો જે તેણે તેજ મીસાલ હસીને લીધો પણ જે આવભાવથી તેણે મદન સાહેબનો હાથ ચુમ્યો હતો તે આવભાવ અહીં તેણે સઘળો વીસારી મેલ્યો. એ પછી અમે મેહેલમાં દાખલ થયાં જ્યાંની તદન નવી રચનાઓ અને શીંગારો જોઇ નવાબ જંગીશખાન ખુશ ખુશ થઇ જઇ તેની મોહોટેથી તારીફ કરવા લાગ્યા.

એ અરસામાં બીજા વધુ પરોણાઓની ધુસનીધુસ આવવા માંડી અને જ્યારે નજદીક ચારસો પરોણાઓથી મેહેલ ભરાઇ ગયો ત્યારે કોઇના કેહવા વગર કે કોઇને પણ દેખાવ દેવા વગર સુંદર શરોદથી મીઠાં વાજીંત્રો ચાલુ થઇ દરેક પરોણાઓને રીજવવા લાગ્યાં. વળી કોઇક અણુદીઠ જગાઓમાંથી સુધ સફેદ પોશાગોમાં સજ થયલા જવાન છોકરવન દેખાવના નોકરો બહાર નીકળી આવી પરોણાઓ સાથ આવેલી બાનુઓને સુંદર ફુલોનાં બટનો આપવા મંડયા. આ જોઇ દરેક પરોણાઓના મોહમાંથી અચરતી, વાખવાખી અને વાહવાહના પોકારો અતીચમીત નીકલતા રહયા. મને હવે એક મેજબાન તરીકેની સઘલી ફરજો અદા કરવી પડી. દરેક પરોણાને મળી તેની સાથ સેકહેડ કરતાં મારો હાથ પણ દુ:ખી આવ્યો. વળી દરેક જણને કાંઇને કાંઇ કેહવું તો જોઇએ એટલે તે કંટાલો પણ મેં મુંગે મોઢે ખમ્યો. આ મારી મુસીબત જ્યારે બધા પરોણાઓ આવી રહયા ત્યારેજ ખતમ થઇ, જેમ થતાંજ હું ખોરશેદ આગલ જઇ તેણીની મદારત કરવામાં રોકાયો. આ વખતે પરોણાઓ માટે તૈયાર કરવામાં આવેલા મેવા મીઠાઇ મીષ્ટાણો અને આઇસક્રીમ કે શરબતના પ્યાલાંઓ કે શરાબી જામો પેલાજ નોકરો કાંઇ પણ ગડબડ કરયા વગર ગુપચુપ અહીં તહીં ફરી લાવી આપતા અને તેઓને લાગેલી થાક અને ભુખનો અંત લાવતા હતા.

ખોરશેદ પોતાના પુર બહારમાં દીપી નીકળી હતી. પોતાની ખુબસુરતી, નાંજોઅદા, અને લાયકાતથી તેમજ કીંમત આભુષણોથી સંગરાયલી તેણી દરેક પરોણાઓની નજર પોતા તરફ ખેંચી રહી હતી. રોશન ચેરાગ તરફ પણ તેણી નરમાસથી વરતી પોતાની લાયકી જણાવતી હતી. આવી એક માહજબીનનો ચંદરોજમાં હું ભરથાર થનાર હતો એ ખ્યાલ ખુદ મને કાંઇ કમી હરખાવનારો ન હતો.

શીહાગુણ આ સર્વે પરોણાઓની આગતા સ્વાગતા કરતાં દરેક ઠેકાણે દીપી રહેતો હતો. તેનો દમામદાર ઉંચો દેખાવ, મજબુત કાઠી અને સોહામણો ચેહરો તેના મધુર બોલવાને જોબ આપી દરેક પરોણાઓનો ચાહ તેની તરફ ખેંચતો હતો, અને થોડા વખતમાં તો આખી ભેગી મળેલી મીજલસમાં તે દીપી રહયો. તે જાણે પોતાનાં બળથી સર્વોપરી હોય તેમ દરેક પરોણો તેની ઉપર મોહીત પડી તેની પુંજા કરતો હતો અને જો કે તે વખતે અજાણપણામાં હું કાંઇ જોઇ જાણી શકયો નહતો—કારણ મારી આંખ પછવાડેથી ઉઘાડવામાં આવી હતી—પણ તે દીને રેહેમનશાહ આ સઘળાં ભેગાં મળેલાં મંડળને પોતે ચાહે તેવી રીતે અમલ કરી તેઓને પોતાના કાબુમાં લઇ શકતે અને જેમ આજે પણ તે હજી સર્વોપરીપણું ભોગવે છે તેમ ભોગવી આ કંગાળ, જુઠા, લુચા, અને નાસ્તીક આદમોનો નાશ કરતે. જો એ મુરખ, મતલબ, આંધળા અને કામી આદમો તે વખતે જેમ હું આજે જાણું છું તેમ જાણતે કે તેઓ આ મેજબાનીમાં કેવી ભયમાંથી પસાર થતાં હતાં, કોણ ભયંકર નોકરો તેઓના હુકમોને તાબે થઇ પોતાના ગંધીલા હાથોએ તેઓને શરબત કે શરાબના પ્યાલાઓ ભરી પાતા હતા—જુઠા દેખાવના ખાલી ઠાઠ અને ભપકા પછવાડે કેવા બીહામણાં વીચીત્ર ચીત્રનો ભાગ તેઓ આગળ ભજી બતાવવામાં આવતો હતો-તો ઓ અલાહ !! તેઓની ઉપર કેવી અસર થતે ! તેઓ કેવી સ્થીતીમાં આવી પડતે ! પણ કાંઇક ન ધારેલી રેહેમી કૃપાથીજ એ સઘળું એ ધર્માંધળા લોકોને દેખાયું નહીં-તેઓ તે જોઇ શકયાં નહીં અને ફકત હુંજ એ પરદો ઉંચકી તેની પછવાડે જોવાને પાછળથી શકતીવાન થયો,

સાંજનો વખત પુરો થવા આવતાં રાસ લીલાના નાચની વાંસલીઓના સુંદર મીઠાં સુરોએ શ્રોતાજનોનું ધ્યાન ખેંચ્યું અને સઘળાં તે નાચ જોવા ભેગાં મળ્યાં. જ્યાંની

તૈયારીઓ જોઇ અમો સઘળાનાં મોહમાંથી આફ્રીન અને સ્તુતીના ભેગા' અવાજો નીકળી પડયા. રાસલીલાના દંડવતની આજુબાજુ બે હારમાં નાહનાં નાહનાં ભુલકાંઓ ગોઠવઇને નાચને માટે તૈયાર ઉભાં હતાં. આ બાળકો એટલાં તો નાહનાં અને ખુબસુરત હતાં કે તેઓને પેહાવેલા પોશાકો પ્રમાણે તેઓ ખરેજ મીનોઇ જેહાનના ફીરેસ્તાઓ નીચે ઉતરી આવ્યા હોય એમ દીસતાં હતાં. છોકરાઓને કૃષ્ણના લેબાશમાં સુંદર જરીના પોશાકો પેહાનેલા હતા. જ્યારે છોકરીઓ ગોપીના વેશમાં સફેદ જરદાર ઝભાઓમાં સજ થયલી હતી. તેઓના કપાળ ઉપરનાં ગુલાબી તાજો તેઓની સુંદરતામાં ઓરબી વધારો કરતાં હતાં. જેવાં સર્વ પરોણાઓ ત્યાં આવી લાગ્યાં કે પાછાં અણદીઠ વાંસલીઓનાં મધુર સુરોના અવાજ વચે એ રાસલીલાનો નાચ શરૂ થયો.

આ નાચ જેમ સર્વ પરોણાઓ તેમજ હું પણ એકાગ્રહ જોવા ઉભો. શું તે બચાંઓની નાજોઅદા, શું તેઓની ગુંઠણી, શું તેઓનાં દાંડયાની તાલ, પગના અંગુઠાનો ઠેકો, અને સુંદર સુરીલાં કોમળ ગલાંની રાગણીથી સર્વ તમાશગીરોનું ચીત બેફામ બની રહ્યું.

"વાહ ! વાહ ! શાબાશ !" ખોરશેદ જે મારી બાજુમાં ઉભી રહી આ નાચ જોતી હતી તેણી તે ખલાસ થતાંજ તાબડા પાડી બોલી ઉઠી અને તેણીનો પુકાર સર્વ પરોણાઓએ ઉઠાવી લીધો. જે નરમ પડતાંજ તેણી શીહાગુણ તરફ ફરી બોલી:

"નવાબ સાહેબ, આ રમુજ પણ તમારીજ પસંદગીની છે કે? આવાં સુંદર અને કોમળ કૃષ્ણ અને ગોપીઓ તમો કયાંથી પેદા કરી શકયા ?"

તેણીના સવાલના જવાબમાં શીહાગુણ બે કદમ વધી સર્વની હરોલમાં આવી ઉભો અને પોતાનું ફકત ડોકુંજ નમાવ્યું. જેમ કરતાં તેની કાંઇક ચોકકસ ઇશારતથી તે નાચ કરનાર બાળકોએ રાસલીલાના દંડવત ઉપરની રેશમી જાજલો નીચે પાડી પોતાનાં શરીર આસપાસ એવી રીતે લપેટી નાખી કે જાણે તેઓ સઘળાં એકજ હોય એમ લાગ્યાં અને તેમ કરી સઘલાં સંગાથે તુરત પછવાડે આવેલી ઝાડીઓમાં એવી રીતે ભરાઇ ગયાં કે કોઇની પણ નજરે પડયાં નહીં.

"મેહેરબાની કરી તેઓને પાછાં બોલાવો." ખોરશેદે શીહાગુણના હાથ ઉપર પોતાનો હાથ મેલી તેને આજુજી કરતાં કહયું. "હું તેઓ માહેલાં બે ત્રણ સાથ વાત કરવા માગું છું."

"બાનુ, તેમ કરવાથી તમો તેઓને ન છાજતું માન આપી છકાવી મેલશો," તેણે કાંઇક હસીને જવાબ દીધો. "કુળવંતી બાનુઓ સાથ કેમ વરતવું તે તેઓને આવડતું ન હોવાથી એવું માન મલતાંજ તેઓ છલકાઇ જઇ પોતાની જાત બતાવી તોછડાઇથી વરતેછે."

એટલામાં બીબી રોશનચેરાગ બાગને બીજે છેડેથી દોડતી અમો તરફ આવી. "હું તેઓને બધે શોધી આવી પણ તેઓ કેઠેબી નજરે પડતાં નથી. એક પેલા બાવા ભાખરા જેવા છોકરાના ગુલાબી ગાલ ઉપર હું ચુમી લેવાની મતલબથી તેની પછવાડે ખુબ દોડી, પણ તે સઘળાં જાણે ધરતીમાં ગરક થયાં હોય એમ છુપાઇ બેમાલુમ થઇ ગયાં."

શીહાગુણે પાછું હસી કહયું, "તેઓને શું કરવું તે માટે હુકમ મલી ચુકયો હતો, તેમજ તેઓને તેઓની જગ્યા બરાબર ખબર છે."

આ વખતે સુર્ય જે હવે નજદીક અસ્ત પામવા આવ્યો હતો તેની ઉપર એક કાલી વાદલી ચઢી આવી બધે અંધકાર પાંદરી નાખ્યો અને આકાશમાં ગગડાત થઇ આકાશવાણીની ગર્જના થઇ. સર્વ પરોણાઓના ચેહેરા ફીકા મારી ગયા અને સર્વેએ આકાશ ભણી નજર ફેંકી. પણ તુરતજ પાછો સુર્ય ખુલો થઇ સઘળે ઠેકાણે રોશણી વ્યાપી રહી અને આ તુફાની વાદલીની કોઇએ કાંઇ દરકાર કીધી નહીં.

પરોણાઓ હવે પોતપોતાના ઓળખીતાં પાળખીતાંઓ સાથ ખુશ ગુફતેગોમાં પડ્યાં, જે ટકનો લાભ લઇ મેં ખોરશેદને મારા બાગની સીમા આગલથી વહી જતી મુલામુતા નદીના એક ફાંટાને કીનારે હવા ખાવા મારી સાથ આવવા અરજ કીધી. જે તેણીએ ખુશીથી સ્વીકારતાં અમો બેઉ જણે ત્યાંનો રસ્તો લીધો, અને જરા વારમાં ઝાડોની એક એકાંત ઘટા નીચે ગોઠવેલા એક બાંક ઉપર જઇ બેઠાં.

આ એકાંત જગા ઉપર બે આશુક માશુકનાં જોડાંના ચેનચાલા કેવા હોય? મેં તુરતજ મારા હાથો તેણીની આસપાસ વીંટાલ્યા અને તેણીને મારી ગોદમાં દાબી હેતથી પુછ્યું:—

"વહાલી, બોલ કે હજીબી પ્યાર શું છે તે તું જાણે છે કે નહીં?"

તેણીએ મારી તરફ તેજ કામી ચશમોથી ટીકીને જોયું. જે તેણીના ચેહરા ઉપરના ફેરફારથી હું ચોંકયો.

"હા, હું જાણું છું," તેણીએ મેં વકી રાખવાથી ઉલતોજ જવાબ દીધો.

"તું જાણે છે?" હું હવે આતુરતાથી તેણીના ઉસકેરાવલા ચેહરા તરફ ટીકીને બોલ્યો, "અને તે તું કેમ શાખી?"

તેણી શરમથી લાલચોળ બની ગઇ પછી ફીકી પડી મને બીહક અને ધાસ્તીથી વળગી પડી.

"ઘણાજ અજબ સંજોગો વચે" તેણીએ કહયું, "અને વળી બહુજ ટુંકા વખતમાં. એ શીખવાનું ઘણુંજ સેહલું હતું. અલી, એ જાણવું બહુ સેહલ છે અને એ હું કેમ શીખી તે તું જો જાણવા માંગતો હોય તો હું તને કહીશ–પણ હમણાં નહીં. કોઇ બીજી વખત આપણે પરણ્યા પછી હું તે તને કહીશ." એટલું બોલી તેણી હસી પડી. પણ મને લાગ્યું કે તે ફકત હસવાના ઢોંગ કરતી હતી. જરાવારમાં તેણીએ આજુબાજુ બીહકની મારી નજર ફેંકી અને પછી મારે ગળે વળગી પડી. તેણીએ પોતાના જોબનના આવેશમાં મને એવી તો બગલગીરી કીધી કે મારૂં જીગર તામશી બની મારૂં મગજ મીઠા પ્યારના શરાબની આ લંપટમાં ફરવા લાગ્યું.

"ખોરશેદ, પ્યારી, પ્યારી ખોરશેદ, મારાં જીગર, મારાં જાન, ત્યારે આખરે તું મને ચાહે છે." હું તેણીને વળગી રહી બોલ્યો.

"ચુપ! ચુપ!!" તેણીએ બહુજ ધીરેથી અને ગંભીરતાથી કહયું. "આ મારી ગોદ ભુલી જાવો–મારે એમ નહીં કરવું હતું. મને ભાનજ નહીં રહયું, હું તો કાંઇ બીજાનોજ ખ્યાલ કરતી હતી. ઓ અલી," તેણીએ મારા હાથ પોતાના નાજુક કરોમાં મજબુત પકડી દાબી રાખતાં કહયું, "હું ઇચ્છું છું કે પ્યાર શું ચીજ છે તે હું કદી શીખીજ નહીં હતે, કારણ હું તે શીખી તે આગમજ વધુ સુખી હતી." એટલું બોલતાં તેણી ઉશકેરાઇ આવી. તેણીનાં ભવાં ઉપર ગુસ્સાની આગનો ચીલો ચઢયો અને તેણી હવે દમ ખાયા વગર બોલવા લાગી.

"હવે હું પ્યારની આરજુમંદ બની છું. હું પ્યારને માટે હવેરીબાવરી બની ગઇ છું. અઠાગ અગાધ પ્યારના બોજા હેઠલ કચડાઇ જવા, તેમાં ડુબી મરવા, તેની લંપટમાં લપટાઇ ગુંગલાઇ મરવા હવે હું તામશી બની છું; અને એવા જીગરતોડ પ્યાર સીવાય હું બીજા કશાંથી સંતોષ પામીશ નહીં."

મેં તેણીને મારી ગોદમાં વધુ દાબી અને કહયું; "પ્યારી ખોરશેદ, મેં તને કહયું નહીં હતું કે તું જરૂર બદલાઇ જશે? પ્યાર તરફની તારી બેદીલી અને હેમાકાત અકુદરતી હતી, અને તે નીભશે નહીં એ સઘળું હું અસલથીજ જાણતો હતો."

"તું જાણતો હતો," તેણીએ કાંઇક તુચ્છકારથી કહયું. "પણ હાલ મને શું થયું છે તે તું જાણતો નથી, અને હાલ હું તને તે કેહવાની પણ નથી. જો અલી, આ સુંદર ફુલ જેટલું નીરદોશ છે એટલી નીરદોશ હું એક

વખત આજ મેહલમાં રમતી હતી. પ્યારનો મને બાશ કે ખ્યાલ વટીક નહતો.' પણ આજે હુ તેવી નથી. હું ચાહું છું કે હું પાછી તેવી થાઉં–કારણ હું આજે તેવી નથી."

"તું આજે સુંદરતા અને મીઠાસમાં પુર્ણ મધુરી છે," મેં કહયું.

"ખરૂં, તને એમ લાગે છે; પણ તેમ નથી. તને તારી મોહરદારની ખુબસુરતી ઉપર સંતોશ હોવાથી તું મને પુર્ણ ગણે છે, પણ હું નીરદોશ નથી. અરે! જે પ્યાર મારાં જીગરને કોતરી ખાય છે તે પ્યારથી—"

"કેવો?" મેં તેણીને અટકાવી કહયું. "તું બોલે તે અગાઉજ હું તને કહું છું કે તે પ્યાર કેવો સાચો અને એક વફાદાર ઓરતને જેબ દે તેવો મધુર પણ પાકો છે."

તેણી જરા વાર ચુપ રહી વીચારમાં પડી અને પછી હસીને બોલી :

"જો તું જાણે છે તો પછી મને વધું લંબાણ ખોલાસામાં ઉતરવાની કાંઇ અગત નથી. પણ ચાલો. હવે આપણે પાછા મેહલમાં જઇએ, નહીં તો આજની સુધરેલી શરીનો, કોમલાંગી ફુલસમો, અને નીંદાખોર નંદકોર બાઇઓ નાંખના ટીચકાં ચઢાવી કેહશે કે ઘરધણી પોતાની મોહરદાર સાથ એકલો બાગમાં લટાર મારવા ઉતરી પડયો છે."

"પણ તેવી કોઇ ઓરત અહીં નથી." મેં કહયું. "અહીં તો સર્વ ખાનદાની ઓરતો ભેગી મલી છે જેઓ છુટાપણાની હીમાયતીઓ છે. ફકત એકજ ઓરતની ગેર-હાજરી માટે હું દલગીર છું અને તે આપણી પડોસણ મદન સારિકા ચંદ્રસેન છે."

"તમો તેણીને ઓલખો છો કે? અને તેણી તમને ગમે છે કે?"

"હા. હું અને શીહાગુણ તેણીને મલવા ગયા હતા. તેણી ઘણી મલતાવડા સ્વભાવની, હસમુખી અને હુશીયાર ઓરત છે."

"અને તમારા મીત્ર શીહાગુણ...તે... તેણીને માટે શું કહે છે."

"શીહાગુણ! તેતો તેણીની ઉપર મરી મીટે છે. બીજી બધી ઓરતો કરતાં તે તેણીને વધારે પસંદ કરે છે અને તેણીને અસાધારણ માન આપે છે. પણ તને શું થયું? ઠંડી લાગે છે કે?" તેણીને ધ્રુજતાં જોઇ મેં કહયું "ચાલ આપણે બંગલામાં જઇએ."

"હા–અહીં ઠંડક ઘણી છે," તેણીએ ઉદાસીથી જવાબ દીધો. "ત્યારે એ તમારો મીત્ર–ઓરતોને ધીક્કારનાર–પણ એ ઓરતમાં વખાણવા લાયક કાંઇ જોય છે!"

આ પ્રમાણે વાત કરતાં અમો બંગલામાં આવી પુગાં જ્યાં હવે ખાણીપીતીની અને નાચ રંગની બીજી ગોઠવણો ચાલુ થઇ રહી હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

અંધારૂં થતાંજ વળી પાછા નવાજ નવ જુવાન નોકરના છોકરાઓ બંગલા મધેથી નીકળી આવ્યા અને એક કામ ચલાઉ ઉભાં કીધેલાં નાટકાસન ઉપર જે મુખ્ય નાટક ભજી બતાવવામાં આવનાર હતો તેને લગતી વીગતો-ના સુંદર ગીલીટવાળા અને ભરતદાર કારડો નમી નમીને સર્વ પરોણાઓમાં વેંહચી ગયા.

તુરતજ પરોણાઓની ધમાલ મોહટા દીવાનખાના તરફ પડી અને સઘળાઓ સરસા જગા મેળવવાની જંજાલમાં એકમેકને ધક્ મુકી કરવા પડયાં. હું પણ આ ગાદરયા પ્રવા-હમાં સામેલ થઇ મારી ખુબસુરત માહબુબને પેહલી જગા આપવા માટેની સુજાહેમત કરવા પડયો, પણ દીવાનખાનામાં દાખલ થતાંજ અમારી ખાતરી થઇ કે સર્વ પરોણાઓને માટે બહુજ સારી, મોકલાસવાલી અને સઘલે ઠેકાણેથી દીસે એવી જગાઓ ગોઠવી મેલી હતી. બેઠક લીધા પછી સઘળાંઓએ પોતાના હાથ માહેલા સુચી પત્રકો વાંચવા માંડયા.

જે આઠ દેખાવો દેખાડવામાં આવનાર હતા તેઓના નામ આ પ્રમાણે અસલ્યાત દેખાડનારાં અને કાંઇક ભેદી હતાં. તે નામો 'સંસાર,' 'દલેરીઃ અસલી અને નકલી,' 'એક ભુલો પડેલો ફીરેસ્તો,' 'જુલમગાર,' 'દોઝખનું એક ખુણું,' 'બદીનાં બીજ,' 'પાસાનો સોદો,' 'ઇમાન અને દેહાત્યવાદ." કરી હતાં.

બપોરથીજ છુપાં વાજીંત્રોના શરોદો અમો સાંભલતા હતા તેની ખરી ખુબી હવેજ જણાવા લાગી. આ વાજીંત્રોનાં સુંદર ધીમાં શરોદોએ અમને મુગાં અને શાંત બનાવી દીધાં. ના સંભલાયો સુંદર નાજનીનોના હાથ ઉપર ચુંબન કરતી સોના અને મોતીની રાવ ફુલો સાથ, કાચના ચીતલોનો અવાજ, કે ના સંભલાયો રૂપસુંદર કુમારીકાઓની સાલુડી કે જભાઓના રેશમનો કરકરતો ગણગણાત, નહીં અમારે કાણે પડયું કોઇ નાજનીનનું ધીમું હસવું કે જવાન મજનુંનોની તે હુર સમાન લૈલાઓની ધીમી તારીફોનાં બ્યાન. એ સઘળા મંડળીના અવાજોને બદલે અમો સઘળા એકાગ્ર ચીતે બીનના શુરીલાં શુરો અને તંબુરા અને સારંગીના ભેગાં મધુર અવાજો સાંભળી મુંગાં બેઠાં, જાણે એ ગાણતાણે અમારૂં ચીત ચીતી લીધું હતું.

હજીતો એ મધુર ગાયણની કેફમાંથી સજાગૃત થઇ અમો તે અણદીઠ વજાડનારાંઓને તાલીઓથી વધાવી લઇએ તે અગાઉ આખું દીવાનખાનું ભેગાં વાજીંત્રોના શરોદોથી ગાજી રહયું અને તેજ વખતે એક જીનો ગાંટ વાગી પેલો ચશમાઇનો પરદો વચમાંથી બે ભાગમાં ખસી ગયો અને મુગ્ધ ખેલનો પહેલો ભાગ 'સંસાર'નો દેખાવ શરૂ થયો. એક સુંદર મનમોહન નાર સોનેરી કસબથી ભરેલો નાજુક જીનો જભો પહેરી ઉભી હતી. તેણીએ માથાં ઉપર હીરા અને માણેક જડીત એક સોનેરી તાજ પેહેરેલું હતું. જ્યારે તેણીની છાતી ઉપરથી પણ એ કીંમતી પથરોના ચાનો લટકી જોનારની આંખને ચમકાવતા હતા. સીધી સરોવર જેવી તેણી પોતાનું માથું ટેકમાં ઉંચું ધરી હસતી ઉભી હતી. હાથમાં શરાબ કે શરબતનો એક પ્યાલો ધરી તે તેણી જાણે પીવાની તૈયારીમાં દીસતી. તેણીની પછવાડે તેણીના જભાની કીનારી પોતાનાં બે આંગળાંની ચમતીમાં પકડી એક ભીખારી વેશની, દાચાં બેઠેલી, અને ભુખે મરી રહેલી ઓરત ગુંઢણે મંડયે પડી તેણીની આજીજી કરતી દીસતી હતી—જયારે તે ઓરતની નજદીકમાંજ ભુખમરાથી તવાઇ મરણ પામેલું એક બાળક પડયું હતું. પણ આ ત્રણેને ધાંકી નાખે એવા બે મોહટા આકારો તેઓની પછવાડે ઉભેલા હતા. એક પગથી માથા શુધી કીરમજી જભો પેહી પેલી જુવાનીના બહારમાં અને આ દુન્યાની દોલત માયામાં દયાહીન ભાન ભુલી થયલી ઓરતના માથા ઉપરથી તેનું તાજ જુટવી લેવાની મકસદથી પોતાનો દસ્ત લંબાવી ઉભો હતો. જયારે બીજો તેની બીજી બાજુએ તદન કાલા શીહા પોશાગમાં પીલટન જેવો પોતાનો હાથ ઉંચો કરી તે નાજનીનનાં જીગરમાં પોતાના હાથમાં પકડેલું તેજદાર ખંજર ચલાવી તેની જાહોજલાલીમાં પણ તેને મોહતનો પેગામ પુગાડતો હોય એમ દીસતો ઉભો હતો. આ ખરેજ ગંભીર પણ ભ્યાનક દેખાવથી સર્વ તમાશગીરોની છાતી બંધ પડી ગઇ. તે દેખાવે દરેકના જીગર ઉપર અસર કીધી. કોઇ કાંઇ બોલી શકયું નહીં અને જયારે પરદો પડયો ત્યારે સર્વએ છુટકારાનો એક દમ ખેંચ્યો.

પરદો પાછો ઉંઘડતાં બીજો દેખાવ "દલેરીઃ અસલી અને નકલી"નો દેખાવ રજુ કરવામાં આવ્યો. આ દેખાવ બે ભાગમાં વેંહેચી નાખવામાં આવ્યો હતો. પહેલા ભાગમાં એક કદાવર જોરમંદ બાંધાનો શખસ તેવાજ જોરમંદ પણ બદમાશ દેખાવના એક બીજા શખસને ભોંય ઉપર પટકી તેને જેરબંધ મારતો હતો, જયારે દુરથી એક ધભરાયલી

નાજનીન જેને પેલા બદમાશે અપમાન કીધેલું લાગતું હતું તે ગભરાત અને શરમની મારી ચાલી જતી હતી. બીજા ભાગમાં આજના જમાનાનો એક જુવાન એશકો સખસ લાંબો તારસુર્યા જેવો અને વાંસળી જેવો પટલો, એક સીપાઇની પનાહ માગતો ઉભો રહી પોતાનાજ જેવા એક બીજા ચુલબુલ્યાને પકડવાની ઇશારત કરતો હતો. જ્યારે પેલો બીજો જવાન પણ સીપાઇદાદાને જોઇ દુરથીજ વતેણા વાવી જવાની વેતરણમાં જણાતો હતો. આજના જુવાનીયાઓનો આ આબેહુબ દેખાવ જોઇ સર્વ કોઇ હસી પડયું અને પહેલા દેખાવથી જે ગંભીર ચુપકીદી પંદરાઇ રહી હતી તે તુટી ગઇ.

ત્રીજો દેખાવ "એક ભુલા પડેલા ફીરેસ્તા"નો હતો. આ દેખાવમાં એક બાદશાહી મેહલનું આરાસ્તા કીધેલું દીવાનખાનું દેખાડવામાં આવ્યું હતું. ત્યાં સર્વ દરબારીઓ, અમીર ઉમરાવો વગેરે પોતાના દરબારી ભપકા ભર્યા પોશાગોમાં સજ થઇ એકમેક સાથ પોતાનીજ ગુફતેગોમાં એટલા તો મશગુલ થઇ ગયા હતા કે તેઓની વચમાં અહીંતહીં ફરતી સુધ સફેદ લીબાશમાં સજ થયલી અને પોતાની પાંખો ઉપર આઠમતા અરધા સુરજની રૂમાલ લઇ ફરતી ફીરેસ્તાની એક સુરતીની કોઇ દરકારબી કરતું ન હતું. આ ફરવરશી ઉદાસ અને આરજુમંદ ચહેરે અહીંતહીં ફરી જાણે લોકોને પુછતી હતી કે "હું અહીં છું એટલુંબી તમને ભાન છે કે?"

આ દેખાવ જોઇ મારાં જીગરમાંથી ખુદરતી હાયનો એક નીસાસો નીકળી પડયો, કારણ મને આ ભુલી પડેલી ફરવરશી મદન સારીકા ચંદ્રસેન જેવી લાગી. ખોરશેદ જે મારી પાસેજ બેઠી હતી તેણીએ મારીગમ અજાયબીથી જોઇ પુછયું, "તમે કેમ હાય મારો છો? આજના કેળવણીના વખતમાં ફરેસ્તા અને સેહનાનોની હસતી કોણ માને છે?"

આ સાંભલી હું ચુપ બેઠો. કારણ મને લાગ્યું કે જો કે હું પોતે તો તેણીનાં મતને મલતો થતો હતો, પરંતુ તેણી જો પોતાના મહજબ અને તે અસ્લાહુતાલાની હસતી માણતી હતે તો હું વધારે ખુશી થતે.

ચોથો દેખાવ "જુલમગાર"નો હતો. આ દેખાવમાં એક દબદબા ભરેલાં દીવાનખાનામાં એક ઉંચા તખત ઉપર એક પાદશાહ બેઠો હતો. આજુબાજુ તેના સલાહકારો અને દરબારીઓ ચુપચુપ બેઠા હતા, જ્યારે તે પાદશાહના તખત નજદીક ભુખે મરતી અને કંગાલ્યતમાં રીબતી રૈયતનાં લોક ગુડણ મંડીએ પડી, પોતાની અરજ સાંભળવા તેને આંસું ભરી આંખોએ મીનત ગુજારી કરતાં હતાં. પણ તે જુલમગાર જુલમી પોતાની રૈયતની દાદ ન ચાહતાં પોતાના એક સલાહકારની વાત ઉપર વધુ ધ્યાન આપતો જણાતો હતો, જે દગાબાજ સલાહકાર દોસતીના સાણા હેઠળ તે બાદશાહને બેરહ્મ નીવડી તેની જીંદગી લેવા માટે એક તેજદાર ખંજર પોતાના હાથમાં છુપાવી બેઠો હતો.

આ કયા જુલમગાર બાદશાહનો ચીતાર હતો તે વીશે હજી તો અમો ટીકા કરીએ છીએ તેટલાં પરદો પાછો ઉંચડયો અને અમો અજાયબી અને બીહકથી મુગાં મંતર બની 'દોજખનું એક ખુણું' જોવા પડયાં. નામ પ્રમાણે તો અમોએ કાંઇ જુદોજ દેખાવ જોવાની આશા રાખી હતી જે ખોટી પડી. એક ઉંડા અને અંધારા ગુફામાં એક આદમનો આકાર બેઠેલો નજરે પડતો હતો. આ ગુફામાં ઉપરથી બરફ ધીમું ધીમું પડતું હતું, જ્યારે પાતાલમાંથી જરા જરા વારે આગના સોહલા ઉઠી આ અંધારા ગુફાને ઉજાસદાર બનાવતા હતા. પેલો આદમ બેઠો બેઠો સોનાના સીકાઓ ગણતો હતો પણ અજબ જેવું તો એ હતું કે જેવો દરેક સીકો તેના હાથમાંથી નીચે પડતો કે તે તુરત આગના એક સોહલામાં ફેરવાઇ જતો—અને હવેજ અમને આ દેખાવનો તમામ ભરમ સમજ પડયો.

જે આઠ દેખાવો દેખાડવામાં આવનાર હતા તેઓના નામ આ પ્રમાણે અસલ્યાત દેખાડનારાં અને કાંઇક ભેદી હતાં. તે નામો 'સંસાર,' 'દલેરી: અસલી અને નકલી,' 'એક ભુલો પડેલો ફીરેસ્તો,' 'જુલમગાર,' 'દોઝખનું એક ખુણું,' 'બદીનાં બીજ,' 'પાસાનો સોદો,' 'ઇમાન અને દેહાત્યવાદ." કરી હતાં.

બપોરથીજ છુપાં વાજીંત્રોના શરોદો અમો સાંભલતા હતા તેની ખરી ખુબી હવેજ જણાવા લાગી. આ વાજીંત્રોનાં સુંદર ધીમાં શરોદોએ અમને મુગાં અને શાંત બનાવી દીધાં. ના સંભલાયો સુંદર નાજનીનોના હાથ ઉપર ચુંબન કરતી સોના અને મોતીની રાય ફુલો સાથ કાચના ચીતલોનો અવાજ, કે ના સંભલાયો રૂપસુંદર કુમારીકાઓની સાલુડી કે જભાઓના રેશમનો કરકરતો ગણગણાત, નહીં અમારે કાણે પડયું કોઇ નાજનીનનું ધીમું હસવું કે જવાન મજનુંનોની તે હુરે સમાન લૈલાઓની ધીમી તારીફોનાં બ્યાન. એ સઘળા મંડળીના અવાજોને બદલે અમો સઘળા એકાગ્ર ચીતે બીનના શુરીલાં શુરો અને તંબુરા અને સારંગીના ભેગાં મધુર અવાજો સાંભળી મુંગાં બેઠાં, જાણે એ ગાણુતાણે અમારૂં ચીત ચીતી લીધું હતું.

હજીતો એ મધુર ગાયણની કેફમાંથી સજાગૃત થઇ અમો તે અણદીઠ વજાડનારાંઓને તાલીઓથી વધાવી લઇએ તે અગાઉ આખું દીવાનખાનું ભેગાં વાજીંત્રોના શરોદોથી ગાજી રહયું અને તેજ વખતે એક જીનો ગાંટ વાગી પેલો ચશમાખનો પરદો વચમાંથી બે ભાગમાં ખસી ગયો અને મુગ્ધ ખેલનો પહેલો ભાગ 'સંસાર'નો દેખાવ શરૂ થયો. એક સુંદર મનમોહન નાર સોનેરી કસબથી ભરેલો નાજુક જીનો જભો પહેરી ઉભી હતી. તેણીએ માથાં ઉપર હીરા અને માણેક જડીત એક સોનેરી તાજ પેહેલું હતું. જ્યારે તેણીની છાતી ઉપરથી પણ એ કીંમતી 'પથરેના ચાનો લટકી જોનારની' આંખને ચમકાવતા હતા. સીધી સરોવર જેવી તેણી પોતાનું માથું ટેકમાં ઉંચું ધરી હસતી ઉભી હતી. હાથમાં શરાબ કે શરબતનો એક પ્યાલો ધરી તે તેણી જાણે પીવાની તૈયારીમાં દીસતી. તેણીની પછવાડે તેણીના જભાની કીનારી પોતાનાં બે આંગળાંની ચમતીમાં પકડી એક ભીખારી વેશની, દાચાં બેઠેલી, અને ભુખે મરી રહેલી ઓરત ગુંઠણ મંડયે પડી તેણીની આજીજી કરતી દીસતી હતી—જ્યારે તે ઓરતની નજદીકમાંજ ભુખમરાથી તવાઇ મરણ પામેલું એક બાળક પડયું હતું. પણ આ ત્રણેને ધાંકી નાખે એવા બે મોહટા આકારો તેઓની પછવાડે ઉભેલા હતા. એક પગથી માથા શુધી કીરમજી જભો પેહેરી પેલી જુવાનીના બહારમાં અને આ દુન્યાની દોલત માયામાં દયાહીન ભાન ભુલી થયલી ઓરતના માથા ઉપરથી તેનું તાજ જુટવી લેવાની મકસદથી પોતાનો દસ્ત લંબાવી ઉભો હતો. જ્યારે બીજો તેની બીજી બાજુએ તદન કાલા શીહા પોશાગમાં પીલટન જેવો પોતાનો હાથ ઉંચો કરી તે નાજનીનનાં જીગરમાં પોતાના હાથમાં પકડેલું તેજદાર ખંજર ચલાવી તેની જાહોજલાલીમાં પણ તેને મોહતનો પેગામ પુગાડતો હોય એમ દીસતો ઉભો હતો. આ ખરેજ ગંભીર પણ બ્યાનક દેખાવથી સર્વે તમાશગીરોની છાતી બંધ પડી ગઇ. તે દેખાવે દરેકના જીગર ઉપર અસર કીધી. કોઇ કાંઇ બોલી શકયું નહીં અને જ્યારે પરડો પડયો ત્યારે સર્વેએ છુટકારાનો એક દમ ખેંચ્યો.

પરદો પાછો ઉંઘડતાં બીજો દેખાવ "દલેરી: અસલી અને નકલી"નો દેખાવ રજુ કરવામાં આવ્યો. આ દેખાવ બે ભાગમાં વેંહેચી નાખવામાં આવ્યો હતો. પહેલા ભાગમાં એક કદાવર જોરમંદ બાંધાનો શખસ તેવાજ જોરમંદ પણ બદમાશ દેખાવના એક બીજા શખસને ભોંય ઉપર પટકી તેને જેરબંધ મારતો હતો, જ્યારે દુરથી એક ઘભરાયલી

નાજનીન જેને પેલા બદમાશે અપમાન કીધેલું લાગતું હતું તે ગભરાત અને શરમની મારી ચાલી જતી હતી. બીજા ભાગમાં આજના જમાનાનો એક જુવાન એશકી સખસ લાંબો તારસુરર્યા જેવો અને વાંસળી જેવો પટલો, એક સીપાઇની પનાહ માગતો ઉભો રહી પોતાનાજ જેવા એક બીજા ચુલબુલ્યાને પકડવાની ઇશારત કરતો હતો. જ્યારે પેલો બીજો જવાન પણ સીપાઇદાદાને જોઇ દુરથીજ વતેણા વાવી જવાની વેતરણમાં જણાતો હતો. આજના જુવાન્યાઓનો આ આબેહુબ દેખાવ જોઇ સર્વ કોઇ હસી પડયું અને પહેલા દેખાવથી જે ગંભીર ચુપકીદી પંદરાઇ રહી હતી તે તુટી ગઇ.

ત્રીજો દેખાવ "એક ભુલા પડેલા ફીરેસ્તા"નો હતો. આ દેખાવમાં એક બાદશાહી મેહલનું આરાસ્તા કીધેલું દીવાનખાનું દેખાડવામાં આવ્યું હતું. ત્યાં સર્વે દરબારીઓ, અમીર ઉમરાવો વગેરે પોતાના દરબારી ભપકા ભર્યા પોશાગોમાં સજ થઇ એકમેક સાથ પોતાનીજ ગુફતેગોમાં એટલા તો મશગુલ થઇ ગયા હતા કે તેઓની વચમાં અહીંતહીં ફરતી સુધ સફેદ લીબાશમાં સજ થયલી અને પોતાની પાંખો ઉપર આઠમતા અરધા સુરજની રજાલ લઇ ફરતી ફીરેસ્તાની એક મુરતીની કોઇ દરકારબી કરતું ન હતું. આ ફરવરશી ઉદાસ અને આરજુમંદ ચહેરે અહીંતહીં ફરી જાણે લોકોને પુંછતી હતી કે "હું અહીં છું એટલુંબી તમને ભાન છે કે?"

આ દેખાવ જોઇ મારાં જીગરમાંથી ખુદરતી હાયનો એક નીસાસો નીકળી પડયો, કારણ મને આ ભુલી પડેલી ફરવરશી મદન સારીકા ચંદ્રસેન જેવી લાગી. ખોરશેદ જે મારી પાસેજ બેઠી હતી તેણીએ મારીગમ અજાયબીથી જોઇ પુછયું, "તમે કેમ હાય મારો છો? આજના કેળવણીના વખતમાં ફરેસ્તા અને સેહતાનોની હસતી કોણ માને છે?"

આ સાંભલી હું ચુપ બેઠો. કારણ મને લાગ્યું કે જો કે હું પોતે તો તેણીનાં મતને મલતો થતો હતો, પરંતુ તેણી જો પોતાના મઝ-હબ અને તે અલ્લાહતાલાની હસતી માણતી હતે તો હું વધારે ખુશી થતે.

ચોઠો દેખાવ "જુલમગાર"નો હતો. આ દેખાવમાં એક દબદબા ભરેલાં દીવાનખાનામાં એક ઉંચા તખત ઉપર એક પાદશાહ બેઠો હતો. આજુબાજુ તેના સલાહકારો અને દરબારીઓ ચુપચુપ બેઠા હતા, જ્યારે તે પાદશાહના તખત નજદીક ભુખે મરતી અને કંગાલ્યતમાં રીબતી રૈયતનાં લોક ગુઠણ મંડીએ પડી, પોતાની અરજ સાંભળવા તેને આંસું ભરી આંખોએ મીનત ગુજારી કરતાં હતાં. પણ તે જુલમગાર જુલમી પોતાની રૈયતની દાદ ન ચાહતાં પોતાના એક સલાહકારની વાત ઉપર વધુ ધ્યાન આપતો જણાતો હતો, જે દગાબાજ સલાહકાર દોસતીના સાલા હેઠળ તે બાદશાહને બેવફા નીવડી તેની જીંદગી લેવા માટે એક તેજદાર ખંજર પોતાના હાથમાં છુપાવી બેઠો હતો.

આ કયા જુલમગાર બાદશાહનો ચીતાર હતો તે વીશે હજી તો અમો ટીકા કરીએ છીએ તેટલાં પરદો પાછો ઉંઘડયો અને અમો અજાયબી અને બીહકથી મુગાં મંતર બની 'દોજખનું એક ખુણ' જોવા પડયાં. નામ પ્રમાણે તો અમોએ કાંઇ જુદોજ દેખાવ જોવાની આશા રાખી હતી જે ખોટી પડી. એક કંડા અને અંધારા ગુફામાં એક આદમનો આકાર બેઠેલો નજરે પડતો હતો. આ ગુફામાં ઉપરથી બરફ ધીમું ધીમું પડતું હતું, જ્યારે પાતાલમાંથી જરા જરા વારે આગના સોહલા ઉઠી આ અંધારા ગુફાને ઉજાસદાર બનાવતા હતા. પેલો આદમ બેઠો બેઠો સોનાના સીકાઓ ગણતો હતો પણ અજબ જેવું તો એ હતું કે જેવો દરેક સીકો તેના હાથમાંથી નીચે પડતો કે તે તુરત આગના એક સોહલામાં ફેરવાઇ જતો-અને હવેજ અમને આ દેખાવનો તમામ ભરમ સમજ પડયો.

પૈસાની પુજા કરનાર આદમ પોતાને હાથેજ પોતાને બાલી ભશમ કરનાર આગ પેદા કરે છે તે આ દેખાવે શીધ્ર કરી આપ્યું.

'બદીનાં બીજ' વાળો દેખાવ પણ આજના જમાનાને આબાદ લાગુ પડતો હતો. પોતાના સુવાના ઓરડામાં જુવાનીના બાહારમાં આવતી એક કુમારીકા પોતાનાં બીછાનાં ઉપર પડી એક નીતીભ્રષ્ટ ચોપડી વાંચતી હતી, જે ચોપડીનું તથા તેના લખનારનું નામ પ્રગટ દીસતું હતું. પાસે એક ટેબલ ઉપર તેવીજ કીસમની અને તેવાજ લખનારાઓથી લખાયલી વારતાઓનાં પુસ્તકો હારેબંધ નામો વંચાય એવી રીતે ગોઠવેલાં હતાં.

"કેવી હુલરાઇ!" મારી પછવાડે બેઠેલાં એક બાનુંએ કહયું, "જો આ બધા લખનારાઓમાંથી થોડાકબી અહીં હશે તો તેઓને કેવું લાગતું હશે."

"તેઓને એની થોડીજ દરકાર છે." તેણીની પાસેના પાડોસીએ જવાબ આપ્યો, "તેઓને તો મફતની જાહેર ખબર મળી છે."

ખોરશેદની ઉપર આ દેખાવથી જુદીજ અસર થઇ. તેણી ફીકી પડી જઇ રડમસ આંખોએ બોલી, "અલી, આ દેખાવ બીલકુલ ખરો છે."

મેં એનો કાંઇ જવાબ દીધો નહીં. તેણી શું મતલબથી બોલતી હતી તે હું જાણતો હતો, પણ મને થોડીજ ખબર હતી કે એવાં બદગુમાન વાંચણો વાંચવાથી 'બદીના બીજે' તેણીમાં કેટલું ઘર કીધું હતું અને તેનાં કેવાં કડવાં ફળો મને ચાખવાં પડશે.

"પાસાના સોદા'વાલા દેખાવમાં એક દીવાનીખાનામાં આઠ દસ મરદો એક ટેબલ ઉપર બેસી જુગાર રમતા જણાયા. જરા વારમાં તેઓ માંહેલો એક હેવાન્યત દેખાવનો અને જે બદમાશીમાં પુર દીસતો હતો તે પોતાની થયલી જીતના જોમમાં ઉભો થઇ સામે ઉભેલી એક ખુબસુરત નાજનીન તરફ પોતાનો હાથ લંબાવી પોતાના, સાથીઓને પોતે જીતેલી બાજીનું મુલ દેખાડતો જણાયો. આ નાજનીનને કસબી જડાવ જડીત એક ઠાંભલા સાથ બાંધેલી હતી. તેણીનાં દીલમાં પરણવા જતી એક સકુમારીકા મીશાલ શુધ્ધ સફેદ પોશાક સજેલો હતો. તેણીના હાથો હીરા જડીત સોનેરી સાંકલોથી સીકડવામાં આવ્યા હતા. કમર આગળથી તેણીને તે ઠાંભલા સાથ અણમોલ મોતીઓની હારથી બાંધવામાં આવી હતી. ગળામાં તેણીને એક પનો પેહેરાવી તે પેલા ઠાંભલા સાથ બંધ કરવામાં આવ્યો હતો, જે પતામાં બરમાહના લાલો ચકચક થતાં હતાં. તે ઓરત પોતાની આવી બંદીવાન હાલત છતાં પોતાને કેદ કરનારાઓ તરફ દમામ, તીરસ્કાર અને આપઅખત્યારીથી જોતી ઉભી હતી—ફકત તેણીની તેજદાર ચશમોજ પોતાની આવી પરઆધીન હાલત માટે શરમ અને ધીકકાર જાહેર કરતાં હતાં. પેલા જુગારીના સાથીઓ તેની આ જીત માટે અદેખાઇ, લંપટ, બેદરકારી કે આપ મતલબની જુદી જુદી નીશાનીઓ દરશાવતા તેની આજુબાજુ ઉભા હતા.

પૈસાની કે હારજીતની બાજીથી ખરીદાયલી આ મોહરદારની હાલત જોઇ મેં તુરતજ ખોરશેદ તરફ નજર ફેંકી. તેણી ફીકી પડી ગઇ હતી ખરી, પણ તે છતાં હસીનેજ તેણીએ મારી ચશમોનો જવાબ દીધો. આથી મને થોડોક સધ્યારો મળ્યો, કારણ તેણીએ તેજ દીવસે મને કહયું હતું કે તેણી 'પ્યાર શું ચીજ છે તે શીખી હતી.'

"ઇમાન અને દેહાતયવાદ"વાળો છેલો દેખાવ હવે તખતા ઉપર રજુ થયો. પેહલાં તો જયાં તમાશબીનો બેઠાં હતાં ત્યાંની બતીઓ બહુજ ધીમી કરી નાખવામાં આવી, જે પછી પરદા ખસાડતાંજ દરયા કીનારાનો દેખાવ અમારી નજરે પડયો. દરયાના ઠાલી જેવા શાંત પાણીઓ ઉપર પુનમના ચંદ્રમાહે પોતાના પુર તેજથી રૂપેરી ચાદર બીછાવી દીધી હતી

આ શાંતી વચ્ચે દરિયાના કિનારા ઉપરથી એક સુંદર મનોહર ઓરત પોતાનાં સાદાં સાચાં એકીનના જોરે ખોદાઈ દરગાહમાં પહોંચવા માટે આકાશી તેજ, ખુશાલી અને આશાવંત ઝીગરે ઉડતી નજરે પડી. તેણીના હાથોએ સોસનનાં નીખાળસ ફુલોની ડાંખલી પોતાનાં ઝીગરસે ચાંપી રાખી હતી. જેમ જેમ તેણી ઉંચે ઉડતી ગઇ તેમ તેમ મધુર ખોદાઇ ગાયનનો મીઠો ધીમો અવાજ નીકલતો ગયો. અઇર્યમન યજદ પોતાની ફુલ ધજા વચે બહાર આવી પોતાનાં મીઠાં ગાયણોથી તેણીને વધાવી લેવા લાગયો. આભ અને ધરતી, બલવાન સાગર કે બેમાલુમ વાતાવરણ સર્વ આ ઉડતી ફ્રવશીને જાણે તેની ધારેલી મુરાદ બર લાવવા મદદ કરતાં હોય એમ લાગયું–જયારે–હજીતો અમો તેને ઉડી પોતાને મથકે પોંહચેલી જોવા આશાભર, ઉલ્લતમંદ થઇ ડોકાં તાણુવા લાગયાં કે–તુરતજ એક મોહટી આકાશી ગર્જનાથી ધરતી ધ્રુજી રહી,–તે સઘલો દેખાવ ફરી સઘલે અંધકાર વ્યાપી રહયો–અને પાહડપેરે ઉછલતા ભ્યાનક મોજાઓના અઠડવાનો અવાજ અમારે કાને પડયો. ચંદ્રમાં જાણે બીહ ધ્રુજીને વાંદળાં પાછળ ભરાઇ સઘળે અંધકાર પંઠરાઇ રહયો. અને જે ગાયનોનો સુંદર હલક અમારે કાને પડતો હતો તે બંધ થઇ ગયો. આ અંધકાર જરાવાર રહી ખુલી ગયો અને તેને બદલે ધીમે ધીમે ઉગતી આકાશી લાલ રોશનીનો પ્રવાહ પ્રસરી રહયો–અને આ પ્રવાહમાં ‘દેહાતયવાદે’ દેખાવ દીધો.–માનસ જાતનું હાડપીંજર અમો સામે સુકાઇને સફેદ થઇ ગયલું પણ હસતું આવી ઉભું! હજીતો અમો આ કમકમાત ઉપજાવે એવા દેખાવ તરફ ધારીને જોઇએ છીએ તેટલાં તે હાડપંજર જમીન ઉપર પડી તુકડે તુકડા થઇ ગયું અને તેના તુકડાઓમાંથી એક લાંબો વલખાતો કીડો ઉભો થઇ અમને જોવા લાગયો. જ્યારે બીજો એક કીડો તે હાડપીંજરના માથાની ખોપરીમાં આંખના એક ગાળામાંથી નીકળી બીજામાં ભરાતો જણાયો. આખા દીવાનખાનામાં ભેગાં થયલાં તમાશગીરોના મોહમાંથી આ કંગાલ દેખાવમાટે નાપસંદગીનો ભેગો અવાજ નીકળ્યો–સર્વ જણ પોતાની જગા ઉપર ઉઠી ઉભાં થયાં–એક જાણીતો માણસ, શાસ્ત્રભયાસી એક વીદવાન તો લોકોને ધકા મારી બહાર નીકળતાં બોલ્યો– “આ દેખાવ બીજાઓને ભલે પસંદ હોય, મને તો એ હેવાન્યત ભરેલો દીસેછે.”

“પણ પંડીત સાહેબ, એતો તમારા પોતાના દરશાવેલા નીયમો મુજબ વાજબી છે” શીહા ગુણે હસીને તેને જવાબ દીધો. “તમોએ પોતે તર્કવીધાથી સીધ કીધુંછે કેની કે ‘ઇમાન’ જેને તમોએ ફીરેસ્તાની પાંખ ઉપર એક અણુદીઠ બેહસ્ત તરફ જતું આ દેખાવમાં જોયું તે હવાઇ ખ્યાલ છે જ્યારે માણસના મરણ પછી તેની મતી તો પ્રથ્વીના કીડાઓનું ઘર થાયછે! અને જો એમજ હોયતો પછી એમાં હેવાન્યતપણું કયાંથી આવ્યું? તમારી શાસ્ત્રવીધા પ્રમાણે તો એજ ખરૂં ઇનસાન્યતપણું છે. અને તે મેં ખામખા તમારા લાભ અર્થેજ સીધ કરી આપ્યુંછે.”

“ભલે તમે મારે ખાતર સીધ કીધું હોય. પણ મને તો ખરેજ સહેતાન્યત ભરેલું લાગેછે.” પેલા વીદવાને જવાબ દીધો.

“હુંતો એમાં હેવાન્યત કે સહેતાન્યત કાંઇ જોતો નથી. તમારા શીખવવા પ્રમાણે માણસનું મરણ નીપજવા પછી તેનું કાંઇ થતું નથી. તેની મીટી કીડાઓ ખાઇ જઇ ખાકસે મેળવેછે અને ફકત મોહેથી બોલી શીખવવા કરતાં દાખલા દલીલથી આ દેખાવમાં સીધ કરી આપવામાં શું ખોટું છે? માણસ જાત ફકત તર્કથી એમ માણે કે તેનું શરીર મરણ પામવા પછી નાશ પામેછે તો તે કેવી રીતે નાશ પામેછે તેનો કુદરતી દેખાવ જોવામાં એટલું બધું તે શું હેવાન્યત કે સહેતાન્યતપણું આવી ગયું?”

"એ દેખાવ કાંઇ ઘણો માંગલીક નહોતો એમતો મારે કહેવું જોઇએ" નવાબ જંગીસ-ખાંને હવે વચે પુરાઇ કહયું.

"હતો! કીડાઓને માટે તો તે માંગલીક હતો!" શીહા ગુણે જવાબ દીધો. "પણ હવે એ બીજો નવો દેખાવ જોવા મારી સાથ બાહેર આવો. ચાલો, બીબી રોશનચેરાગ, અલી અને ખોરશેદબાનુ, મારા આગયા કીડા હવે બાહેર રોશની કેમ કરેછે તે તમને દેખાડું."

આ સાંભળી વલી પાછાં બધાં ખુશાલ અને આતુર ચહેરે બહાર બાગમાં નીકળી પડયા.

બાગમાં સઘળે અંધારૂં થવા આવ્યું હતું અને જેવાં અમો બાગમાં નીકળ્યાં કે અસંખ્યાત નાહના છોકરાઓ મસાલચી તરીકે હાથમાં બળતી મસાલો લઇ અહીં તહીં દોડધામ કરી રહયા હતા. તેઓની હીલચાલ ઉતાવળી અને ગરબડ વગરની હતી. વેહલ્યાંઓ મીશાલ તેઓ અહીં તહીં કાંઇપણ અડચણવગર દોડતા કે વાંદરા મીશાલ ચપળાઇથી ઝાડો ઉપર ચઢીજઇ દરેક ઠેકાણે બોલબોલતાં બતી સળગાવી જરા વારમાં આખા મહેલને બતીથી દીપકમાન કરી મેલ્યો. ઉંચા તારો કે ખેડાં ગુલાબના ઝાડો ચંમેલીની વેલો કે આંબાના ઝાડોની દાંખળી દાંખળીએ કે પાંદડે પાંદડે સોભાયમાન અને રંગબેરંગી બતીઓથી જાણે બાગ દીપકમાન થઇ રહયો. જરા વાર રહી આતસબાજીના બાંણો ગુપત જગાઓમાંથી ફુટી આકાશગમ ઉડી ત્યાંથી રંગબેરંગી તારાઓના વરસાદ વરસાવા લાગ્યા. ફુલોના કયારાઓની કીનારો લાલ બલુ રોશનીથી સળગી ઉઠેલી જણાઇ, અને તેં જાણે અધુરૂં હોય તેમ તમાશગીરોની અજાયબી અને અચૂરતી વચે સાતે રંગની રોશનીના ઝહરાઓ ભોંયમાંથી ફુટી નીકળી આસમાનસે વાત કરવા લાગ્યા. એક મોહટું સોનેરી વીમાન એક કયારા માંથી નીકળી ધીમે ધીમે ઉંચુ ચઢી અમારા માથાં ઉપર ઉભુ રહયું અને તેની નીચેથી હીરા મીશાલ ચમકતાં ઝીણાં ઝીણાં પક્ષીઓ અને પતંગયાઓ રંગબેરંગી રોશનીમાં છુટા પડી અમારી આસપાસ થોડોવાર ભમીં અલોપ થઇ જતાં. હજીતો અમો આ આતસબાજી જેવી રોશનીનો મહીમા જોઇ તેની વાખવાખી કરીએ છીએ તેટલાં અમારીજ વચે નાહની નાચનારી છોકરીઓની એક ટોળી દોડી આવી અને પોતાના હાથમાં પકડેલાં રૂપેરી દાંડયાથી તાલ લઇ નાચવા મંડી. જેમ જેમ તેઓનાં તે દાંડયાં એકમેક સાથ અથડે તેમ તેમ તેમાંથી વીજળીક તારાઓ ખરી આસપાસનો દેખાવ વધુ તેજદાર બનાવે જયારે દુરથી આવતા ઝીણા મધુર વાજીંત્રની ગટ ઉપર તેઓ તાણમાં આવી વધુ જોરથી નાચે. વળી તેઓના આ નાચતાં ટોલાં ઉપર કોઇક અણદીઠ જગાએથી રંગીત રોશનીનાં કીરણો પડી તેઓના પેહેલા સફેદ પોશાગને રંગદાર બનાવી જોનારને મોહ પમાડતાં. જયારે જયારે આ નાચનારીઓ પોતાનાં દાંડયાંની જોહરી એમ તેમ ફેરવે ત્યારે તેમાંથી ભભુકદાર રોશનીથી સજ થયલા વાવતા કે તોરણો કે ગજરાઓ છુટા પડી હવામાં ઉચાં ઉડી અમારાં માથાં ઉપર ઘુમ્યા કરે. આ સઘળો દેખાવ એટલો તો દબકાવનારો, જાદુઇ અને અજાયબી ભરયો હતો કે અમો તો તે જોઇ દંગજ થઇ ગયાં અને તે જોવામાં એટલાં તો મશગુલ થયાં કે વખત કેમ નીકલી ગયો તેનું પણ અમને ભાણ રહયું નહીં. હજી તો આ અચંબામાંથી અમો નીકળી શકયા નહીં તેટલાં એકાએક કાંઇ પણ અગમચેતી આપ્યા વગર અમારાં માંથાં ઉપર એક મોહટી આકાશી ગર્જના થઇ, અને જે વીમાન અમારી ઉપર ઉડતું હતું તે વીજળીના એક ચમકારા સમેત ફાટીને ટુકડે ટુકડા થઇ ગયું. બે ત્રણ ગોળ દડા જેવી જાડી નારોએ બીહ ધ્રુજીને ચીસાચીસ પાડી મુકી અને બીજાં, સર્વ લોકોનાં મનમાં ગભરાટ પંચરાઇ રહયો. શીહાગુણ જે આ ટોલાંમાંજ હતો તે તુરત આગળ નીકળી 'ચ્યો અને પોતાનો હાથ ઉંચો કરી બોલ્યો:—

"બીહશો નહીં. એતો ફકત મારા રચેલા દેખાવો માંહેલો એક છે, એ ગર્જના અને વીજળી મારા હુકમને તાબે છે. આજની રમત ગમતોમાંની એવી એક છે અને મારે મનસે તો એ બચાંની રમત છે." એટલું બોલી તેણે પોતાનો સુંદર મુખડો અને તેજસ્વી આંખો ઉપર આસમાનગમ ફેરવી કહયું "ગરજો, ગરજો, ઓ આકાશી પંચમાહ ભુતો ગરજો ! તમારા પુર બલ અને દમામમાં ગરજી તમારી હાજરી આપો. ! ગરજો, હું હુકમ કરૂં છું કે ગરજો !"

અને આ તેના હુકમને તાબે થઇ આકાશ એવીતો ગર્જના કરવા લાગ્યું કે જેનું વરણન કરવું પણ મુશકેલ છે. એક મોહટો પાહાડ ફાટી તેના ટુકડે ટુકડા થઇ જાણે તે ફના થતો હોય એવો તે અવાજ હતો–પણ હવે તમાશગીરે પોતાની ખાતરી થવાથી તે જાણે 'નાટકનો એક દેખાવ' જોતાં હોય તેમ શાંતીથી ઉભાં રહી નીહાલવા લાગ્યાં, એટલુંજ નહી પણ આ દેખાવ "બહુ સરસ કારીગરીથી" કરી બતાવવામાં આવ્યો હતો વગેરે ટીકાઓ કરવા મંડયા. આ ગર્જના પુરી થઇ કે તુરતજ અંધકાર મારી ગયલાં આકાશ સામે એક તેજસ્વી બલતાં રૂપી આગના સોહલાની રોશણી પ્રકાશી નીકળી જે રોશણીમાં રાત્રે ચોરી કરવા નીકળેલાં વણુ વાઘલાં કે ઘુવડો અહીં તહીં ઉડી મજાહ મારતાં દીસ્યાં. આ દેખાવ નાટકના એક દેખાવને બદલે જાણે ખરોજ બનતો હોય એમ લાગ્યું. વળી પાછી વીજળી સાથ એક મોહટી ગર્જના થઇ આવી–સર્વ ઠેકાણે પંથરાયલો અંધકાર નાબુદ થઇ ચંદણીની મીઠી રોશણી પાછી આ પૃથ્વીને સંગારવા લાગી, અને અમોએ આકાશ ઉપરથી નીચે નજર ફેંકી તે પેલી રૂપેરી દાંડયા વાળી નાચનારી છોકરીઓ ગેબ થઇ ગઇ હતી જેઓની જગાએ હાથમાં બલતી મસાલો પકડી બાગના રસ્તાની બેઉ હારે નાહના સુંદર છોકરાઓ ઉભેલા દેખાયા.

આ મસાલોનાં આરકાં નીચે આવી શીહાગુણ બોલ્યો, "ચાલો, મેહરબાન બાનુઓ અને ગ્રહસ્થો, હવે મારી સાથ ચાલો, આ રોશની જો કે આપણુને બેહસ્તનો નહીં પણ મહેલનો રસ્તો દેખાડે છે ત્યાં મારી સાથ ખાણું ખાવા આવો, ચાલો, હું તમને જ્યાં લઇ જાઉં ત્યાં મારી પાછલ આવો."

એટલું બોલી એક કુટુંબનો કે મંડલીનો વડો જેમ બીજાંઓને પોતાની બાંહેધરી હેઠળ દોરવી જાય, તેમ તે અમને લઇ બંગલામાં દાખલ થયો.

હું પણ સર્વની માફક ભ્રમીત થઇ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. આ સઘળી ઉપરા સાપરી નચ નવાઇની રમુજો કેમ અને કેવી રીતે પેદા કરવામાં આવી હતી તેનો હું પણ તે વખતે ભાન ભુલ્યો વીચાર કરી શકયો નહીં. સર્વથી મોહટાં દીવાનખાનામાં સર્વ મેજબાનોને માટે એક સુફયાણુ ખાસ અને સુંદર ખાણું તૈયાર રાખવામાં આવ્યું હતું જ્યાં બેસી સર્વ તેને પુરતો ઇનસાફ આપવા મંડયાં.

ખાણું અરધુક ખલાસ થવા આવ્યું કે શીહાગુણ પોતાની બેઠક ઉપરથી ઉઠી ઉભો થયો અને પોતાના હાથમાં શરાબનો એક પ્યાલો પકડી બોલ્યો:–

"બાનુઓ અને ગ્રહસ્થો, આજ રોજે આપણે છુટાં પડીયે તે અગાઉ આજના આપણા યજમાન અલી સાહેબનો આપણે ઉપકાર માની તેની આવતી શાહદી માટે તેને મુબારક બાદી ઇચ્છવી જોઇએ. નસીબ દેવીની પ્રસંસ્તા એની ઉપર પુરેપુરી ઉતરી છે. દોલતનો વારસો તો એને મળ્યો છે એટલુંજ નહીં પણ એક મનમોહન માહબુબ બાનુનો અખંડ અથાગ પ્યારના ભંડારનો એ ધણી થયો છે. એવાં એ પ્યારાં જોડાંની સલામતી લઇ આપણે છુટા પડીશું. જો કે મારી ખાતરી છે કે તમો માહેલાં સઘલાં નહીં તો થોડાંકોની પાછી મુલાકાત કરવાની તક મને થોડાજ વખતમાં મલશે."

આ સલામતી લઇ તેણે હુરરેના પોકારો કરાવ્યા જેને સઘળા મેજબાનોએ ઉભા થઇ દીલોજાનીથી આવકાર દીધો. પણ આ વખતે મને લાગ્યું કે કોઇ મારા કાન આગળ એ હુરરેના પોકારો દરમ્યાન હસીને મારી ખુબ મશકેરી કરતું ઉભું હતું. મેં તુરતજ ડોકું ફેરવી જોયું તો મારી નજદીક કોઇ પણ હતું નહીં, છતાં હું આજેબી ખાતરીથી કહું છું કે તે વખતે કોઇ હસીને મારી મજાક કરતું. આ ખ્યાલી ખ્યાલ જેમ તેમ દબાવી હું આ સલામતીનો જવાબ આપવા ઉઠયો અને મારી તરફથી તથા ખોરશેદ તરફથી સર્વ મંડળીનો ઉપકાર માની બેસી ગયો.

ખાણાને છેડે શીહાગુણ પાછો ઉઠી ઉભો થયો અને સર્વ પરોણાઓની અજાયબી વચ્ચે પોતાની ખુરશી ઉપર ચઢી બોલવા લાગયો:-

"મારા મહેરબાન મીત્રો, ખુશાલીની આ છેલી સલામતી હું તમારી લઉછું અને આશા રાખુંછું કે આપણે ચંદરોજમાં પાછા હસી ખુશીથી મલીશું."

ખુશમીજાજમાં હસીને સર્વ મીજલસીએ તેની સાથ શરાબ નોશ કીધો. તુરતજ આખા ઓરડામાં જાણે આગ બરપા થઇ હોય એવી ભભુકદાર લાલ રોશણી પ્રગતી નીકળી અને તેની અસરથી દરેક પરોણાંઓનાં મોંહ તેમજ તેઓએ પેરેલાં જર ઝવાહીરો આગ મીશાલ ચમકી લાલ બની રહયાં. આ દેખાવ એક મીનીટ વેરજ ચાલુ રહી તુરત ગુમ થયો કે પરોણાંઓ પાછાં વીખેરાવાની ધમાલમાં પડયાં.

પરોણાઓને લઇ જેવી છેલી ગાડી બાગની બહાર પડી કે બંગલાના છેક ઉંચા ગુંબજ ઉપર નીચલો વાકય રોશનીમાં સર્વને વંચાય એમ પ્રકાશી નીકળ્યો:-

"સંસારી મહીમાનો એમજ અંત આવેછે!"

આ વાકય જોકે માંગલીકને બદલે સમાધી વધારે લાગતો હતો છતાં તેનો પ્રસંગોપાત ઉપયોગ કાંઇ ખોટો નહોતો માટે મેં તે ઉપર ઝાઝો વીચાર કીધો નહીં. નોકરોની ચપલાઇ એટલી તો હતી કે પરોણાઓ વીદાય થવાપછી તુરતજ સઘળે સાફસુફ થઇ જઇ રોશણી વગેરે બુજાવી નાખી અંધકાર પાછો પંઠરાઇ રહયો. બાગમાંથી હું જેવો મેહેલમાં દાખલ થયો કે શીહાગુણને એક બારી આગલ મેં બીડી પીતા ઉભેલો જોયો. હું તુરતજ તેની આગલ ગયો પણ મારાં પગલાં સાંભલી જયારે તે મારી તરફ ફરયો કે મેં તુરતજ મારી અજાયબી વચ્ચે જોયું કે તેનો ચહેરો ફીકો મારી ગયો હતો. તેની ચશમોમાં નીરંકુશ તેજ બ્યાપી રહયું હતું અને દુખથી તેનો ચહેરો ગભરાઇને ફાટફાટ થતો હતો. હું તેના આ દેખાવથી બીહ અચકી જઇ બે દગલાં પાછળ હઠી બોલ્યો,

"શીહાગુણ, શું છે? તને શું થયું છે? આજની આખા દીવસની મેહનતથી તું બીમાર પડી ગયો છે!"

"એમ લાગેછે" તેણે લહડતા ધાડા અવાજે જવાબ દીધો, જયારે તેનું શરીર કંપારીથી ધુજવા લાગ્યું. પણ તરતજ દ્રઢ મનથી તેણે પોતાનાં જીગર ઉપર કાબુ રાખી સ્થીર થઇ હસીને કહયું "પણ બીહ ના, મને કાંઇ નથી, એક જુના જડ ઘાલી બેઠેલાં દરદની ફકત એ અસર છે. એ જબુન દરદ આદમજાતમાં એટલું તો અસાધારણ છે કે તેની દવા પણ કોઇ કરી જાણતું નથી."

"પણ એવું તે એ કયું દરદ છે?" મેં વધતી જતી બેચેની વચ્ચે પુછયું, કારણ તેના મુરદાં જેવા ફીકા પડેલા ચહેરાથી મને ધાસતી ઉપજતી હતી. પોતાની હંમેશની ટેવ માફક મારીસામું જરા ટીકીને જોઇ તેણે પોતાનો હાથ મારાં ખભાં ઉપર મુકયો અને કહયું:-

"એક બહુજ વીચીત્ર એ દરદ છે અને તેનું નામ પશ્ચાતાપ છે. તેં કદીબી એ દરદ માટે સાંભળ્યુંછે? ગમે એટલા જમાનાની વૈદકવીધા કે શસ્ત્રવીધા એ દરદ મતાડવાને નીશફળ નીવડીછે. એ દરદ મટતુંબી નથી કે વીસરાતુંબી નથ

માટે એને વીશે તકરાર કરવી મીથ્યા છે-મને કોઇ સારૂં કરી શકનાર નથી. કોઇ કરશેબી નહીં. એવી આશાબી રાખવી ફોકટ છે."

"પણ જો તમને પશ્ચાતાપ હોય કે જે માણવાનેબી હું ના પાડું છું કારણકે તમે એવું તે શું જખુન કામ કીધુંછે કે જેનો તમને પસતાવો કરવો પડે તોપણ તે કાંઇ શરીરીક દરદ નહીં કહેવાય?"

"ત્યારે તું શું એમજ ધારેછે કે શારીરીક વેદનાઓનીજ આપણા લોકોને કાળજી છે? શરીરનીજ બસ આપણ લોકો જતન લઇએ છીએ, તેનેજ પંપાળીએ છીએ, ખવાડી પીવાડી તેને માટેલું બનાવી એક ફુશી જેટલું પણ થતું અટકાવીએ છીએ અને જો એવી હાલતમાં તે હમેશ રહેછે તો ખુશી થઇએ છીએ કે સઘલું સમાધાન છે અને તે છતાં દેવદારનાં પાટીયાનું બનાવેલું એ ઘર જીગરમાં પેવશ થયલી બદીની ઉધઇથી ખવાઇ જઈ પવનના એક સપાટા સાથ જમીન દોસ્ત થાયછે. આદમજાત સચાઇ પવીત્રાઇ અને નેકીના સાબુત પાયા ઉપર બંધાયલાં એક કીલ્લા સમાન મજબુત પણ સાદાં ઘરને બદલે એવાં સોભણુ સાભણુના દેવદારી ખોખાંને વધુ પસંદ કરેછે એજ અફસોસની વાત છે. ખુદરતે જે સંગીન પણ સાદી બક્ષેસો તેને બક્ષીછે તેની દરકાર નહીં કરતાં તે તકલીદી ચીજોની તલબ કરેછે એમાંજ તેની ખરાબીનું મુળ છે. તુંજ જોકે આજ રાતના પરોણાઓ પૈસાના જોરથી પેદા કીધેલી 'આજની ઉપર ટપકેની રમુજોથી કેટલાં ખુશખુશ થઇ ગયાં હતાં."

"એ રમુજો, આજના દેખાવો, મને તો પૈસાના કરતાં સેહેતાને પેદા કીધેલાં વધુ દીસતાં હતાં" મેં રમુજમાં કહયું.

"અને તેમાં શકબી શું છે? પૈસો સેહતાનનોજ પેદા કીધેલોછે. દુન્યાની સર્વ બદીઓ પૈસાથીજ થાયછે તો તેની પેદાયશ સહેતાનથીજ હોવી જોઇએ એમ મેં તને વારંવાર કહયુંછે. પૈસો સેહતાનના હાથમાં સરસમાં સરસ એક હથયાર છે. હું તો નહી ધારતો કે સેહતાન તમારા એવા પૈસાની કાંઇબી દરકાર કરતો હોય પણ તે છતાં તે એવા પૈસા ધરાવનાર તાલેવંતોની દોસ્તીનો તો હંમેશ તલબગાર હોવોજ જોઇએ કારણ તે જાણેછે કે પૈસાના બળથી તેઓ કેવી કેવી બદીઓમાં લીન થઇ રહેછે. પૈસો એટલોતો બળવાન છે કે મરદ કે ઓરત તેની ચુંગાલમાં સહેલાઇથી ફસી પોતાના આતમાનું ખુન કરેછે એવાજ પૈસાનો તું હાલ ધણી છે. એ પૈસાથીજ તું આજે પંકાયછે. બાકી પૈસા વગર તું શું કરી શકતે?"

"કાંય? કાંઇજ નહી? શું પૈસા વગર હું એક નાચીજ નારવા મીશકીનજ રહેતે? એ તો મને હીણું લગાડવાનું તમો કહો છો" મે કાંઇ ખીજવાઇને જવાબ આપ્યો.

"ખરૂં કેહવાનુંજ હીણું ગણાય છે, આજે લોકોને ખરૂં કેહતાં દુઃખ લાગે છે. પણ જા હવે જઇને સુઇ જા."

"તમો?" મેં પુછ્યું.

"હું તો જેમ મારેથી બનશે તેમ મારો વખત કાહીશ. મને ઉંઘ કે ભુખ કે સુખ કાંઇ નથી. હું હવે ખુદ મારેથીબી કંટાળી ગયો છું."

"શીહાગુણ મને કાંય નહીં તારી હકીકત કહી તારાં દુઃખમાં ભાગયો થવા દેતો?" તેનાં ઉપલાં બોલવાથી તેની દયા ખાતાં મેં તેનો હાથ પકડી પુછ્યું.

"કહીશ. જો તારી ઇચ્છાજ છે તો એક દીવસ મારી દુઃખ ભરી કાહાણી તને સંભલાવીશ કે જેથી તું અને તારાજ જેવા બીજા ગોફ્યાઓ જેઓ મારી દોસ્તીના તલબગાર હોય તેઓને ધડો મળે."

"ઠીક છે. તેટલાં આજની તારી સઘળી મહેનતો માટે હું તારો ઉપકાર માણું છું."

"ઉપકાર મારો નહીં પણ તારા પાક પેદા કરનાર ખુદાનો માણ કે જેની બરકતથીજ આજ રોજે તું સહી સલામત ઉઘનો હી એ દીવસ ખુશીમાં પુરો કરવા પામ્યો છે."

"કાંય ?" મેં અજાયબીથી પુછયું.

"કારણ જીંદગી એક કાચાં સુતરના તાર ઉપર લટકાયલી છે. સંસાર જુઠી માયાની નીરજીવ જાંલમાં સપડાયલો છે. તેમાંથી તરી પાર ઉતારનાર તે પાક દાદારજ છે કે જેનો માણવી કદીબી ઉપકાર માણતા નથી. અને તેથીજ હું તને ભલામણ કરૂં છું કે આજની તારી બક્ષેસો માટે તું તેનોજ આભાર માણ."

હું આ સાંભળી હસીને તેનેથી છુટો પડયો અને મારા ઓરડામાં જઇ બીછાના ઉપર પડતાંજ ઉંઘાઇ ગયો, અને તેની સલાહ પર નહી ચાલતાં મેં આજના દીવસ માટે જેમ તે પાક કેરદારનો ઉપકાર નહીં માણ્યો તેમ આજે જે ભયંકર શકતીઓથી અમારી મદારત કરવામાં આવી હતી તેનો સ્વપના મારફત પણ ખ્યાલ નહીં આવી મને કોઇએ ચેતાવ્યો ચોંકાવ્યો નહીં !

## પ્રકરણ ૨૩ મું.

:o:

ઉપલાં પ્રકરણમાં વરણવેલા બનાવો બન્યા પછી થોડાક દીવસમાં મારી નામના અને જાહેરાતમાં અચબુચ ન ધારેલો વધારો થઇ ગયો. કલકતાનાં "વૉઇસરૉય કપ" વાળી સર્વથી મોહટી શરતમાં મારો "આતીશ" ઘોડો મેદાનમાં પેહલો આવ્યાથી લોકો મારી ઉપર ઘરૂ પરૂં થઇ ગયાં. હીંદના શહેનશાહના પ્રતીનીધી નામદાર વાઇસરાય સાથ મારી ઓલખ કરાવવામાં આવી અને પછી જોઇ લો મારી સાથ ઓલખ પીછાન કરવામાં કહેવાતાં "સારાં" માણસોની ધરપકડ. જ્યાં જાઉં ત્યાં અલી સાહેબને પીછાનનારા અને તેઓ સાથ હસી હસીને વાત કરનારાં દગલે અને પગલે ઉભાઇ જવા લાગ્યાં.

દેખઇતી આ ખોટી સીફારસ અને જુઠાણાથી મને પોતાનિ જીગરમાં કમકમાત છુટતો હતો. હું સારી રવેશ જાણતો હતો કે લોકો મારે માટે નહીં પણ મારા પૈસા માટે મારી પીછાણ પાડવાને આતુર અને અધીરાં પડયાં હતાં. જો હું એક મીશકીન ગરીબ લહીઓજ રહયો હતે તો મારી અરાસે આવવાને બદલે તેઓ મારેથી પાંચ કદમ દુર રહી મને હરફ્તુત કરતે. પૈસાની આ સઘલી પુંજા હતી તે જોઈ મનમાં ખરેજ બહુ મુંજાતો હતો.

"પણ તને મુંજાવાનું કાંઇબી કારણ નથી." મારો ખેદ જાહેર કરતાં જ્યારે મેં મારા વીચારો શીહાગુણને જણાવ્યા ત્યારે તેણે કહયું, "મારી સલાહ જે તને કડવી પણ સાચી લાગશે તે પ્રમાણે અમલ કર અને તારાં હૈયાંનો આ ખેદ નીકળી જઇ તું એક સાચો સુધો પ્રમાણીક માણસ થવા પામશે. તારૂં હૈયું કહે છે તેમ તું દુન્યાની આવી ખોટી, જુઠી તાજીમતવાજાઓથી હાથ ઉઠાવી આ કહેવાતાં સંસારી સારા માણસોની મીત્રાચારી તજી દે—અને મને પણ છેલી સલામ કરી મારેથી દુર થા. હું તને કાંઇ પણ કામનો નથી.—યાદ રાખજે કે એવા પોગલ આદમીઓની અને મારી દોસ્તી તરછોડવાથી તને આયંદે ફાયદોજ છે અને તારા રોજે કયામતના દીને તારાં જીગરને રાહત મલી તું સુખથી મરશે. ખુદ કોરાને શરીફમાં ફરમાવયા મુજબ તારી ફરજ તું ખરાં જીગરથી અદા કર. મારી દોસ્તી તરછોડવા ઉપરાંત તારી આટલી મોહટી મીલકતમાંથી અર્ધો અર્ધ ગરીબ, બીનવારસ, ભુખે મરતાંઓનો નીરવાહ કરવા સખાવતમાં આપી દે અને દુન્યાને દેખાડી આપ કે પૈસાની રેલમાં તણાઈ અકારત જીંદગી ગુમાવી એક નાચીજ આદમના કરતાં થોડે પૈસે દયાનતદારીથી જીંદગી ખતમ કરી એક સાચા પવીત્ર અને નીરદોશ આતમા ધરાવનાર આદમ વધારે સુખથી પોતાની જીંદગીનો અંત લાવે છે."

આ સુકયાણી સલાહ સાંભળી હું ખરેજ અચંબાથી મુગો થઇ બેઠો. જ્યારે તે ફીકો પડી જઇ મને આતુરતાથી નીહાલવા લાગ્યો. પશેમાનીનો કાંઇ વીજળીક પ્રવાહ મારાં જીગરમાંથી પસાર થઇ મને જરાવાર દલગીર બનાવ્યો. મને હવેજ જણાયું કે આટલી બધી દોલત છતાં હું એકબી સારૂ સખાવતનું કે ગરીબોને લાભકારી કોઇ પણ કામ કરી શકયો ન હતો. આજનાં કેટલાંક ધર્માંધલાં, લોભી, દોલતની મસ્તીમાં મસ્ત થયલા લોકોનીજ મીશાલ હું પણ મારાંજ સુખનો અને મારીજ હાજતો પુરી પાડવાનો તલબગાર હતો. પણ એ વિચાર મને ફકત જરા વારજ આવ્યો. તુરત તેને હડસેલી કાઢી મેં હસીને શીહાગુણને નિચલો જવાબ દીધોઃ—

"મારા અજીજ મીત્ર, તારી એ સલાહ નવાબ શીહાગુણને બદલે નેકી અને સખાવતના ફાતયા પઢાવનાર આજના કોઇ ધુતારા મોલવીને મોઢેથી નીકલતે તો તે વધારે પ્રસંગોપાત કહેવાતે. તારી દોસ્તી તરછોડવી એ મારે મનથી મોટાંમાં મોહટો નગુણાપણાનો અપરાધ છે. મારી તેમજ મારી હવે પછી થનાર બીબીના સુખ માટે મને પૈસાની, તે પૈસાને જોરે સંસારી આદમોની દોસ્તીની અને થોડાક ખુશામતયાઓની વધારે જરૂર છે અને તે જો હું તરછોડું તો મારે મારાં સુખનેજ સલામ કરવી જોઇએ. જે કોરાને સરીફ માટે તું બોલે છે તેમાં તો એવી એવી ઘણી સારી શીખામણો આપેલી છે કે જે ઉપર જો આદમજાત અમલ કરે તો તેનો ગુજારો બી નહીં થાય. વળી જો હું મારી દોલતનો અરધો ભાગ એમ ધરમ કરીને નાખી દઉં તો મારો ઉપકાર તો કોઇ માણેજ નહીં પણ સામું લોકો મને બેવકુફ ગધેરો બનાવે."

"ખરી વાત છે", તેણે હવે હસી પોતાની ખુશાલી દેખાડતાં મને કહયું. "તારી દલીલોબી વાજબી અને રાસત છે માટે હવે ફરીથી આપણે એ બાબદસર તકરાર કરીશું નહીં."

કમબખ્ત તે પલ! જો તે વખતે મને આગાહી થઇ હતે કે તેણે મારા આતમા માટે નસીબાનો એક છેલો પાસો ફેંકી તે બાજી રમતો હતો અને તેમાં તે હારી ચુકયો છે તો આજે મારી હાલત કાંઇક જુદીજ થતે—પણ તે શુભ આગાહી મને તે વેળા થઇ નહી! હું તે વખતે આંધળો બની ગયો અને તેના હાથમાં વધારે મજબુત સાંકળોથી સીકડાઇ પહરેજ બન્યો. તે દીવસથી તે મારી સાથ એક ચોકસ રસતેજ ચાલવા લાગ્યો અને તેનો અંજામ ખરેજ દુખદાયક ને ભયભીત આવ્યો.

ઝીલકાદની આઠમી તેરીખે મારાં લગન બીબી ખોરશેદ સાથ બહુજ ઠાઠ માઠ અને ધામ ધુમથી કરવામાં આવ્યા. તે વખતે હાજર રહેલા પરોણાઓમાં શહેરમાં સર્વથી માલેતુજાર મરદ ઓરતોનો એક ખરેજ ચુંટી કાઢેલો મેલાવડો જમા થયો હતો. નામદાર હાકેમે પણ અમારાં એ લગનમાં હાજરી આપી અમને માન આપ્યું હતું.

ખોરશેદનો તે દીવસનો દેખાવ, ટેક દમામ સર્વ એક શાહજાદીને છાજતાં હતાં. આખા મેહલમાં જ્યાંથી તેણી ચાલી જનાર હતી ત્યાં સઘળે હજારો ગોલાબો બીછાવી તેનીજ ઉપરથી તેણીને ચલાવી લઇ જવામાં આવી. ફકત એક જ બનાવથી સર્વ જણને જરા વાર ગભરાત થઇ રહયો પણ તેબી જરાવારમાં સમી ગયો. આ બનાવ કાંઇજ નહીં પણ એ હતો કે જ્યારે નેકા ખલાસ થયા કે અમને મુબારકબાદી ઇચ્છનારાંઓમાં પેહલો જેનો શીહાગુણ આવી ખોરશેદનો હાથ લઇ તેને મુબારકબાદી ઇચ્છી તે હાથ ઉપર ચુંબન કરયું કે તુરત તેણી ફીકી પડી ગઇ અને બેફામ જેવી બની તેણીએ બે લપેરા ખાધા. આ વખતે જો હું તુરત તેણીને મદદ ન કરતે તો જરૂર તેણી ભોંય ઉપર પડી જતે પણ તુરત તેણી બી પોતાના હોશ ઉપર કાબુ રાખી હુશયાર થઇ અને કાંઇ ન હોય એમ હસી બોલી સર્વને પાછાં ખુશ કીધાં.

એ પ્રમાણે નેકાનાં પવીત્ર ગાંઠથી જોડાઇ અમો બેઉ એક થયાં અને હવે પછી ભવીષ્યમાં પ્યારનું – કે ધીક્કારનું પાત્ર શીખવા અમોએ અમારી સંસારી કીસતી આ દુન્યાનાં તુફાની મોજાઓ ઉપર ચાલુ મુંકી. અને પરણ્યાપછી અમો તુરતજ બહાર ગામ ઉપડી ગયાં.

લગન પછીના દીવસો કે અઠવાડયાંઓમાં જે જે તુરંગી બનાવો ધીરેથી કે વીજલી વેગે વહી ગયા તેઓનું સંપુર્ણ બ્યાન કરવાની હવે મારામાં તાકાદ રહી નથી. પાણીના રેલા મીશાલ વહી ગયલા એ દીવસો અને અઠવાડયાંઓએ મને દોરવી લાવી એક રખડતો, મુરદાલ, તુટેલાં કે જળેલાં જીગરનો માણસ બનાંવી મેલ્યો. ગામે ગામ અને શેહરે શેહર ભટકી ભમી હુમસના એકાંત કીનારાપર આવી વાસો કરી ત્યાં મેં મારાં ઉસેકેરાયલાં ભેજાંને રાહત આપી જખમી થયલાં મારાં જીગરની ખુદરતી એકાંત ચુપકીદીથી દવા કરવાની આરજુ રાખી પણ તેમાંબી હું નીશફળ નીવડયો. ખાને ખરાબીના ખરાબા સાથ અકડી પટકાઇ પડેલાં એ મારા મનની શાંતી કુદરત પણ કરી શકી નહીં. આ તકલીફી દુન્યામાં સુખ જેવી કાંઇ પણ ચીજ હશે એમ માણનાર હું કેવો બેવકુફ ? ખરાં સુખને બદલે હાલ તુરત તો હું દુરભાગય પરેશાનીમાં ફસ્યો હતો—અને તેબી કેવી પરેશાની–જીંદગીના છેક છેલા કાલ સુધીની–જેનો છેડોજ ફકત મોહતમાં હતો. પરેશાની–એ પરેશાની મને આવેલા સ્વપનામાં આગાહી કરી ગયલાં પલીદોએ જમાવેલી કમબખ્તીની મુસીબતમાં મારી સામે આવી ઉભી હતી. એવું તે મેં શું કરયું હતું કે જેથી મારી આવી કમબખતી થઇ હતી કે જેનો પૈસાથી પણ ઇલાજ થઈ શકતો નહતો. તામસી ને નાસીપાસ બની જેજે કર્તવ્યોથી હું મારી દશાએ પુગો હતો તેનો ખ્યાલ કરવા વગર હું મારાં નસીબનો ખોદાનો–અને બીજા સર્વનો વાંક કાઢવા લાગ્યો હુમસના રેતાલ કીનારાઓ ઉપર ફરતાં આવા વીચારો વચે હું એટલોતો બેસુબર બની ગયો કે જો તે વખતે કીનારા ઉપરનાં પાણીઓ પુરતાં ઉંડાં હતે તો હું ખચીતજ મારો પ્રાણ ત્યાગ કરી મારી કંગાળ જીંદગીનો અંત લાવતે. કારણ હું જે જાણતો હતો – જે બાબદસર હવે છેક મોડું થવાપછી મારી આંખો ઉઘડી હતી તે જબુન અપ્રાધ જાણી જીવવું મને ઝેર જેવું થઇ પડયું. જે ઓરતને હું મારા પ્રાણ કરતાં પ્યારી ગણતો હતો – જેણીને માટે હું આસમાન અને જમીન એક કરી તેણીનો પડતો બોલ ઉંચકી લેવાની તજવીજ હમેશ કરતો હતો, જેણી ઉપરનો મારો પ્યાર એટલોતો અઠાગ અખુટ હતો કે જેટલો પ્યાર ધરાવવા માટે હવે હું મને પોતાને પણ ધીકારવા લાગયો, તે ઓરત–ખુબસુરતીના બાહેરના સાહયા હેઠળ ધંકાયલી, તે ગંધીલી, બદકેરદાર નાર–બદીનાં કોહેલાં માસનો ભક્ષ કરનાર તે નીરદય નીચ દલીદ્ર ગીધ–તે મારી ઓરત હતી–બેવફાઇમાં પોતાનુ મોહ કાળું કરનાર તે ઓરત તે મારી પરણેતર હતી એ જયારે મને ખ્યાલ આવ્યો ત્યારે જીંદગીની જોત બુજાવી નાખી અંધકારના શીહાગારમાં પડવાની મને લાલચ થઇ આવી.

અને તે છતાં તેણીના કરતાં–ખોરશેદનાં કરતાં– મારો વાંક પણ કાંઇ નજીવો ન હતો. તેણીની મરજી વીરૂધ, મારી આંખો ઉપરનો પરદો ખસેડી નાખી, ને ખુલું જાહેર કરીનેજ તેણી મને પરણી હતી. મને તેણીએ ખુલેખુલું કહયું હતું. કે મારી તરફના પ્યારથી તેણી બીલકુલ બેનસીબ હતી. વળી બહારથી તેણી જેટલી સાફ નીરદોશ અને નીતીમાન દેખાતી હતી તેટલી તેણી બાતેનમાં બુરી, દોશીત અને અનીતીમાન હતી. ત્યારે જયારે તેણીએ મારી એટલી બધી ખાતરી કીધા પછીજ જો હું તેણીને પરણયો હતો તો તેમાં જેટલો તેણીનો તેટલોજ મારો વાંક હતો આવા આવા સામસામા વીચારોથી મારૂં મગજ ફરવા માંડયું. મને લાગ્યું કે હું દીવાના જેવો થઇ જતા હતો.

આવી હાલતમાં એક હોડીવાલો મારી નજદીક આવી સલામ કરી મને હજીરે ફેરવી લાવવાની માંગણી કરવા લાગ્યો. જો વધુ વખત હું એખલો રહું તો મારા ઉસકેરાયલાં લોહીની અસરથી કાંઇ માઠું પરીણામ નીપજે એવાં ખ્યાલે મેં તેની માંગણી કબુલ કીધી અને તે ખારવાએ તુરતજ મને પોતાની નાનકડી હોડીમાં એસાડી લઇ હજીરાના કીનારા તરફ હેરવું લીધું.

પણ મારા બુરા ખ્યાલો મને છોડી ગયાં નહીં, ગમે એટલી મારી તજવીજો છતાં તેઓ મારી ઉપર ગાલબ આવ્યા અને હું મારા સંસારમાં મારી ઉપર પડેલી આફત માટે વધુ અને વધુ વીચારનાં વાદલાંઓમાં ઘેરાઇ ગયો. મને પરણ્યાને ફક્ત એકજ માસ થયો હતો અને તે છતાં તે ટુંક અરસામાં લગ્નની મોતેબરીના વીચારોને બદલે તો લગન માટે મને ધીકાર, ત્રાસ અને અણગમો પેદા થયો. બાજે વખત મારી બીબીની ખુબસુરતી મને કદર બીહામણી બલા જેવી લાગતી, કારણ તેણીની અછી સુરત તળે ઢંકાયલી તેણીની બદ ખસલત ખાસીયતોમાં હું તેણીને પુરેપુરી ઓલખી ચુકયો હતો. અલબત કોઇ અંજાણો સખ્સ જો હાલબી તેણીને જોય તો તેણીની જુઠી ચાપલુસી ઉપર મોહીત પડી તેણીને નેકીના એક ફીરેસ્તાની ઉપમા આપ્યા વગર રહે નહી. ઓરત જાતને દીપાવનાર, નીતીમાન, નેકીમાન, અને દયાવંત તેણીને ધારી નારીજાતીમાં એક ખરાં ગોહર તરીકે તેણીની કાળજીથી બરદાસ્ત લેવાને અચકાય નહીં, અને તે છતાં તેણી કેવી હતી? ઓરત જાતનાં કોમળ હૈયાંથી તો તેણી બીલકુલજ બેનસીબ હતી અને તેનો એકજ દાખલો બસ થશે.

અમારાં લગ્નની રાત્રેજ બેગમ માહતાબજાન તે ખોરશેદની મા મરણ પામી હતી. પણ તે નાખુશ ખબર અમને તુરત જણાવવાને બદલે નવાબે ત્રીજે દીને અમને જણાવી અને વળી ખોરશેદને ભલામણ કીધી કે તેણીએ પોતાની માદર માટે શોક પાલવો નહીં. જયારે એ કાગલ તેણીએ વાંચ્યું ત્યારે પોતાને જન્મ આપનાર એ માવતર માટે શોક કે દીલગીરીનાં આંસુ પાડવાને બદલે એ ક્રુર ઘાતકી દયાહીન ઓરતે હસીને કહ્યું:—

“ચાલો, બીચારી દુખમાંથી છુટી. હવે તો આપણે નવાબ જંગીસખાન અને બીબી રોશન ચેરાગનાં લગન ખાવાની તૈયારીઓ કરવી પડશે.”

કેવી ઘાતકી મશ્કરી! કેવા દુરાચારી વીચારો! પણ તે સઘળું રફ્તે રફ્તે વીસરાતું ગયું અને મારી ઉપર પડનારી આફ્ત અને ગજબના પાહડો ઉપર ઢંકાયલી વાદળીઓ ધીરે ધીરે ઉઘડી જતા દર પળે દર ઘડીએ અને રોજ બરોજ મારી નજર ખુલતી ગઇ કે ખુબસુરતીના બાહેરના દેખાવ હેઠળ હું એક ગંદીલી બેવફા પલીદી સાથ પરણ્યો હતો. મરદ પોતે પણ કાંઇ વફાઇનો ડુંગર નથી, તે પણ પોતાની જવાનીમાં નાપાક જીંદગી ગુજારી પોતાની જુવાની ખોહે છે પણ તે છતાં વખત આવતાં તદન સુધરી જઇ પોતાના પાક સાચા પ્યારથી કોઇ તેવીજ પવિત્ર સાચાં જીગરની સહનસીલ સુંદરીનાં મોહમંદીરે ગુંદણપર પડી તેની અને તેની એકલીનીજ પુંજા કરવા તલપે છે. આ વખતે જો એવી એક પાક યકીનદાર નારીજાતીને દીપાવનાર દીપકમાન ઓરતને બદલે કોઇ બદજાત બદખસલત ઓરત તે મરદને મળે તો ખરેજ તેની બદબખતીનો પાયો બેઠો. તે વખતે તે મરદે પોતાની જીંદગીનો અંત લાવવો વધારે બેહતર થઇ પડે.

પણ ત્યારે શું દુન્યામાં મારે માટે, સુખ સરજાયલુંજ નહતું? અને જો મારે માટે નહતું તો શું બીજાં કોઇ સુખી હતાં? હા, મને મદનસારિકા આ વખત યાદ આવી. તેણી પોતાની ગરીબાઇમાં, પણ નામનાના ડુંગરની ટોચે પોહચી પોતાના એકાંત વાસમાં સુખી હતી. અને જો તેણી ગરીબાઇમાં સુખી હતી.

તો બેશુમાર દોલતના ઢગલા છતાં હું દુઃખી શું કામ હતો ? મેં એવું તે શું કર્યું હતું કે હું સુખી થઇ શકતો નહતો ? મારી શરમીંદગી વચે હવેજ મારી નજર ઉઘડી–હવેજ મેં જોયું કે હું દુઃખી કાં હતો. જે વાતને હું પેહલાં હસી કાઢતો હતો તે હવેજ મારી સામે આવી ઉભી અને હવેજ હું શીખ્યો કે અરસપરસના પ્યાર અને મોહબત વગરની જીંદગી ગુજારનાર આદમ હેવાન કરતાં ચઢતું નથી. હવેજ મારી ખાતરી થઇ કે મારાં લગ્નથી એક ખરાં આશુક માશુકના જીગરો મલવાને બદલે બે વગર વાચાનાં અને વગર લાગણીનાં હેવાનો સાથે મળ્યાં હતાં. જીગરસે જીગર મલવાને બદલે શરીરોનોજ ફક્ત મેલાપ થયો હતો. મોતેબર પ્યારના લગ્નોથી જે મધુર મીઠાસ આપણી જીંદગીમાં આમેજ થાય છે તે અમો વચે ગેરહાજર હતો–અરસપરસનું માન–સાચી દીલ-સોજી-એકમેકનો અગાધ વીશ્વાસ-એ સઘળું અમારામાં ગેરહાજર હતું. ગમે એવી વીદ્યા જ્ઞાનથી પણ જે પુરવાર નહીં થઇ શકે એવું આત્મ બંધન કે જેથી શારીરીક નાશ પછી પણ આત્મા એકમેક સાથ જોડાઇ રહે છે તેવું ઉમદા બંધન મારી અને મારી બીબી વચ્ચે હતું નહીં અને મેં ખેદ સાથ જાણી લીધું કે હવે પછી થનાર નથી. ત્યારે એવી હેવાનીયત કંગાલ જીંદગી ગુજારવા કરતાં તેનો અંત લાનવો મને વધુ પસંદ પડયું.

આવા આવા ખ્યાલોમાં સુસ્ત તેમજ તામસી થયલો હું અમારે બંગલે પાછો ફર્યો જ્યાં એટલા ઉપરજ ખોરશેદને આજના વખતમાં ઉભાઇ જતી બદીઓની બદફેલીનું વરણન કરતી એક નીચ હવસી ચોપડી વાંચતાં મેં જોઇ. આ દેખાવથી મારો ઉશ્કેરાયલો જીવ વધુ ઉશ્કેરાયો અને તે ચોપડી તેણીના હાથમાંથી જુટવી લઇ મેં પાસેજ આવેલા એક કુવામાં ફેંકી દીધી.

"એ વળી શું વાહરૂં આવ્યું ?" તદન શાંતીથી હસીને તેણીએ પુછ્યું.

"વાહરૂં ?" મેં કાંઇક પસ્તાઇને કહ્યું. "નહીં, વાહરૂં તો નહીં. પણ તને આવી નીરલજ ચોપડી વાંચતાં જોઇ મને ગુસ્સો ઉપજે છે."

"પણ આજે તો લોકો એવીજ ચોપડીઓ વાંચે છે," તેણીએ કહ્યું. "એટલુંજ નહી પણ જાહેર છાપાવાલાઓ પણ એવીજ ચોપડીઓની જાબજા તારીફ કરે છે. એવી ચોપડીઓ વાંચવી, તેમાં દરશાવેલા છુટાપણાના વીચારોથી મંડળીમાં વર્તવું, અસલ વારેથી આપણા બુઢાઓ જે મહલાજો, પડદો, અને મરયાદાને પસંદ કરતા આવ્યા હતા તેનો અંત લાવી મંડળીમાં મરદો સાથ છુટથી ભેળાઇ તેઓના જેવીજ છુટાપણાની લેહજત ચાખવી એ હવે તો સર્વોપરી સીધ કાર્ય લેખાય છે. અને એવી ચોપડીઓમાં દરશાવેલા આચાર વીચારોની અસર બધે જણાવા લાગી છે. આજની અબલા બુરખાને ખુલ્લો નાખી એક બેગાના મરદ સામે ટીકી ટીકીને જોવાની જે હીંમત ધરાવે છે તે ખરેજ તેણીને જેબ આપનારી છે."

"તું એવાં કચરા જેવાં વાંચણો વાંચે છે તેનો સબબ હું સમજી શકતો નથી. તેને બદલે મદનસારિકાનાં પુસ્તકોનો અભ્યાસ કેમ નથી કરતી ?"

"તેબી હું વાંચું છું. પણ જેમ ખાણામાં ચટાકા વગર ગમે એવું સુકયાણું ખાણું બેસવાદ લાગે તેમ આવાં વાંચણો વગર મદનસારિકાના લખાણો ફીકાં લાગે છે. વળી તેણીના પુસ્તકો બહુ લાંબે વખતે બાહેર પડે છે, જ્યારે આવાં પુસ્તકો તો ઢગલે મળી આવે છે. મદનસારિકાનાં પુસ્તકો વાંચતાં વળી મને કંટાળો છુટે છે, કારણકે તેણીના લખાણોમાં દગલે અને પગલે અલાહતાલાની તારીફ, કોરાને શરીફના આયતોની સીફારસ, અને હજરત મહમદના ફરમાનોનું વરણન આવે છે જે સઘળું હું તેમજ આજનો જમાનો માનુતાં નથી."

આ સાંભળી મારાં રૂવેરૂવાં ઉભા થયાં. મને એવું લાગ્યું કે તેણીનો ટોટો પીસી તેણીને

ત્યાંની ત્યાંજ મારી નાખું. મારા પોતાના વીચારો ગમે એવા હોય પણ તેણીને મોંઢેથી આ નાસતીક સખુનો સાંભળી મને બહુજ ધીક્કાર ઉપજ્યો.

"મારા ગરીબ અલી!" તેણીએ કાંઇક ઠશ્કાથી કહ્યું. "હું સારી રવેશ જાણું છું કે તારા મનમાં શું થાય છે, પણ હવે એ તારા વીચારો બહુજ અસુરેથી તને સુજ પડયા છે. હું જાણું છું કે તું જેટલો મને ચાહે છે એટલોજ મને ધીક્કારે છે, પણ તેથી હવે શું ફાયદો થનાર છે? હું જે છું તેમાંથી હવે હું સુધરી શકનાર નથી. તું જો એમ ધારતો હોય કે હું એક ફીરેસ્તાઇ ખસલતની, કે નબીની ઓલાદની નીરદોશ અજ્ઞાન ઓરત છું તો તેમાં તું ભુલ કરે છે. લગનની અગાઉજ મેં તારા કાન ખોલ્યા હતા કે હું તેવી નથી. અનીયમીત જીંદગીના ઝેરનું પ્યાલું હું પી ચુકી છું અને ઓરત તેમજ મરદને તેના ખરા લેબાશમાં તેની ખરી પ્રાકૃતીમાં ઓળખી ચુકી છું અને એકજ અનુમાન ઉપર આવી છું કે મરદ કરતાં ઓરત ચઢતી નથી અને ઓરત કરતાં મરદ કાંઇ ઓછો નથી. હું એ સઘળું શીખવા સમજવા જાણવા પામી છું. એકજ ચીજને હું જાણતી નથી અને તે અલ-મલેક અલ્લાહ છે.—અને હું ખાતરીથી માનું છું કે જો અલ્લાહની હસતી ખરીજ હતે તો તે આદમ જેવા એક બદહવશી નીચ પ્રાણીને જનમ આપતેજ નહીં."

"ખોરશેદ એ તને શું થયું છે?" તેણીના આ વીચારો સાંભળી જીગરથી કમકમી મેં પુછયું. "આપણ બેઉને શું થયું છે? કાં નહીં આપણે બીજા લોકોની માફક એકમેકના ખાલેસ સાચા પ્યારની ઝંપટમાં સુખી થઇએ? એવું તે શું છે કે જે આપણા બેના જીગર ચીરાયલા રાખી આપણને છુટા રાખે છે."

"જો કે તમે તે નથી જાણતા પણ હું જાણું છું." તેણીએ કહ્યું. "તમારા અને મારા વીચારોમાં આસમાન જમીનનો ફેર છે. તમારા જીગરની સાચી સારી લાગણીઓને હું જે વીચારો દરશાઉં છું તેથી તમો મને ધીક્કારો છો."

"તે ખોટું છે" હું બોલી ઉઠયો. "હું તો તને મારા જીગરથી ચાહું છું."

"તે કેવો ચાહ? સાચો પાક ખોદાઇ પ્યાર તે નથી. તમે મને ફકત હેવાન્યત પ્યારથી ચાહો છો, કે જે પ્યાર થોડોક વખત રહી ફેરવાઇ જશે અને પછી તેજ પ્યારની લેહેજત તમો કોઇ બીજી ઓરતને ચખાડશો."

"આ તો તું મને ગેરઇનસાફ કરે છે. શું તું મને એટલો નીચ સમજે છે?"

"તેમાં તમારો કસુર નથી. આદમ જાતજ એવું નીચ સરજાયલું છે. મરદ અને ઓરત બેઉ એવાજ પ્યારને સરણાગત છે. તો પછી એવા એક ચાલતા આવેલા રીવાજને જો આપણે નમી માન આપીએ તો તેમાં ખોટું શું છે?"

આ કેવી બેહુદી તકરાર! કેવો એ ખુલ્લો પણ લરજીત એકરાર! અરે! આ વખતે જો મારૂં ચાલતું હતે તો આ સુંદર કાંચલીમાં સજ થયલી અને પોતાની તેજ ચશમોની મોહીનીમાં ફસાવનાર એ ઝેરી અઝદાહને હું રગડોલી કચડી મારી નાખી મારા દુઃખનો અંત લાવતે, પણ એવું દુષ્ટ કર્મ કરવાને મારૂં જીગર ચાલ્યું નહીં.

## પ્રકરણ ૨૪ સું.

બહારગામ ફરી આવ્યા પછી હું ખોરશેદને લઇ પુણે ખોરશેદ મહાલમાં જઇ રહ્યો, કારણ મને ખ્યાલ આવ્યો કે પુણેની એકાંત આબોહવા અને મદનસારિકા જેવી એક સાદી નેક બાનુની દોસ્તીમાં જો ખોરશેદ પડે તો અલબત તેણીના આચાર વીચારોમાં ફરક પડી તેણીનું સુખ હજીથી હું હાંસલ કરી શકું.

એ મતલબથી ખોરશેદ મહાલમાં ઠરી ઠામ થવાપછી એક દીવસે સાંજના અમો બેઉ જણુ ચંપાબાગમાં મદનસારિકાની મુલાકાતે ગયાં.

તેણીએ અમને ખરી ઇફ્રાજતથી આવકાર દીધો અને અમારે માટે તૈયાર કરેલા કાવાના પ્યાલાં પોતાને હાથે ભરી આપતાં અમો સાથ વાતે વળગી.

"મશહુર મદનસારિકા તમે છો એમ કોણ માને?" ખોરશેદે હસતાં હસતાં કહ્યું. "તમારો વીધાભ્યાસ ઘણો છે એમ મેં સાંભળ્યું હતું, પણ તે આટલો બધો હશે એમ મેં કદીબી ધાર્યું ન હતું, પણ હવે આપણા વચે મીત્રાચારી બાઝી છે એટલે હું આશા રાખું છું કે તમો મારે ત્યાં વારંવાર આવી તમારી મુલાકાત આપશો."

"શું તમો ખરેખર મારી મુલાકાતના આરજુમંદ છો?" મદનસારિકાએ થોડોકવાર ચુપચુપ બેશી રહી પુછ્યું.

"એ સૈવાલજ કેવો પુછવાનો? જો હું આરજુમંદ ન હોઉં તો તમને તેડુંજ શું કામ?" ખોરશેદે કહ્યું.

"કારણ ઘણાક લોકો મને જોકે તેડે છે, પણ તે જેટલું મારે માટે નહીં તેટલું લોકને દેખાડવા અને પોતે મોહતાઇ લેવા તેડે છે, જે મને બીલકુલ ગમતું નથી. એવા તો હું ઘણાક દાખલા આપી શકીશ કે જેમાં લોકો મને પોતાને ત્યાં તેડી એવું દેખાડવા માગે છે કે તેઓ મારી જેવી એક લખનાર ઓરતને પોતાને ત્યાં તેડી મારી ઉપર ઉપકાર કરે છે, જ્યારે ખરી રીતે તો તે ઉપકાર હું કરું છું. કારણ મારૂં કામકાજ છોડી હું તેઓને ત્યાં જાઉં છું એ તેઓ જાણતા હોય એમ દીસતું નથી."

"પણ અમો કાંઇ તેઓમાંના નથી." મેં કહ્યું. "જેઓ એમ ધારતા હોય તેઓ ખરેજ હલકાં ખવાસના હોવા જોઇએ."

"તમે કહો છો તેજ ખરૂં છે." ખોરશેદે કહ્યું. "તમારા જવાથી તો સામું લોકોને માન મળે છે. માટે જો તમે અમારે ત્યાં અવારનવાર આવંશો તો અમને માન મળેલું અમો સમજીશું, માટે કહો કે આવશો કે નહીં? હું તમારી મીત્રાચારીની વધુ તલબગાર છું." એટલું બોલી તેણીએ મદનસારિકાના ગળામાં પોતાના હાથ નાખ્યા. મદનસારિકા તેણી તરફ તગર તગર જોઇ બોલી:—

"તમો કેટલાં ખુબસુરત છો! તમારી ખુબસુરતીને હું એક ફુલની કળી સાથ સરખાઉં છું. એ ખુબસુરતી ખોદાઇ બક્ષેસ છે અને જે ખોદાઇ બક્ષેસ હોય તે હમેશજ સારી અને સદગુણી હોવી જોઇએ."

"તમારી ભુલ છે." ખોરશેદે શરમથી લાલચોળ બની જતાં કહ્યું. "ખોદાની કેટલીક પેદા કીધેલી દેખઇતી સુંદર ચીજો બાતેનમાં બહુજ વીક્રાળ, બદખસલતી અને ઝેર જેવી હોય છે."

"તેમી ખરૂં છે" મદનસારિકાએ એકરાર કીધો. "પણ તેથી એમ નથી ઠરતું કે દરેક ખુબસુરતી બાતેનમાં બદસુરતી છુપાવે છે અને એવી એક ખરી ખુબસુરતી નીહાલી ખોદાની બક્ષેસ ઉપર આફરીન કરવા હું જરૂર તમારે ત્યાં આરેથી બનશે એમ આવીશ."

એ પછી અમો તેણીનો "કામ કરવાનો ઓરડો", જોવા ગયાં, જ્યાં તેણીએ પેલા મોહટા કુતરા સોહનને પસવાડતાં મારીગમ જોઇ પુછ્યું,

"તમારી સાથ પેહલે દીવસે જે તમારા મીત્ર નવાબ રેહમનશાહ આવ્યા હતા તેવણ હાલ ક્યાં છે?"

"હાલ તેવણ રંગુન કાંઇ કામસર ગયા છે પણ થોડાક દીવસમાં પાછા આવી અમારે ત્યાં પરોણા ઉતરશે."

એ ઉપરથી તેણીએ શીહાગુણ ઉપર સોહને કીધેલા હુમલાની વાત ખોરશેદને કહી સમજાવી.

"કેટલાંક માણવીઓને ચોકસ જનાવરો ઉપર ખુદરતી અભાવ હોય છે જે તે જનાવરો

વટીક પામી જઇ તેઓને બતાવી આપે છે પણ હું નહીં ધારતી હતી કે રેહમનશાહને ઓરત જાત સીવાય બીજાં કસાંનીબી સુગ હોય!" ખોરશેદે કહ્યું.

"ઓરત જાતને ત્યારે શું તે ધીકારેછે?" મદનસારિકાએ પુછ્યું "જો એમજ હોય તો એવણના જેવો ડોળઘાલુ બીજો કોઇ નહી હશે, કારણ મારી તરફતો તેવણ પુરતાં માન અને મમતાથી વરત્યા હતા."

"તે તો કદાચને તેવણને જણાયું હશે કે સામાન્ય ઓરત જાત કરતાં તમો કોઇક રવેશ વધારે ચઢયાતાં છો તેથી હશે. જોકે તે ઓરતોના વર્ગ તરફ સાધારણ રીતે હમેશ માનથી વર્તે છે પણ મેં તો જોઇ લીધું છે કે તે બાહારથી જે દેખાવ કરે છે તેથી ઉલટુંજ તેના મનમાં રમી રહે છે." ખોરશેદ બોલી.

"ત્યારે તેંબી એની એ ચલગત પીછાણી છે કે?" મેં ખોરશેદને પુછ્યું.

"હું પીછાણું તેમાં નવાઈ શું છે?" તેણીએ જવાબ દીધો. "અને એ તેના ધીકકાર માટે હું તેનો વાંકબી કાઢતી નથી."

"હુંબી નથી કાઢતી," મદનસારિકા બોલી "જોકે તે તમારો મીત્ર થાય છે પણ મારે જણાવવું જોઇએ કે હું પોતે પણ તેવણને માટે બહુ ઉંચું મત ધરાવતી નથી, કારણ મને પણ લાગે છે કે તે જેવો બહારથી દેખાય છે એવો અંતેનમાં નથી."

"પણ તેનો તેજ પોતેજ પોતાને મોંઢે કબુલ કરે છે" મેં શીહાગુણનો બચાવ કર્યો. "તેની જીંદગીમાં કાંઇક ગુપ્ત ભેદ સમાયલો છે જે તેણે કોઇ દીવસ મારી આગળ જાહેર કરવા કબુલયું છે. પણ હું દલગીર છું, બેહન મદનસારિકા, કે તમો તેને માટે એવા વીચારો રાખો છો કારણકે હું જાણુંછું કે તે પોતે તમારો એક વખાણનાર છે."

"તે હોયબી! અને કદાચને હવે પછી અમો મળીએ તો અલબત મારો વીચાર હું ફેરવુંબી"!

એ પછી અમો બીજી બીન અગતની વાતો કરી જવા ઉઠયાં ત્યારે ખોરશેદે તેણીને પુછ્યું,

"કોઇ કોઇ વાર તમને મળવા આવવાની મને રજા છે કે?"

"મોહટી ખુશી સાથે," તેણીએ કહ્યું, "જ્યારેબી તમને ગમે ત્યારે સાંજના વખતે બેલાશક પધારજો કારણકે મારો સહવારનો વખત તમારા જેવી એક ખુબસુરતીની દેવીને બદલે ગસડબોરાના દેવને મેં અર્પણ કર્યો છે."

"એ ગસડબોરાના બોજાથી તમો દબાઇ જતાં હો એમ દીસતું નથી" ખોરશેદે પણ રમુજમાંજ જવાબ દીધો. "તમે તંદરોરતીનાં સુખમાં સુખી હો એવું ખુલું દીસે છે."

હું તે અલ્લાહ અલ કુંદુસની મેહરબાનીથી દરેક વાતે સુખી છું. મારી સર્વ મોરાદો બર આવી છે, અને જે છેલી મોરાદ છે તે એટલીજ છે કે મારો અંત પણ એવાંજ સુખમાં શાંતીથી આવે."

એ પછી અમો તેણીની રજા લઇ તેણીના બાગમાંથી બાહેર પડયાં. થોડોકવાર ચુપચુપ આવ્યા પછી ખોરશેદ બોલી,

"મદનસારિકાને શા:કો ધીકારે છે તેનું કારણ હું પુરેપુરૂં સમજીછું, અને મને લાગે છે કે હું પણ તેણીને ધીકારગશ."

"તું! તું મદનસારિકાને ધીકારે? તેનું કારણ?" મેં અજાયબીથી ઉભા રહી તેણીને ટીકીને જોતાં પુછ્યું.

"એટલા બધા કેમ તમે ભાણભુલા થઇ ગયા છો કે એ દેખાઈતું કારણબી જોઇ શકતા નથી?" તેણીએ તુચ્છકારથી હસીને કહ્યું, "કારણ એજ કે તેણી સુખી છે. તેણીને કસાંની પરવાહ કે કાળજી નથી, અને દરેક વાતે તેણી સંતોશી છે. તેણીનું એ સુખ છીણવી લઇ તેણીને દુ:ખી કરવાની મને લાલચ

થાય છે પણ તે કેમ પાર ઉતરે ? તેનો વીશ્વાસ અલહાફિઝ ઉપર એટલો તો મજબુત છે કે તે એમજ જાણે છે કે તે અઝીમે જે દીધું તે સર્વ બરહક દરોબસ્ત છે અને સબુરીથી તે સર્વ ખમવામાંજ આદમનું સુખ સમાયલું છે. એવી સબુરીવંત નાર એક ખુણાંમાં કે અંધારી કોઠડીમાંથી બે પાંચ દોઢયાંથી પોતાનો નીર્વાહ કરી સુખી થાય, તો પછી એવી ઓરતને દુઃખી કેમ કરી શકાય ? કસાંથીજ નહીં !"

"ખુરશેદ, ખુરશેદ, આ તારા કેવા વીચારો ? હજી તો પાંચ મીનીટની વાત ઉપર તેણીને ગળે વળગી તેણીની દોસ્તી કરવા માંગતી હતી અને એટલા ટુંક વખતમાં તારામાં આ કેવો ફેરફાર ? હું તો તારો એ હાલ સમજી શકતો નથી" મેં કાંઇક દુઃખથી નીસાસો નાખી કહ્યું.

"તમો સમજતા નથી તેમાં નવાઇ નથી." તેણીએ જવાબ દીધો. "ખુદ હું બી એ હાલ જાણતાં શીખી તે બહુ લાંબે વખતે શીખી. શું તમને ખબર નથી કે એક નીચ એક સારાં માણસને ધીકારે છે ? દારૂદયો એક બીન વ્યસનીની મશકેરી કરે છે ? એક અપવીત્ર ઓરત દરેક નેકખસલત કુમારીકાના સમાગમમાં આવતાં તેણીને ધીકારની નજરથી જોય છે ? અને એવી મારીબી હાલત હોવાથી—દુન્યાની બદીઓમાં હું મારાં વાંચણોથી પુરવીણ થયલી હોવાથીજ—અલાહો મલેકમાં ભરોશો રાખ્યા વગરની નાસતીક જીંદગી ગુજારતી હોવાથીજ આવી એક સાદી, સાચી, પહરેજગાર ઓરતને ધીકારૂં, તેણીને ફકત એકજ ઘડી દુઃખી કરવાની વેતરણ કરૂં તો તેમાં નવાઇ જેવું શું છે ? પણ એવી એક નારને દુઃખી કરવાનું કામજ મુશકેલ છે."

"ખોરશેદ, તું મને દુઃખી કરે છે, મારૂં જીગર ચીરી નાખે છે. અરે! તું એવી બેકદર, બેઅંદાજ કેમ બની ?"

"હુંબી તેજ સમજી શકતી નથી. શું કામ મને મારા માબાપે જનમ આપ્યો હશે ? અને જો હું જનમી તો શું કામ એક અમીર બાપને ત્યાં અવતરી એક લખોપતીની ધણીયાણી થવા પામી ? મારા ખવાસ મુંજબ તો જો હું કોઇ રખડેલ રવડેલ ચુડેલને ત્યાં જનમ લેતે તો વધુ બહેતર થતે ! ત્યારેજ આ સંસારી રીતભાતોની સાંકળમાં સપડાયલા મારા જીવને હું પુર છુટથી તેની વલણ લેવા દઇ મારે માર્ગે લાગતે. બાકી હાલતો મારે જગબતરીશીને ખાતર મારા મનને મારી રહેવું પડે છે અને એક અમીર બાપની બેટી અને લખોપતીની બીબી તરીકે ખોટી જીંદગી ગુજારવી પડે છે. ખુદરતે મારા બાબમાં એ મોહટી ભુલ કીધી છે. અને સુધરી નહીં શકે એવી ભુલ સહન કરી મારે ચાલવું જોઇએ."

ધીકાર એવી જીંદગી ઉપર ! હેફ એવા જનમ ઉપર ! ! હવેજ મને લાગ્યું કે મારી જીંદગીનાં સુખમાં **આહરેમન** વચે પડયો હતો અને તે મારી જીંદગી કંગાળ, ઝેરી બનાવવામાં ફતેહમંદ થયો હતો.

આવી કંગાળ હાલતમાં છને પૈસે ટકે હું સુખી ન હતો અને જ્યાં મારાં સુખનો અંત આવી દુખની શરૂઆત થઇ કે પછી હું દુઃખના દરયાવમાં વધુ અને વધુ ડુબતો જવા લાગ્યો અને મને ખુદરતી બસારત થવા લાગી કે કાંઇબી મોહટી ખાનાખરાબી થવાનો વખત હવે દુર ન હતો. આવા ખયાલોમાં જો મેં મારાં મનના વીચારોથી પહરેજ રહેવા અને ખવાઇ જતું મારૂં જીગર બચાવા દુન્યાની પાપી મોજ શોખોમાં વખત ગાળવા અને મારો ગમ વીસરવા શરાબ બાજીની આસનાઇ કીધી તો તેમાં હું દુન્યાના ચાળતા આવેલા રેવાજ મુજબેજ વરત્યો હતો.

આવી કઢંગી હાલતમાંબી દુન્યા વરણનને છાજતા ખાલી ફીશયારીના દેખાવો કરવાથી હું પછાત પડયો નહીં અને તેવી

તેમથીજ મે એક દીવસે બહુ મોહટી મેજબાની આપી જેમાં નામદાર હાકેમ પોતાના રસાળા સાથ અને મંડળીના તુરાઓ હાજર થનાર હતા. એ મેજબાનીમાંથીબી મદન સારિકા કાંઇ નજીવું બહાનું કાઢી ગેરહાજર રહી હતી.

આવી એક મેજબાનીમાં શીહાગુણની ગેરહાજરી અમને બાહુજ જણાઇ આવી. તે આ વખતે કાશમીરમાં ભટકતો હતો ત્યાં મેં તેને કાગળ લખી આ મેજબાનીમાં હાજર થવાનું ઇજન દીધું જેનો તેણે નીચે પ્રમાણે જવાબ વાળ્યો:—

પ્યારા અલી, નામદાર હાકેમને તું જે પાર્ટી આપવા ચાહે છે તેમાં સામેલ થવાનું તારૂં ઇજન મને મળ્યું જે માટે હું તારો ઉપકાર માનું છું. એવા હાકેમો અને રાજા રજવાડાઓની પાર્ટી ફાર્ટીના હવે મને અભખરા રહ્યા નથી. મારી જીંદગીમાં હું એવા અનેક હાકેમો અને રાજાઓની સંગતમાં આવી ચુકયો છું અને તે સઘળાઓની રીત ભાતેથી અને ખોટા તાજીમતવાજાઓથી હવે મને ઉબક આવે છે. તેમજ એ નામદારનાં પુછડાંઓના અછાડ પછાડા અને અનીતીવાન આચરણોથી હું કંટાલી ગયો છું. હાકેમ પોતેબી એ વાતો જાણે છે અને તેથી કમકમે છે. તેવણ ખરા અને ખોટાંનો તોળ બરાબર કરી શકે છે અને તેથી તું તેવણની જેટલી ઓછી ખુશામત કરશે એટલા તેવણ વધારે ખુશી થશે. હું થોડા દીવસમાં હવે તમારી તરફ આવીશ. તેટલાં બીબી ખોરશેદ બાનુને મારી તરફથી સલામ કહેજે.

લી૦ શીહાગુણ.

આ કાગળ વાંચી મને ખુબ હસવું આવ્યું અને તે મેં ખોરશેદને વાંચવા આપ્યું જે તેણીએ હસ્યાવગર ખુબ ધ્યાનથી વાંચ્યું અને પછી બોલી, "એ આપણ સઘળાંને કેટલો ધીકારે છે? એના બોલે બોલમાં કેટલો તીરસ્કાર સમાયલો છે, તે તમે જોયો?"

"એ હમેશનો એવો જગવેરી છે, એનેથી બીજા કશાંની મેં આશા રાખીજ નથી."

"અહીં આવનાર સઘળાં આદમીઓની તે ખાસીયત અને એમ જાણે છે. જાણે તેઓના ભીતરમાં શું વીચારો વ્યાપે છે તે તે વાંચતો હોય એમ જણાય છે."

એ પછી નામદાર હાકેમને અપાનારી મેજબાનીનો દીવસ આવી પુગ્યો. પૈસા વેરવામાં મેં બીલકુલ બખીલાઇ કીધી ન હતી, પણ તે છતાં જાણે હું એક હલકો નાચીજ કમીનો હોઉં તેમ સઘળા પરોણાઓ મારી કાંઇબી દરકાર કર્યા વગર મને પડતો નાંખતાં, અને ખોરશેદનેજ વધુ માન આપી તેણીનીજ સંગત વધુ પસંદ કરતા, કારણ તેણી એક નવાબની બેટી હોવાથી મારા કરતા તેણી તેઓની મીત્રાચારીને વધુ લાયક હતી એમ તેઓ ધારતા. આવા તેઓના આવભાવથી મનેબી તે ખુશામત્યાઓ તરફ ધીકાર ઉપજવા લાગ્યો અને જયારે તેઓ મારૂં મકાન છોડી ગયા ત્યારેજ મારા જીવને કરાર થયો.

વળી પાછા અમો બેઉ ધણીધણીયાણી અમારા ખોરશેદ મહાલમાં એખલા પડયા અને જુંરવા લાગ્યા. હવે મને ખુલ્લું લાગવા માંડયું કે કાઇ મોહટી આફત મારી ઉપર આવી પડનાર હતી અને તેની અસર હેઠળ હું વધુ અને વધુ મુંજાતો આવ્યો. ખોરશેદબી તેવાજ વીચારમા મશગુલ રહેતી અને તેણીનેબી કોઇ રીતે ચેન પડતું નહીં. ચંપાબાગમાં મદનસારિકાની મુલાકાતે તેણી અવારનવાર જતી અને ત્યાંથી પાછી આવ્યા પછીજ તેણીના દુખી જીગરને જરા રાહત મળતી. એક દીવસે એવી મુલાકાતથી પાછી ફરતાં તેણી મારી આગળ આવી અને બોલી,

"અલી, જો દુન્યામાં કેવી રીતે વસવું તે મને બરાબર આવડે તો હજીબી આ દુન્યા સુખી નીવડવાનો કાંઇ સંભવ છે, પણ તમો તો મને તેમાં બીલકુલબી મદદ કરતા નથી."

"કાંય ?" મેં ખીજવાઇને કહ્યું. "હું તો તારા સુખને માટે કાંઇ બાકી રાખતો નથી. મારી તો એજ ઇચ્છા છે કે તું કોઇબી રીતે પોતે સુખી થઇ મને સુખી કરે, પણ તારા વીચારોજ કેવલ ખોટા, ખરાબ—"

"સબર," તેણીએ પોતાનો મીજાજ ખોહી દઇને કહ્યું. "મારા વીચારો ખોટા અને ખરાબ છે અને તે તમને ગમતા નથી એ ખરી વાત છે, પણ તમે મારા ભરથાર તરીકે તે ફેરવવાને શું કીધું છે? અને જે હલકા નામોશોભર્યા મારા વીચારોથી તમને ધીક્કાર ઉપજે છે તેજ વીચારોથી શું તમો બાકાત છો કે? એવી તે તમે કઇ ચાલ ચલાવી કે જે ઉપરથી હું ધડો લઇ મારી ચલન બદલું. તમે ફક્ત તમારી મોજમજાહમાં લીન થઇ ગયા છો. ખાવુંપીવું, ફરવું હરવું, માણસો ઉપર તમારા પૈસાના જોરે હાકમી કરવી અને બાકીનો વખત ઉંઘમાં કાઢવો એ તમારૂં મુખ્ય કામ છે. કોઇ દીવસબી મારા સુખની તમે પરવાહ કીધી છે? મને શું થાય છે, મારૂં જીગર બળીને કેમ કોયસો થાય છે, સારા દાખલા દલીલોથી અને મોતેબર કામો બજા લાવી તે મારી સામે ધરી તમે કોઇ દીવસબી મને બળવાની, જે નાપાક નજીસ વીચારોએ મારા જીગરમાં વાસો કીધો છે તેને હરકાટી કાઢવાની પેરવી કીધી છે? અથાગ સાચા પવીત્ર પ્યારની કલપીત પણ નહીં તુટી શકે એવી જંજીરોથી મને જીકડી મારા ખામી ભર્યા, તામસી અને અનીતીવાન વીચારોનો નાશ કરી સાચા સારા વીચારો, પવીત્ર ગુણો અને સબુરીના પાઠો મને શીખવી મારા ખોદાની પીછાંણ કરાવી, મારી જીંદગી મીઠી ધીરજવંતી બનાવાનું તમે દદીબી બીડું જડક્યુ છે?"

અને એટલું બોલતાં તેણી એક કોચ ઉપર બેસી ગઇ અને વધારે આસુંએએ રડવા લાગી.

"ખોરશેદ, તું એમ બેઅકલી કેમ બને છે? નાદાન કાંય થાય છે ? તું એમ બેફામ ન બન" મેં તેણીને મારી ગોદમાં દાબી દીલાસો દેતાં કહયું.

"હા હું બેઅકલી, નાદાન, બેફામ છું!" તેણીએ મારો હાથ હડસેલી કાઢી ગુસાથી કહયું "ઓરત જાત જેબી કરે તે નાદાની કહેવાય? તેણીનું જીગર બીતરનાં સુલથી ચીરાતું હોય તોબી તે બેઅકલી કહેવાય! અને જો તેણી પોતાના પલીદી ખ્યાલોથી બેસબર અને લાઇલાજ બની જાય તો તે બેફામી કહેવાય? ઓરત જાત બીજી કોઇ ઉપમાને લાયકજ નથી. તેણી મરદના હાથમાં રમવાનું એક રમકડું છે જે જો ભાગી ગયું તો તેના કટકા બુકળા એકઠા કરી તેને એક ખુણાંમાં નાખી બીજું વધારે સરસ લાવવાનીજ તે એકલ પેટાને કાળજી છે—કોઇ તેને પાછું જોડી સાંધી આખું બનાવી તેનેથીજ પોતાનાં મનની મુરાદ બર લાવવાની વેતરણ કરતું નથી."

થાકથીજ તેણી મુંગી રહી અને દમ ખાવા થોભી—અને હું તેણીને કાંઇક લાયક, ઠંડો અને પ્યાર ભરયો જવાબ આપી એ તકનો લાભ લઇ સુખી કરવા કાંઇ બોલું તેટલામાં દરવાજામાં કોઇનો ઓળો પડયો અને એક જાણીતો અવાજ અમારે કાને પડયો—

"એક જુના મીત્ર તરીકે, મને તમે માટી બૈયરના પ્યાર ભર્યા એખલાસમાં ખલલ કરવા માટે હું માફી ચાહી અંદર આવવાની રજા માગું છું."

"કોણ, શીહાગુણ?" હું એકદમ ઉઠી તેનો હાથ પકડી બોલ્યો.

"નહીં અલી, મારી ફરજ છે કે પેહેલી સલામ મારે તારી બીબીને કરવી જોઇએ," તેણે કહ્યું અને જયાં ખોરશેદ પોતાના ગુસ્સાના ધુણમાં ખરી ઉભી હતી ત્યાં જઇ તે બોલ્યો, "બીબી ખોરશેદ બાનુ મારા આવવાથી તમો નારાજ તો નથી?"

"કેવો બેહુદો સવાલ!" તેણીએ હસીને, ગુસ્સાના કાંઇ પણ લક્ષણ વગર, મીઠાસ અને મધુરતાથી જવાબ દીધો. "તમે ભલે પધાર્યા" તેણીએ તેને પોતાના બરફ જેવા સફેદ નરમ હાથો આપતાં કહ્યું. "તમને મળવાને હું કેટલી અધીરી પડી હતી તે તમે શું જાણો?"

તેણીના તે બેઉ હાથો ઉપર નમી ચુંબન કરી તે મારી તરફ ફર્યો અને બોલ્યો,

"અલી, એમ અચબુચ તમો લોકોની હજુરમાં આવી ઉભો રહેવા માટે હું માફી ચાહું છું, પણ તમો બેઉ જણને અચબુચ દેખાવ દેવાની લાલચ હું ઠોબાવી શકયો નહી અને તેથીજ તમારા સુખી એખલાસમાં હું તમો વચ્ચે આવી ઉભો. હું જોઇને ખુશી છું કે તમો બેઉ જણ જેટલાં ભાગ્યશાળી તેટલાંજ સુખી છો અને જો હું આ તકલીદી દુન્યાના સુખનો તલબગાર હોઇ કોઇનીબી અદેખાઇ કરતે તો તે તમો લોકોનીજ કરતે."

મેં તેના ચેહેરા તરફ તુરતજ જોયું, પણ તે એટલો તો સાચવટથી બોલતો દીસ્યો કે મારી ખાતરી થઇ કે દરવાજામાં દાખલ થતાં તેણે ખોરશેદનું છેલ્લું ગુસ્સાભરેલું બોલવું સાંભળ્યું ન હતું.

"તમે કાસ્મીરથી કયારે પાછા ફર્યા?" ખોરશેદે પુછ્યું.

"કાસ્મીરથી હું કરાંચી ગયો અને ત્યાંથી મારી યાટમાં બેસી હું કાલે બપોરના મુંબઇ આવ્યો. મારી યાટ છે એમ તને ખબર ન હશે, અલી? ઘણું મજાહનું બારકસ છે. એક દીવસ તેમાં સેહેલ કરવા મારી સાથ આવજે.

"આમીલ તમારી સાથજ છે કે?" મેં પુછ્યું.

"નહીં", તેને હાલ હું મુંબઇ છોડી આવ્યો છું. એકુબે દીવસ માટે તેને અહીં વેર ઘસડી લાવવાનું કાંઇ કારણ ન હતું."

"એકુબે દીવસ?" ખોરશેદ બોલી ઉઠી. "ત્યારે શું તમો એટલા જલદી પાછા જનાર છો? તમે વચન આપ્યું હતું કે અમારી સાથ તમો લાંબો વખતવેર રહેશો."

"મેં એવું વચન આપ્યું હતું?" તેણે તેણીને નીહાલીને જોતાં કહ્યું. "પણ પ્યારાં ખોરશેદબાનુ, વખત વખતના આપણા વીચારો બદલાય છે. તમે પરણીને બહારગામ ગયા ત્યારપછીના તમારા આ ખાવીંદ સાથના વસવાટથી હવે તમને મારી મીત્રાચારીની ગરજ છે કે નહીં તે હું કેમ જાણું? કદાચને હવે તમને મારી દરકાર ન હોય!" તેણે ભાર મુકી કહ્યું, પણ મેં તેની દરકાર કીધી નહીં.

"તમારી દરકાર ન હોય?" મેં કહ્યું. "હું તો હમેશ તમારી મીત્રાચારીની દરકાર કરીશ. તમેજ મારા ખરા મીત્ર છો અને તમારી દોસ્તીનોજ હું આરઝુમંદ છું."

"પણ બીબી ખોરશેદબાનુનો શું વીચાર છે?" તેણે મારી તરફ ટીકી ટીકીને જોવા પછી ખોરશેદ ગમ ફરીને પુછ્યું.

"બીબી ખોરશેદબાનુ કહે છે" ખોરશેદે હસીને નખરાંથી કહ્યું, જ્યારે તેણીના ગાલો લાલ લાલ થઇ આવ્યા, "કે જયાંવેર તમારેથી બને ત્યાંવેર ખોરશેદ મહાલને જો તમો તમારૂં પોતાનું મકાન સમજી રહેશો તો તેણીને મગરૂર અને ખુશી કરશો—અને તેણી આશા રાખે છે કે તમો ઓરત જાતને ધીક્કારવાનો જે ધંધો લઇ બેઠા છો તેમાંથી તમારા એ વસવાત દરમ્યાન તેણીને બાકાત રાખશો."

આ છેલ્લો વાકય તેણીએ તેની તરફ પોતાની માંજરી મનમોહન ચશમો ફેરવી કહ્યો અને પછી બહાર બાગમાં ઉતાવળે ચાલી જઇ ગોલાબના એક કયારા આગળ તેણી વીચારવંત હાલે ઉભી.

"અલકરીમ!" શીહાગુણે નમ્રતાથી કહ્યું. "કેવી સંપુર્ણતાની દેવી છે? એવી એક હુરીના હુકમનો અનાદર હું તો કરી શકતો નથી અને તું બી તેમ કરનો ના. માટે ચાલ, મારો અસબાબ જે સ્ટેશન ઉપર છે તે ત્યાંથી મંગાવી લે.

તારેથી છેલ્લો છુટો પડયો ત્યારપછી મેં બહુજ જખ્મુત જીંદગી ગુજારી છે. માટે હવે મારે તે મારાં કામોનો પસ્તાવો કરી ને પાપો ધોઇ કાઢવાં જોઇએ અને એક પવીત્ર પરણેલાં સુખી જોડાની સંગતમાં જો હું તેમ નહીં કરૂં તો બીજે કયાં? માટે ચાલ, મારી પરોણાગત કરવાને તેયાર થા, કારણ હું હવે અહીંજ હરીઠામ પડું છું.''

## પ્રકરણ ૨૫ સું.

ખુદરતે પેદા કીધેલી સ્રસ્ટી ઉપર જ્યારે બહુ મોહટું તોફાન થનાર હોય છે તેની થોડો વખત અગાઉ સઘળે એટલી તો શાંતી ચુપકીદી પથરાય છે કે જેનો ખ્યાલજ આપણને ગભરાવી મુંગા રાખે છે. તેજ નીયમને અંગીકાર રહી આદમજાતની જીંદગીમાં જ્યારે કાંઇ નાખુશ બનાવ બનવાનો હોય છે ત્યારે તેની થોડો વખત આગમજ તેની જીંદગી ઘણીજ શાંતી અને બેદરકારી વચ્ચે પસાર થાય છે. મારી જીંદગીમાં હાલ આવી શાંતીનો વખત ચાલતો હતો. શીહાગુણે અમારે ત્યાં ઠરીઠામ રહેવા પછી તેની સાથ ફરવા હરવામાં, ઘોડેસ્વારીમાં અને મોજ મજાહમાં અમો અમારો કાળ કાઢવા લાગ્યા. એ અરસા દરમ્યાન ખોરશેદ અને હું બહારથી ખાલી ખોટા દેખાવ વચ્ચે પ્યારભરી જીંદગી ગુજારતાં હોઇએ એમ દેખાડવાને યુકતીઓ કરતાં. શીહાગુણ અમારા વચેનો અણબનાવ કે અપ્રીતી જોઇ રખે મનેજ ઠપકો આપી પોતાની હમેશની રીત મુજબ કાંઇ ભાષણ સંભળાવે એવી બીહીકથી અને શરમથી હું તેને માસ મનની હાલતથી અંજાણો રાખવાની હમેશ તજવીજ કરતો અને તેમાં મારા ધારવા પ્રમાણે હું કેટલેક દરજ્જે ફાવ્યો હતો.

શાઆબાન મહીનો ચાલતો હતો, પુણાની સીઝન તેના પુર બહારમાં ખીલી નીકળી હતી અને અમો તેનો પુરેપુરો લાભ લેતા હતા અને એવા ખુશનુમા એક દીવશે મેં શીહાગુણ અને મદનસારિકા વચે એક એતેફાકથી એવી મુલાકાત થયલી જોઇ કે જે મારે જો કોઇ મને કહેતે તો હું કદીબી માનતે નહીં. મદનસારિકા તે દીને રાતના અમારા બીજાં બે-ચાર પરોણાઓ સાથ અમારી સાથજ ખાણા ઉપર સામેલ થઈ હતી, જે ખલાસ થતાં અમો બાગમાં નીકળ્યા અને ઝાડોની ઘટા નીચે ગોઠવેલી ટેબલો આગળ બેસી ટાહેલું કરતાં કાવો અને કારી નોશ કરવા મંડયા. મદનસારિકા આ વખતે પોતાના પુર બહારમાં ખીલી નીકળી હતી અને તેણીની વિદ્વતાભરી વાતોથી દરેક પરોણો રીઝાઇ તેણીને ગંભીરતાથી સાંભળતો હતો, પણ એ પછી જ્યારે ચંદ્રમાએ પોતાના પુર પુનમના તેજમાં પ્રકાશી બાગમાં સઘળે રૂપેરી ચાદર બીછાવી ત્યારે ખોરશેદના કહેવાથી સઘળા ઉઠી બાગની ઠંડી લેહેકીમાં અને આ ખુલ્લી ચાંદણીમાં ફરવા લાગ્યાં.

બાગ મોહોટો હોવાથી અને પરોણાઓ થોડા હોવાથી જરાવારમાં સઘળાં છુટાછવાયાં બે બે ત્રણ ત્રણની ટોળીમાં અહીં તહીં ફરવા લાગ્યાં. હું મારી બીડીઓનો ડબો બંગલામાં ભુલી આવેલો હોવાથી તે વેળા પાછો અંદર ગયો અને તે લઇ પછવાડેને રસ્તે બંગલાની પછવાડે આવેલી નદી કીનારે જઇ ત્યાં મારી બીડી પીવાનો મેં ઠરાવ કીધો.

બાગમાં નીકળી હું તે કીનારા તરફ ધીમે કદમે ચાલવા લાગ્યો અને જરાવારમાં કીનારા નજદીક આવી પુગ્યો, પણ અહીં મને એકદમ ઉભું રહી જવું પડયું; કારણ મારા કાન ઉપર બે જાણીતા અવાજોની વાતચીતનો પડઘો પડયો. શીહાગુણ પોતાના મરદાનગી ભર્યા પણ ગંભીર અવાજે બોલતો હતો, જ્યારે મદનસારિકા તેવીજ ગંભીરતાથી પણ નરમાસ, મીઠાસ અને મનહરણ રીતે તેને જવાબ દેતી હતી.

ફકત અજાયબીથી છક થઇનેજ હું મુંગો ઉભો રહી ગયો. શું શીહાગુણ આખરે વટલ્યો હતો? ઓરત જાતને ધીકકારનાર આખરે તેને

શરણે આવી તેનાં સપાટામાં સપડાયો હતો? મદનસારિકા સાદી, સાલસ, વખાણવા કે પુંજા કરવા લાયક; સરસ ખુબસુરતી વગરની પણ સરસ ખાસલતની, ખોદાને માનનારી મદનસારિકાએ ખરેજ 'આજીનો ગઢ' જીત્યો હતો? અને જો તેમ હોય તો મને શીક્ષાગુરુની ખરીજ અદેખાઈ ઉપજી. ખુબસુરતી વગરની એ સાદી સાદી ઓરતમાં એવું તે શું એણે જોયું હતું કે તેણીને તેણે પસંદ કીધી હતી. આવા સંજોગો અને વીચારો વચ્ચે જો હું મુંગો ઉભો રહી તેઓને દેખાવ દીધા વગર તેઓની વાત સાંભળવાને આતુર બનુ તો તેમાં મેં કાંઈ ખોટું જોયું નહીં. શીક્ષાગુરુ પોતાની તેજ પણ ગૂઢ ચશમો તેણીની તરફ ફીકી અદબ વાળી તેની સામો ઉભો હતો, જ્યારે તેની જુવાન અબળા તેનેથી થોડેક દુર ઉભી રહી તેની નજરબંદીથી ફસી તેની તરફ બીહીકની મારી જોતી હતી.

"મદનસારિકા, મારી એટલી અરજ કબુલ કરો અને મને તમારી નોકરી બજા લાવવા દો" તે બોલતો હતો. "ઓરત જાતમાં જવલેજ મળતી ખુબી-બુધ્ધી વૈભવ-તમારામાં પેદા થયલો છે, એ ખુબીને લીધે હું તમારી દોલતનો વધારો કરીશ. જો હું તમને મારી નોકરી સપુરદ કરવાની માંગણી નહીં કરું તો પછી મારો અવતારજ શું ખપનો? તમે પૈસાદાર નથી તો દોલતમંદ કેમ થવું તે હું તમને દેખાડીશ. તમારી કીરતીના અદેખા એવા તમારા દુશ્મનો ઘણા છે તો તેવા તમામ દુશ્મનો અને ગીબતખોરઓને હું તમારી સામે લાવી ગુંઠણભંડીએ પડાવી માફ મંગાવીશ અને તેઓને તમારા ગુલામો બનાવીશ. તમારી બુધ્ધિ, તમારી ખુબસુરતી અને તમારી સાલેસાઈ, સબુરી અને સંતોષની બક્ષેસો ઉપરાંત હું તમને એવા ઉંચા શીખરે ચઢાઉં કે જ્યાં આ જમાનાની તો કોઈણી ઓરત પુગી શકી નથી. હું ખાલી આપબડાઈ નથી હાંકતો; જે હું બોલું છું તે બજા લાવું છું. ફકત એ સબબા માટે હું એકજ શરત કરવા માગું છું અને તે એ કે હું જેમ સલાહ આપું તેમજ તમારે હમેશ ચાલવું અને મારી સલાહ પ્રમાણે ચાલવાનું કાંઈ બહુ મુશકીલ નથી. ઘણા લોકો મારી સલાહ પ્રમાણે ચાલી પોતાની મુરાદોને પામ્યા છે."

આ સઘળું બોલતી વખતે તેનો ચેહેરો જોવા લાયક હતો. તે એવા તો દુબલા, ગભરામણા અને દુઃખી દેખાવે આ અરજ કરતો હતો કે કોઈ જોનારનાં મન ઉપર એવોજ છાપ બેસે કે તે બીહતો હતો કે રખે તેની આ અરજ કબુલ રાખવામાં આવે. એવો ભાવાર્થ ઉપજે કે તે જે અરજ કરતો હતો તે તેને પોતાનેજ અણગમતી, મરજી વીરૂધની અને કંટાળો આપનારી હતી. મદનસારિકા તેની આ અરજનો શું જવાબ દે છે તે સાંભળવા અધીરો પડયો.

"મારે માટે આટલી બધી કાળજી ધરાવવા માટે, નવાબ રહેમનશાહ, હું તમારી આભારી થઈ છું:" તેણીએ કહયું. "તમારી સખાવતો અને લોકોને મદદ કરવાની ટેવ માટે અલીસાહેબ તરફથી મેં વારંવાર સાંભળ્યું છે, તમારી બીસ્યાર દોલત અને વગવસીલાથી હું પુરતી વાકેફ છું પણ હું નાચાર છું કે તમારી એ માંગણી હું કબુલ કરી શકતી નથી. આજ સુધીમાં હું કોઈની ઓશીઆલી રહી નથી અને હવે પછી કોઈની ઓશીઆલી થાઉં નહીં એજ મારાં મનની મુરાદ છે હું જાતી મેહનતથી ઉછરેલી છું અને તેવીજ રહેવાને ઉમેદ રાખું છું. વળી મને કાંઈ વધારે જોઈતુંબી નથી સીવાય કે જ્યારે વખત આવે ત્યારે હું શાંતીથી અને પવીત્રાઈમાં મારો આતમા તે પાક કીરતારને હવાલે કરૂં. ખરી વાત છે કે હું પૈસાદાર નથી પણ પૈસામાંજ ખરૂં સુખ સમાયલું નથી. પૈસાવાલી થવા મને ગમતુંજ નથી કારણ તેમ થવાથી મારી આસપાસ જેમ મધ ઉપર માંખ ભમે તેમ મારા પૈસાના વાસ ઉપર અને તેનો સ્વાદ ચાખવા ખોટા દોસ્તદારો અને પ.

રાજખોર ખુશામતયાંઓની રેલછેલ થાય તે હું નાપસંદ કરૂં છું. તેઓ મારે પોતાને માટે નહીં પણ મારા પઇસા માટે મારી દોસતીની આરજુ કરે જે હું કદીબી કબુલું નહીં. મને વલી નામના કે જગજાહેરાતનીબી હોંસ નથી. હાલ જે મારી હાલત છે તેજ મને પુરતી છે.”

“પણ તમારી જુઠી નીંદા કરનાર તમારા દુશમનોનું કેમ?” શીહાગુણે હજી તેણીને વીચારવંત હાસે નીહાલતાં પુછ્યું.

“મને તેઓની દરકાર નથી. તેઓ મને કાંઇપણ નુકસાન કરતા નથી એટલે હું તેઓને જો માફ કરૂં તો તેમાં નવાઇ નહીં. જ્યાં વેર હું પોતે મારી મરયાદામાં, મારી હદમાં રહી મારી પોતાની જાલવણી કરૂં ત્યાં વેર કોઇના બોલવાથી મને બીહવાનું કાંઇ કારણ નથી. મારૂં હૈયું સાફ છે તો બીજાઓના બકબકારાથી મને અલવલ આવનાર નથી. હું મારી જીંદગી એટલી તો ખુલી રીતે ગુજારૂં છું કે લોકો મને સારી રવેશ ઓળખી ચુકાં છે. અલબત આ દુન્યામાં દુશમેન તો સઘળાંનાં હોય, અને તેમ મારાબી હશે પણ તે દુશમનો કેવા? દુન્યાદારીની સમજથી બેખબર, મુર્ખા અને સંસારમાં પછાત પડેલા હાર માર થયલાઓ. તો તેવા દુશમનો ઉપર ગુસે થવાને બદલે હું તેઓની દયા ખાઉં છું અને તેઓને માફ કરૂં છું.”

આ વખતે ઝાડીઓમાં કાંઇ ખખડાત થયો– એક સુકી દાંખલી ભાંગી ગઇ હોય એવો અવાજ આવ્યો– અને શીહાગુણને મેં બે કદમ આગળ ભરી મદનસારિકાની નજદીક આવતો જોયો. તેના મોહપર હવે જરાક ખુશાલીની શુરાખી બરપા થઇ હતી અને તેના ગભરાયલા, ગુમરાયલા ચેહરા ઉપર દેવતાઇ રોશનીની છાપ પ્રગટી નીકલી.

“સુંદર મહાજ્ઞાની અપસરા, મહાપુજ્ય ધનવંતરી, આદમજાત અને તેને લગતી બાબદોનું તોલ તું ખરેજ અજ્ઞાનથી કરે છે. પણ– આખરેબી તો તું સ્ત્રી જાતી છે.– અને સ્ત્રી જાતી માટે પરમ કૃપાલુ અલલતીફે સરજેલી એક ચીજની તો તને હાજત હોવીજ જોઇએ. તારા ગમે એવા સંતોષ કે સબુરી છતાં તે ચીજ વગરની તારી જીંદગી વ્યર્થ છે, ગમે એવી ફીલસુફી અને ડહાપણ તે ચીજ આગળ પાણી ભરે છે. તે ચીજ સ્ત્રી જાતીની જીંદગીને અમરૂત કરનાર તે પ્યારા દીલદારનો–સાચા આશકનો–ખરો, અગાધ, આંધળો પ્યાર હજી તું મેલવવાને શકતીવાન થઇ નથી. હજી સુધી મરદના દીલસે તારૂં દીલ લાગયું નથી— પ્યાર ભરેલા નાજુક હાથોએ હજી તારી આગતા સ્વાગતા કરી નથી– હજી તું એકલી અટુલી જીંદગી ગુજારે છે. તો બોલ, મદનસારિકા કે એવા એક મજનુનના પ્યારનીબી તને ગરજ નથી? અલબત મરદ પોતે હેવાન્યતથી ભરેલો છે અને તેથી તે પોતાના સાથીનેબી તેવોજ હેવાન જોવાને આતુર છે. પણ તે છતાં શું સરસ? એવા એક હેવાનની પુંજા કે દુન્યાવરણમાં એકલી અટુલી જીંદગી? હજી તું તારી જુવાનીમાં છે પણ જ્યારે બુઢાપો તારી ઉપર ગાલેબ આવશે ત્યારે એવા એક કમીના પણ સાચા સાથીની તું વધારે તલબગાર બનશે. માટે વીચાર કરીને મને જવાબ દે. કદાચને મારૂં બોલવું તને અસંભવીત લાગશે પણ તે છતાં એવો પ્યાર હું તને સપુરદ કરી શકીશ– મારો પોતાનો પ્યારતો નહીં કારણ હું કોઇનેબી ચાહતો નથી–લેકીન દુન્યાની સપાટી ઉપરના કોઇબી મગરૂરમાં મગરૂર મજનુનને લાવી હું તારા પગની ખાક ચુમતો પાડી શકીશ અને અને તે તારાં હાથની પવીત્ર નેકામાં માંગણી કરશે. તને ગમે એવા–તારી મરજીના–તારી પસંદગીના એવા વામીકને હું મેલવી આપવાને શકતીવાન છું અને તેની સાથ તું નેકાથી જોડાઇ સુખી થઇ શક– પણ શું છે? તું એટલી બધી ખારેથી બીહને દુર કેમ જાય છે?” તે બોલી ઉઠયો કારણ મદન-

સારિકા તેનેથી દુર હટી જઇ તેને ધાસતીથી જોવા લાગી.

"તમે મને હેભતાવી મેલો છો!" તેણીએ તદન ફીકી પડી જઇ ધ્રુજતા ધીમા અવાજે કહ્યું. "આવાં વચનો અદભુત, માણી નહીં શકાય એવાં, બની નહીં શકે એવાં લાગે છે. તમે આદમજાતથી ઉલટીજ રીતે દેવ શકતી ધરાવતા હો એમ બોલો છો. નવાબ રહેમનશાહ, તમારૂં બોલવું મારાં મગજમાં ઉતરતું નથી. અને જો હું ખરૂં બોલું તો મને માફ કરજો પણ મારાં જીગરમાં કોઇ આવીને મને તમારેથી બીહવા, તમારેથી દુર રહેવા ચેતાવે છે. તમે કોણ છો? શું કરવા તમો મને એટલી બધી વીનવો છો? જો હું તમને નગુણી લાગતી હોઉં તો મને માફ કરજો- પણ-મને અહીં બહુજ ઠંડી લાગે છે. આપણે અંદર જઇએ તો ઠીક-"

એટલું બોલતાં તેણી ઠરહરીને ધ્રુજી અને ટેકાને માટે પાસેના ઝાડની એક ડાલી પકડી ઉભી. શીહાગુણ હજી તેણીને તગર તગર નજરથી ગંભીર ચુપકીદીમાં જોયા કરતો હતો.

"તમો કહો છો કે હું એકલી છું તેથી મારે પરણી સુખી થવું જોઇએ." મદનસારિકાએ જીવપર જોરાવરી ખેંચી કહ્યું, "અને તમારૂં એ કહેવું ખરૂંબી હોય, પણ જ્યાવેર હું જાણું છું ત્યાંવેર તો પરણેલી જીંદગી ભોગવતી મારી ઓળખની કેટલીક ઓરતો તેવી સુખી નથી. જો ખોદાએ એવું નીરમાન કીધું હશે કે મારે એકલીજ જીંદગી ગુજારવી તો હું તેજ જીંદગીમાં ખરૂં સુખ અને મજાહ માની લઇ મારી જીંદગીના છેડા સુધી સંતોષથી જીવીશ અને તે છેડાની રાહ જોતી ધીરજથી ટોળીશ."

ખુશાલીની હવે પ્રગટ લાગણીઓ જાહેર કરતો શીહાગુણ તેણીની હજી નજદીક ગયો અને ખુલ્લા, સાફ અવાજે, દલગીરીના કાંઇ પણ અંશ વગર બોલ્યો,

"ખરૂં છે મદનસારિકા, તું તે છેડા માટે ટોળવાને શકતીવાન છે, પણ મને એક વાતનો પુરેપુરો ખ્યાલ કરી ધ્યાનથી જવાબ દે. તને કાંઇ એવો ખ્યાલ આવે છે કે બહુ લાંબા વખતની વાત ઉપર આ ધરતી ઉપર નહી પણ બીજી જેહાનમાં તેં મને કદીબી જોયો છે? જ્યાં તું એક ફીરેસ્તો હતી અને હું-જે છું તે નહી પણ-જે હતો તે? બીહ ના? ધ્રુજે છે શું કરવા? મારી તારે ફીકર રાખવી નહીં-એક તો શું પણ એક હજાર આવી દુન્યાઓ માટે હું હવે તારા બાળને અલગલ આવવા દેનાર નથી. ખરૂં છે કે કોઇ કોઇવાર હું એક દીવાના મીશાલ બકબકારો કરૂં છું, પણ તે વખતે મારા દીલમાં જે આગલા પાછલા-જમાના અગાઉના જે વીચારો આવે છે-પસ્તાવાના આતશની જે ચેહ મારા જીગરને બાલી ખાક બનાવે છે તે વખતે હું દીવાનો બનું તો અચંબો શું? ત્યારે હવે દુન્યા વરણનો પૈસો, જગપ્રસીદ્ધી કે ઇશકી કાંઇબી તને-એક ઓરતને-લલચાવતી નથી? તું ખરેજ ત્યારે એક જીવતો જાગતો ફરેસ્તો છે. મારી અરજ તું નાકબુલ કરે છે મારી મદદ તને જોઇતી નથી. મારી નોકરી તું હરકાટી કાઢે છે તો ઠીક છે. જો હું તને મદદ કરી શકતો નથી તો તું મને સહાય થા."—અને તે અહીં તેણીની સામે ગુંઠણુ મંડીએ પડી તેનો હાથ લઇ તે ઉપર માનથી ચુંમી કરી બોલ્યો—"હું એક બહુજ નજીવી મેહેરબાની માગી લઉં છું અને તે એજ કે તે પાક અલાહના દરગાહમાં તું મારે માટે બંદગી કર. હું જાણું છું કે તું રોજ બંદગી કરે છે એટલે તને એ કામ કાંઇ મુશકેલ લાગશે નહીં. તું માને છે કે અલાહ તારી બંદગી સાંભળે છે અને જ્યારે હું તારી સનમુખ જોઉં છું ત્યારે મારીબી ખાતરી થાય છે કે તે સાંભળે છે. તારા જેવું એક ઇમાનનું મોતીજ મરદનો ખરો સીંગાર કે તારણ છે, તો પઢ, તારી બંદગી કરી એક ઉંચા આસન ઉપરથી પડેલા અને સચાઇથી વેગળા

ગયલા મારા જેવા એક મીસકીન માટે—જે ગમે એવી જેહમત ખેંચવા છતાં પોતાને થયલી જબુન શીક્ષાને લીધે અને ફક્ત આદમની બદ ઇચ્છાઓને શરણ થઇ બાગેબેહસ્તમાં જઇ શકતો નથી, પણ જહાનુમના ઉંડા ગારમા અટવાઇ અવત્યાં ખાય છે એવા એક નાચાર માટે બંદગી કર અને દુવા માંગ! વચન આપ, મદનસારિકા, કે તું મારે માટે તેની જનાબમાં બંદગી કરશે. કારણ તારી બંદગીથીજ જે સ્વર્ગે હું ખોહ્યો બેઠો છું તેની નજદીક એક કદમ આગળ વધીશ."

અજાયબીમાં ગરકાવ થઇ ફાટફાટ થતી છાતીએ મેં આ સઘળું સાંભળ્યું. આ શીહા ગુણ? રેહમનશાહ તે આ? દરેક બાબદમાં તુચ્છકાર બતાવનાર, બેકદર બેદરકાર, જન વેરી થઇ સર્વને ધીકારનાર જે શાહાગુણને હું ઓળખતો હતો તે આ?—એક ઓરતના સામે ગુંઠણ મંડીએ પડી એક પાપી મીશાળ પસતાવો કરનાર રેહમનશાહ એ? મદનસારિકા પેહલાં તો દીલમુઢ જેવી ઉભીજ રહી, પછી પોતાનો હાથ ધીમેથી તેના હાથમાંથી છોડવી તેણી મીહાસથી પણ ધ્રુજતે સાદે બોલી,

"જો તમારી એવીજ મરજી છે તો હું વચન આપું છું કે મારી બંદગીમાં હું તમારે માટે સારી દુવા ચાહી ઇચ્છીશ કે જે અજબ જેવું અને કડવું દુઃખ તમો સેહવો છો તેમાંથી તમારો છુટકારો થઇ—"

"દુઃખ!" તે ઝડપથી ઉઠતાં ઉસકેરાઇ જઇ બોલ્યો, "મારૂં દુઃખ! "કદરદાન ઓરત, વીદવાન મીત્ર કે ખાકેશ ફીરેસતા—જેખી તને ઉપમા આપું તે વાજબીજ છે—તે મારાં દુઃખનો વીસતાર શું જાણે? મને એક દુઃખ નથી. હું હજારો હજાર બલકે લખોલાખ દુઃખોમાં દુબી ગયો છું અને જે દુઃખો તેટલીજ અગણીત ચીંગારીઓનાં રૂપે મારાં જીગરને રોજ બાળી જાળી કવાબ કરી નાખે છે. મરદ જાતના નામોશીભરેલાં અને નજીસ કર્મો—ઓરત જાતની નીચ, લુચાઇ અને ધાટકી વર્તણુક—બચાંઓનું જહાકાર, ખુનખાર નગુણાપણું—સચાઇની હાંસી—ખુઠી વૈભવની ફાંસી—આદમ જાતની આપમતલબ, લોભ, અને બદહવશીયાત,—પોતાનોજ પેદા કરનાર તે બાપ તરફની નાકદર નીંદા અને પાપો, એ સર્વ મારાં દુઃખનાં મુળ છે, એજ મને કંગાલ જંજીરમાં જીકરાયલો રાખેછે જ્યારે હું પોતે તો તે જંજીર તોડી છુટો થવાની દરેક પેરવી કરૂં છું. આ સઘળાં મારી આસપાસ એક એવું દેવસ્થાન ઉભું કરે છે—મને બાંધી રાખી એટલો દાખી નાખે છે અને એટલો ત્રાસ વરતાવે છે કે પછી હું ખુદને ભુલી જઇ એવો બનું છું કે જે માટે હું પોતે શરમાઇ કોઇને મારી હાલત કહી શકતો નથી. અને તે છતાં હું જેટલો બદકાર બાહેરથી દીસું છું એટલો ભીતરમાં નથી. મારાં કરતાં બદીમાં વધારે ઉતરેલા આદમો પુષ્કળ છે. ખોદા સાહેદ છે હું એટલો બધો ખરાબ નથી. અલબત, હું લોકોને લલચાવું છું પણ ફસાવતો નથી. ઘણાઓને હું રસ્તો દેખાડું છું પણ તે રસ્તો એટલો સેહલો હોય છે કે તેઓ આંખ મીંચી તે રસ્તે પોતાની મરજીથી સીધા ચાલી જઇ શકે છે. તમે એમ મારી તરફ બીહકની નજરથી ના જુવો. તમને બીહવાનું કાંઇબી કારણ નથી. તમો સાચાઇ અને પવીત્રાઇમાં પુરવીણ છો અને હું એ બેઉ ખુબીઓનો પુંજારી છું. તમારી જીંદગી ફેરવી નાખવા માટેની મારી માંગણી તમોએ ના પાડી છે તો આપણે આજે રાતથી જુદાં પડીશું—અને આ દુન્યામાં ફરી કદીબી મળીશું નહીં. તમારા સુખી, સંતોશી અને ઇમાનદાર માર્ગમાં હું આડો આવીશ નહીં એવાં હું તે પાક અલવાજેહની હજુર કસમ લઉં છું."

"પણ કાંય?" મદન સારિકા હવે હીંમત ધરી તેની નજદીક આવી તેનાં ખભાં ઉપર પોતાનો હાથ મમતાથી મુકી બોલી, "તમે એટલા બધા સંતાપથી શું કામ બોલો

છો ! તમારી જીંદગીનો એ શીદ્દા સદ્દો શું છે ? ખુદરતે તમને મયાળુ દયાળું બનાવ્યા છે–અને જોકે મેં ભુલમાં તમારી તરફ શકની નજરથી જોયું છતાં— "

" મને શકની નજરથી જોવામાંજ તમને લાભ છે, " તેણે તેણીના બેઉ હાથ પોતાના હાથમાં પકડી હીરા પેરે જળકતી આંખોએ તેણીને ટીકતાં કહ્યું. " તમારી પ્રેરણાબુદ્દી તમને સારંજ સુજાડે છે. દુન્યામાં તમારાં જેવાં બીજાંબી હતે કે જેઓ મારી ઉપર શક લઇ મને દુર હરકાટી કાઢતે તો પછી મને સંતાપજ શાનો હતો. પણ એક ચીજ હમેશ યાદ રાખજો કે જ્યારેબી તમને મારો ખ્યાલ આવે ત્યારે એમજ વીચારજો કે આ સૃષ્ટીની સપાટી ઉપર જીવતાં એક કંગાલમાં કંગાલ દુઃખી દરદી અને ભુખે મરતાં આદમથીબી વધુ ખરાબ અને દયા ઉપજાવવાજોગ મારી હાલત છે. કારણ તે આદમનાં જીગરમાં તો કોઇ ચીજની આશા રહી હશે. જ્યારે મારી આશાનો ચેરાગનો તદન બુજાઇ ગયો છે. અને વળી જ્યારે તમે મારે માટે બંદગી કરો ત્યારેબી એવાજ ખ્યાલથી કરજો કે જે માણસ પોતા માટે બંદગી કરવાની હીંમત કરતો નથી તેને માટે તમો તે કરો છો. કુરાને શરીફમાં બંદગી કરતાં આદમ બોલે છે કે " બલાથી બચાવ કરો અને લાલચથી મને ઉગારો " આજે તમને બહુજ બુરી લાલચોથી લલચાવવામાં આવ્યાં હતાં પણ એક પહરેજગાર ' આદમની મીશાલ તમોએ તે લાલચોની દરકાર કીધી નથી. અને હવે બોદા હાફીઝ ! જીવતા જીવત હું હવે તમને કદીબી મળીશ નહીં. મુવા બાદ–તો અલ્લાહ છે ! મેં અગણીત મોહતના બીછાનાં ઉપર હાજરી આપી છે પણ તમારા અંત વેળા હું આવી શકીશ નહીં. કદાચને ' હાલ કરારનાં ચોઆં કે અદેનનાં પાંચમાં બેહેસ્તમાં તમો મને જોશો અને ત્યારેજ હું કોણ હતો અને કોણ છું તે તમો પીછાણી ખુશી થશો કે આજે જે રીતે આપણે હમેશ માટે છુટા પડીએ છીએ તે રીત ખરેજ તમારા હકમાં ફાયદો કરનાર હતી, સાહેબજી."

એટલું બોલી તેણે તેણીના હાથ છોડી દીધા અને અકળાયલી ગભરાયલી બીદ ધ્રુજીને શીકી પડી ગયલી મદનસારિકા તેની આગળથી ધીમે કદમે બંગલા તરફ જવા લાગી, કારણકે તેનો ચેહેરો આ વખતે વીકાળ અને ભયાનક બની ગયો હતો. તેના કપાળ ઉપર ગુસ્સાનો ચીળો ચઢયો હતો અને તેની આંખમાંથી આતશી સોહોલા નીકળી તેને બાળી નાખતા હતા. તેના મોહ ઉપરથી કૃરતા અને માયાના મીશ્રીત લક્ષણો ખુલ્લાં પ્રગટી નીકળ્યા હતા. આ તેના દેખાવથી મને પણ ધાસતી ઉપજી અને જો કે વખત ગરમીનો હતો તે છતાં મને ટાઢના લખલખાં ભરાઇ આવ્યાં. મદનસારિકાને બંગલામાં પુગવાનો વખત આપી હું પણ કોઇ જોય નહીં એવી રીતે બંગલામાં પોંહચી જવાની વેતરણમાં હતો અને તે મકસદથી હું હજી તો એક પગલું આગળ ભરું તેટલાંજ શીહાગુણ બોલ્યો,

"કેમ ચગોર, ઝાડના ઓઠામાં ભરાઇ રહેવાને બદલે બહાર આવી આ નાટક બરાબરજ કેમ નહીં જોયો ?"

આ સાંભળી હું તો ખીસ્યાણો પડી ગયો.

"આજે તેં મારી નાટકી શકતીનો બરાબર અનુભવ મેળવ્યો છે." તેણે પોતાની બીડી ધીરેથી સળગાવતાં કહ્યું, "મારા વીચાર પ્રમાણે દરેક મરદ કે ઓરત પૈસાને શરણુ થાય છે તેથી મેં મદનસારિકાને તપાસી જોવા આ બાજી રચીઃ તેં સાંભળ્યું તેમ તેણીએ મારી દરેક લાલચોને હરકાટી કાઢી ત્યારે તેણીને રાજી રાખવા મને તેણીની બંદગી માંગવાની ફરજ પડી. હું આશા રાખું છું કે તારી ખાતરી થઇ હશે કે એક નાટકી તરીકે મેં મારો ભાગ સંપુર્ણ રીતે બજાવ્યો છે."

"તમે નાટક નહીં કરતા હતા. તમે જે બોલતા હતા તે સઘળું સત્યભાવથી બોલતા હ

"તેનું કારણ હતું. નાટકના બે પુરનીન ટીકાકારો મારો એ નાટક છુપાઇને જોતા હતા અને તેથી મને તે બરાબર બજાવવો પડયો."

"બે ?" મેં અજાયબીથી પુછયું.

"હા, બે. એક બાજુએ તું હનો-અને બીજી બાજુએ બીબી ખોરશેદબાનુ હતી, જેણી ખેલ ખતમ થવાની જરાવાર અગાઉથીજ મોહટે ઘરની બાનુઓના રીવાજ પ્રમાણે ઉઠીને ચાલી ગઇ કે જેથી લોકોની ભચડાકચડીમાંથી તેણીને જવું નહીં પડે."

"હું છુપાઇને સાંભળતો હતો તે ખરૂં-- અને તેમાં કદાચતે મેં ભુલબી કીધી હોય-પણ ખોરશેદ એમ સાંભળે એ હું માનુંજ નહી." ઝંખવાણો પડી જઇ એં ગુસ્સાથી કહ્યું.

"છટ છટ, અલી એમ મીજાસ ના ખોહી દે. ખોરશેદબાનુ નહી હોય તો પછી જંગલની કોઇ પરી સાહયા અને ઝવેરાતથી સજેલી આવી હશે. મદનસારિકાને મારે અજમાવી જોવી હતી અને તેમાં હું ધારતો હનો તેટલો ફાવ્યો નહી. હવે અમો અમારે માર્ગે લાગીશું અને કદી મળીશું નહીં."

"તું અજબ ઢંગધડા વગરનો માણસ છે શીહાગુણ, મેં કહ્યું.

"અને તે ખરૂં છે. મારા આચારવીચારો તને એવાજ લાગશે. તું જોતો નથી કે બેસુમાર દોલત મારી પાસ હોવા છતાં હું તેની દરકાર કરતો નથી. બેઅંદાજ શકતી મારામાં હોવા છતાં તે શકતી માટે હું જોખમદાર બનવા માગતો નથી. એકલી અટુલી જીંદગીથી કંટાળી હું જે છું તે માટે હું ખુદને ધીકકારૂં છું. તારા જેવાં એક નસીબવંતા, પ્યારની ચુંગાલમાં ફસેલા-લપટાયલા-ને મારી હાલતનો ખ્યાલ કદી આવેજ નહીં. પ્યાર વગરની મારી જીંદગી લુખીસુકી છે. હું ઇચ્છું છું કે હું કોઇના પ્યારમાં પડું."

"તું જો ચાહેતો તે પણ કાંઇ મુશકેલ નથી."

"તે બનવુંજ મુશકેલ છે. મદનસારિકાને તે કહેતાં તેં મને સાંભળ્યો છે કે હું કોઇનેબી ચાહી શકુંજ નહીં. આ દુન્યાના તકલીદી થોડા વખતના પ્યારને હું પ્યાર કરીનેજ કહેતો નથી, પણ ચાલ અહીં નકામાં ટાહેલામાં વખત ખોહવા કરતાં આપણે બાનુઓની સંગમાં જઇએ."

---

## પ્રકરણ ૨૬ મું.

મદનસારિકા સાથની શીહાગુણની મુલાકાત પછી ત્રીજી રાત્ર મારી જીંદગી સુધી યાદગાર રહી જશે. તે કમબખત, કમભાગ્યહીની રાતે મારા સુખનો ચેરાગ બુઝાઈ ગયો--સુખનું મારૂં નાવ ડુબી જઇ દુ:ખનું બારકસ તરતું થયું, અને તેબી અચગુચ! કાંઇ પણ ચેતવણી આપ્યા વગર! એકાએક એકદમ ઘેરાયલાં વાદળની ગર્જના મીશાલ તે સાબેત ફટકો મારી ઉપર પડી મને પોતાના, દયાહીન બોજામાં દબાવી દીધો અને તેબી કેવે ચોઘડીએ? જ્યારે મને પોતાને સુખી થયલો અને મારા દુ:ખોને છેડે આવી પુગેલો ધારતો હતો ત્યારેજ! શીહાગુણ, ખોરશેદ અને હું, ત્રણે જણે તે દીવસ હસી ખુશીમાં પસાર કીધો હતો. ખોરશેદ પોતાના ખવાસથી ઉલટીજ તે દીને મારી ઉપર અસાધારણ પ્યાર અને શીદાગીરી દેખાડી ચુકી હતી અને મને એટલો તો રીઝવ્યો હતો કે મેં ધારી લીધું કે તેણી આખરે પણ મારા પ્યારનો જવાબ દઇ મને સુખી કરવાની રાહ ઉપર આવી હતી. તેણીના તે દીવસનાજ નખરાંથી હું એટલો તો આંધલો બની ગયો કે મને ખ્યાલ પણ નહીં આવ્યો કે આ સઘળા ખેમાન તે મારે માટે નહીં પણ શીહાગુણને જીતવા માટે ખેલતી હતી. મને તે ખુબસુરત, મનમોહન, વિલાસી ઓરતની લંપટનોજ ખ્યાલ આવ્યો અને તેણીના મીઠા મધુર અવાજથી દીવાનો બની હું હવાઇ કીલ્લાઓ બાંધી તેણીના સાચા પ્યારનો તલબગાર બન્યો.

રાત પડી, તે સરજનહારની સરજાયલી સારી સૃષ્ટી ઉપર ફ્કત થોડા કેલાકનો અંધકાર વીસામા માટે ફેલાઇ રહ્યો પણ મારી જીંદગીની હમેશની રાત તે બદબખત ઘડીથી શરૂ થઇ. જાવેદાંન તુલીકની મારી રાત શરૂ થઇ અને તે જીંદગીના છેડા સુધી ખતમ થઇ નહીં.

પૈસાની મોજમાં, આલસાઇનાં એદીપણાને લીધે અને સંસારની જંજાળોથી બેફીકરો હું ભર ઉંઘમાં પડયો અને કેટલા કલાક સુતો હઇશ તેનું મને ભાન રહ્યું નહીં. પણ મને એકાએક કોઇ અણદીઠ હાથે હડસેલો મારી, મારી મીઠી નીંદમાંથી સજાગરૂ કીધો-તે ક્રૂર હાથે મારી ઉંઘ હમેશની છીણવી લીધી-અને હું ઉઠીને જોઉં છું તો ખોરશેદ મારાં પાસાંમાં હતી નહીં. મારૂં જીગર ચાલતું બંધ થઇ ગયું અને ડોલા ફાડી હું તે ખાલી ઓરડામાં અહીં તહીં તેણીને શોધવા લાગ્યો. બીછાનામાંથી એક છલાંગ મારી હું હેઠો ઉતર્યો અને ઓરડાનું બારણું ઉઘાડી બહાર નજર ફેંકી પણ ત્યાંબી તેણીનો પત્તો મળે નહીં. ઓરડામાંથી બહાર નીકલી ધીમે કદમે નીચે જવાના દાદર આગલ હું આવી પુગો અને નીચેના ખંડમાં ટીંગાઇને જોયું. ખોરશેદ આવી શાંત અને અંધારી રીતે કયાં ગઇ હશે? એ ખ્યાલે મને શંકાશીલ બનાવ્યો. પેહલાં તો મને નીચેના ખંડમાં અંધારૂં હોવાથી કાંઇ દીસ્યું નહીં પણ પછી બારીમાંથી આવતી ચાંદરણીની રજાલની મદદથી મને એક ઓળો નજરે પડયો અને કોઇ આદમીઓના વાત કરવાનો અવાજ મારે કાને પડયો. બહુ ઝડપથી દોડતી નાંડી સાથ, ગુંગલાતા દમ સાથ, નાપાક, પલીદી અને નીચ વેહમોને હું શરણુ થઇ ચુપચુપ કાંઇ પણ અવાજ કર્યા વગર તે સંગેમરમરની સીડી ઉપરથી નીચે ઉતર્યો અને જ્યારે છેક છેલે ફાંદીએ આવી પુગો ત્યારે મેં જે દેખાવ જોયો તેથી હું એટલો તો સાવજ બની ગયો કે મને ભીંતની મદદ લઇ તેને બાઝીને ઉભું રેહવું પડયું અને મારાં મોહડાંમાંથી દુઃખની ચીચારી રખે નીકલી પડે એવી બીહકથી મેં મારા હોઠ એટલા તો જોરથી દાંત વચ્ચે પકડયા કે તેમાંથી લોહી નીકલી આવ્યું. ત્યાં-મારી નજર સામે-અને બારીમાંથી આવતી ચંદણીના અજવાલામાં મેં મારી ઓરતને ગુંઠણ મંડીએ પડેલી જોઇ-તેણીએ સફેદ સારી પેહડી હતી જેથી તેણીનું આખું શરીર બરાબર જણાતું હતું-બાલ છુટા પડી તેણીનાં ખભાં અને પીઠ ઉપર વેર વેખર થઇ ગયા હતા-તેણીના હાથો અરજી કરતી ઢપે જોડેલા હતા-અને તેણીએ પોતાનો ચેહરો ઉંચો કરી તેણી સામે ઉભેલા શીહા ગુણ તરફ ફેરવ્યો હતો. હું આ દેખાવ સુકી પણ જલતી ચશમોએ જોઇ મુંગો ઉભો-એની મતલબ શું? શું મારી ઓરત બેવફા થઇ હતી? તે-મારો મીત્ર-વીશ્વાસઘાતી બન્યો હતો?

"ધીરજ! જીવ ધીરજ પકડ!" મેં મારાં મનને કહ્યું "જેવો નાટક મદન સારિકા સાથ ભજવી બતાવ્યો હતો તેવોજ આબી એક કરૂનારસીક નાટક છે, માટે ધીર ધર! અને આગલ શું થાય છે તે જો!" અને હું તે ભીંતના ઓઠામાં દમ ખેંચી મુંગો ઉભો, કે જેથી તેઓ જે કાંઇબી બોલે તે મને બરાબર સમજાય. આ વખતેબી શીહા ગુણના ચેહરા ઉપર પ્રગટી નીકળેલી કેહેરની પ્રગટ નીશાની અને ગુસ્સાથી ચીમળાયલું તેનું કપાલ જોઇ હું અજબ થયો. તેનો દેખાવ અખુદરતી માણસાઇથી ચઢીયાતો-આ વખતે મને જણાયો. તેની ખુબસુરતી આ વખતે નાપાક બદસુરતીમાં કેમ ફેરવાઇ ગઇ હતી? અને તેનો દેખાવ કેવો પલીદી લાગતો હતો?

આ વીચારોમાં ખોરશેદના બોલોએ ખલલ કીધી. તેણીનો બોલે બોલ ફાટ ફાટ થતી છાતીએ મેં સાંભળ્યો અને મારી બે નાબરૂ અને નાચે શીના તેણીએ કીધેલા ઘાતથી હું

ત્યાંજ સુરહું થઇ પડવાને બદલે તેણીની બેહયાઇનો શાહેદ થઇ ઉભો.

"હું તને ચાહું છું" તેણી ગલગલતા સાદે બોલી, "શીહા ગુણ, તેં મારો પ્યાર જીતી લીધો છે અને તે પ્યાર મને કચડી મારી નાખે છે! દયા કર! મારી ઉપર મેહરબાન થા! મને તારી પ્યારી બનાવ, ફકત એક કલાકજ મારા પ્યારનો જવાબ આપ અને પછી—પછી તારે ગમે તે મારૂં કર—ગમે તો મને મારી નાખ, ગમે તો મને બેઆબરૂ બેલજતી બનાવી જાહેરમાં રૂશવા કરી—ગમે તો ખોદાની દરગાહમાં મને શ્રાપ દે, પણ મારી અરજ કબુલ કર! હું વધુ નથી માંગતી, ફકત એક કલાકનો તારો ચાહ મને આપ અને પછી મારા ગમે તે હાલ કર. મને તેની દરકાર નથી. હું તન અને મનથી તારીજ છું—કારણ મારો પ્યાર બહુ ઉંડો છે."

તેણીના આ બોલોએ મારૂં જીગર ચીરી નાખ્યું. છુટેલા તે કાટેલ તીરોએ મને ઘાયલ કીધો અને જખમી થયલા વાઘ મીશાલ હું જહનુનમાં આવ્યો, પણ મેં મારાં મન ઉપર મજબુત કાબુ રાખ્યો. અને આ "નાટક પુરે પુરો" જોવાની ઉમેદથી મુંગો ઉભો રહી શીહાગુણને બોલવાની વાટ જોતો થોભ્યો. તેણે ધીમેથી પણ મશકેરી કરતી ઢપે હસીને કહ્યું,

"તમારી ભુલ છે. હું તમારી એ માંગણી સ્વીકારી શકતો નથી."

મારાં જીગરમાં આ શબ્દો સાંભળતાંજ નવી જીંદગાણી આવી. પણ હું ખામોશ થઇ ઉભો, ખોરશેદ ફસડાતી તેની વધારે નજદીક ગઇ અને બોલી,

"શીહાગુણ, તું કેવો કૃર છે? મારી આટલી અરજબી તું કબુલ કરતો નથી? હું તન અને મનથી તારી થવા માંગું છું તે શું થોડું છે? શું હું તારી નજરમાં એટલી બધી હલકી પડી છું? હું જે તને કહું છું તેનો પા હીસો બી જો હું બીજા મરદોને કહુ તો તેઓ પોતાનો જીવ મને કાઢી આપે—પણ મને તેઓની દરકાર નથી—હું તારીજ તલબગાર છું—તું મારો જીવનહાર—મારી દોલત દુન્યા છે. શીહાગુણ, મારો તારી ઉપરનો પ્યાર હું કેમ સાબેત કરૂં? હું કેમ તારી ખાતરી કરૂં?"

તે તેણીની તરફ બેવાતો જોસાથી ફરયો કે હું બી બીધો અને પછી ધીકકારની પ્રગટ છાપથી હસી તે બોલ્યો,

"મારી ખાતરી કરવાની કાંઇ જરૂર નથી. તારો પ્યાર હું સારી રવેશ પીછાણું છું. તું મને ચાહે છે તે હું પેહેલેથીજ જાણું છું. ડાકણ જેવો તારો જીવ તેં મને પેહલી મુલાકાતમાંજ અરપણ કીધો છે તે મને રોશન છે. તું પેહેલેથીજ બદબખ્તસી બદકેરદાર છે અને મને જોઇ તેં તારા ખરા ગુરૂને પીછાણ્યો છે. હા, તારો ગુરૂ? ખોરશેદે બીહકની મારી એક ચીસ પાડી હતી તેના જવાબમાં તેણે તેણીના જોડેલા બેઉ હાથો પોતાના હાથમાં મજબુત પકડી કહ્યું "અને એ તારા ગુરૂને મોઢેથી તારી બદકેરદારીનો હેવાલ સાંભલ! તું મને ચાહે છે અને તન મનથી મારી થઇ છે તો જો હું ચાહું તો તારૂં તન અને તારો આતમા મારો કરી શકું. પણ તે અગાઉ સાંભળી લે. પરણતી વખતેજ તું જુઠું બોલી હતી; તે પાક કરીમની દરગાહમાં તેં તારા ખાવીંદ તરફ પતીવ્રતાપણું જાળવાના સોગંદ ખાધા હતા, કે જ્યારે તારા નાપાક ભેજામાં તો બેઇમાની બદફેલીના વોચારો રમી રહયા હતા, અને એ તારા પલીદી કામથી નેકા જેવી પાક મોતેબર કીર્યાને તેં નાપાક, રબ નીંદક, અને શ્રાપી બનાવી છે. તો એ શ્રાપ હવે તારી ઉપર પડે તો તેમાં નવાઇ નથી. હું તો એ સઘલું પેહલેથાજ જાણતો હતો— નેકાને દીવસે મેં તને જે ચુમી પેહલા લીધી તે ચુબનનું ઝેર તારી રગેરગમાં ફેલાઇ તે દીવસથાજ તન મારી બનાવી છે—અને જો હું ચાહતે, અથવા જે દુષ્ટ નાપાક દરદી હવસનં તું પાક પ્યારની ઉપમાં

આપે છે તેવો પ્યાર હું જો તારી સાથ કરવા માંગતે તો તારા નીકાની રાતેજ તું મારી થતે. પણ ઓ બદકેરદાર, કમીની, ઓરત જાતને અને તેના નામને એબ લગાડનાર ઓરત, સાંભલ," તેણે ગુસાથી કાલો ઠણક થઇ જઇ કહ્યું, "હું તને ધીક્કારૂં છું, તને અને તારા જેવી ગંઢીલી, ગલીચ ઓરતોને હું ખરાં જીગરથી ધીકારૂં છું. કારણ દુન્યાને બદીની રાહ ઉપર લાવનારા તમો છો—નેકને બદ અંજામ પુગાડનાર તમો છો—બેવકુફાઇને પાપમાં બદલનાર તમો છો-તમારી વસ્ત્રહીણ હાલતથી અને બેમરયાદ ખોલી ચશમોના લેહકાની લાલચથી મરદ જાતને મુરખા, બાવલા. અને હેવાન બનાવનાર તમોજ છો, અને તમારી એવી કારકીરદી તમો મુવા બાદબી છોડતાં નથી. મુવાબાદ તમારાં શરીરોમાંથી નાપાક પલીદી બદબો નીકલી દુન્યાને પજવવાનું એક સાંધન તમો પુરૂં પાડો છો-મરદજાતને લલચાવનાર, ફસાવનાર એક વખતનું માંસનું તમારૂં પુતલું મટીમાં પડયા પછીબી ઉબક આવે એવા કીચલના આકારમાં ફેરવાઇ જઇ પૃથ્વીને અપવીત્ર બનાવો છો—જીવતાં જીવત તમો કાંઇબી રૂડાં કામ કરી શકતાં નથી-અને મુવાબાદ ઝેર મીશાલ થઇ પડો છો-અને તેથીજ હું તમો સર્વેને ધીકકારૂં છું. ઓ બેશરમ નાર, તારૂં જીગર હું ખુલેખુલું વાંચી શકું છું, તેની ઉપર, જે ઓરતો ગરીબાઇ, ભુખમરા કે હાંદેસાની મારી પોતાનો,આતમા સેહતાનને વેચી નીચ પેશામાં પડે છે તે નારને જે ઉપમા તમો આપો છો તે ઉપમા-તેજ નામ-તારાં કપાલ ઉપર ધગધગતા અંગાર મીશાલ સાફ વંચાય છે-તો જોકે તે નામ પણ તને છાજતું નથી-તારા જેવી નારોને એથી વધુ બદતર નામોથી બરયું નામ આપવું જોઇએ. કારણ જ્યારે તે બીચારી નારો ફરજની મારી પોતાની હોરમત વેચે છે, ત્યારે તારા જેવી ચુડેલ વંતરીઓ છતા ખાવીંદે--છતી દોલત દુન્યાએ-એ હરાગી કરો છો."

અંતે તે ગુસ્સાથી થાકી મુંગો રહ્યો અને તેણીને દુર ફેંકી દેવાની મતલબથી તેણીના હાથો પોતાના હાથમાંથી ઉડારી નાંખ્યા પણ જેમ પેલું ઇજીપશીયન મમીમાંથી નીકલેલું પંખેરૂં તેને વલગી રેહતું હતું તેમ તેણીબી તેના હાથને મજબુતાઇથી વલગી રહી. મારા મનમાં આ વખતે શીહા ગુણ માટે ખરેજ માનની લાગણી પેદા થઇ. આ નીરલજ ઓરતને તેણીના મોહ ઉપર તેણીની ખરી બદસુરતી દરશાવનાર આ ધણી મારો ખરેજ મીત્ર હતો. મીત્રાચારીની કદર તેણે ખુબજ મારી હોરમત બચાવી હતી. અને મારૂં જીગર તેને માટે ખુશાલીથી છળકાઇ જતું હતું. ખોરશેદ પોતાની તકોબરી ભુલી જઇ હજી તેની સાંમે ગુંઠણે પડી હતી અને તેણીએ પાછી ધીરેથી એક ઝેરી સરપ મીશાલ ફુંક મારતી હોય તેમ કહ્યું,

"શીહા ગુણ, બોલ, તુંને જે ગમે તે મને કેહે. તું જે કેહશે તે હું સાચું માનીશ. હું કબુલ કરું છું કે હું પાપી છું. પણ નેક થવામાં ફાયદો શું છે? નેકીમાં મજાહ કયાં છે ? મન વશ કરવામાં હાંસલ શું ? તેનો લાભ આપણને આપનાર કોણ છે? દરેક આદમી મરવા કાજે સરજાયલું છે અને એક વખત મુવાબાદ ખુદ આપણને ચાહનારબી આપણને વીસરી જાય છે. તો શું કામ જીંદગીની જોત છે તેટલાં તેની સર્વ મજાહોનો લાહનો નહી લઇએ ? અને એવી મજાહ હું તને ફકત એક કલાકના તારા પ્યારથી આપવા તેયાર છુ તો તું શું કામ મને રંજીદા કરે છે? શું હું ખુબસુરત નથી ? શું આ મારી ખુબસુરતી તારી નજરમાં ઓછી છે? મરદને દીવાના બનાવનારી એવી ખુબસુરતી કાંઈ બધાંનાંજ નસીબમાં નથી, તો તું શું મરદ કરતાં ચઢયાનો છે? તારા કાતેલ ઝેર જેવા સખુ. નોથી મને ગમે તેમ મારી નાખ તેની મને દરકાર નથી, પણ મારો પ્યાર કબુલ કર."

અને તેણી એક છેડાયલી વાઘણ પેરે ઉઠી ઉભી થઇ અને બોલી, "મારી ગમ જો, મારો પ્યાર કબુલ કર, તે કરવોજ જોઇએ, તેને હરકોટી ના કાઢ, તું હરકાટી શકશેજ નહીં."

આ તેણીના જોસ ભેર બોલવાથી તદન ચુપકીદી પથરાઇ રહી. અને હું તો સાવજ જેવો બની ઉભોજ રહ્યો. શીહા ગુણ કરડી નજરથી પોતાના પુર દમામ સાથ તેણી તરફ જોઇ બોલ્યો,

"કરવોજ જોઇએ ! હરકાટી શકશેજ નહીં ! નાદાન બેવકુફ ઓરતની ઠાલી બકવા–ખોટી ચાપલુશી ! તારો પ્યાર ! કેવો ? જે કબુલ કરે તેને નીચું જોવાડનારો–જે તેની ઉપર આધાર રાખી બેસે તેને નામોશી લગાડનારો ! એવો તારો પ્યાર ! એવી તારી ખુબસુરતી ! તું તારી ખુબસુરતીની તારીફ કરી તે ઉપર મુસતાક છે, આરસીમાં તારો ચેહરો જોઇ તું ખુશી થાય છે, પણ તારી આરસી તારી માફકજ તને ખોટું બતાવે છે, તું તેમાં તારી પોતાની સુરત જોય છે, ખસલત જોતી નથી, જો તારી ખસલત તને જણાય તો તું પોતેજી તેથી કમકમે. તું ફકત તારાં માંસનાં ખોખાંને જોઇને ખુશી થાય છે કે જે ખોખું થોડા વખતમાં કરમાઇ ચીમરાઇ કદરૂપું બની કોહી સડી જશે અને જે અને જે ખાકમાંથી તે પેદા થયું છે તેની સાથે આમેજ થશે. તારી ખુબસુરતી ! હું તારી ખુબસુરતી જોતોજ નથી. હું તો તને જોઉં છું. અને મારી નજરમાં તું કદર બીહામણી, ગંદીલી અને દરદી જણાય છે અને હમેશ તેવીજ રહેશે. ઓરત, તને ધીક્કાર છે. હું તને ખરાં જીગરથી, માફ ન થઇ શકે એવા અગાઢ ધીકકારથી ધીકારૂં છું–કારણ તેં મને બહુ મોટું નુકસાન કીધું છે–તેં મને જબરૂં દુઃખ દીધું છે–શીક્ષાની જે જુસરી હું મારી ગરદન ઉપર લઇ ફરૂં છું તેમાં તેં ઉમેરો કીધો છે !"

તેણી આ સાંભળી પોતાના હાથ લાંબા કરી તેની આગલ આવવા લાગી પણ પોતાના હાથથી તેણીને અટકાવી તે તીરસ્કારથી બોલ્યો,

"દુર થા ! અને એક અણદીઠ ભયથી બીહે તેમ મારેથી બીહીને દુર રહે ! ઓ નીરદય બાપ ! – હું આ કેમ સહન કરૂં – આ કેવો ખ્યાલ ! –પરમદીને રાતના હું મારાં ખોહેલાં સુખની એક કદમ નજદીક આવ્યો હતો— આજે આ ઓરતે મને પાછો ખેંચી કાઢી પછાત નાખ્યો છે – અને મારી સામે "જન્નતલ ફિરદૌસ" ના દરવાજા પાછા બંધ થયા છે ! કેવી જાવેદાનની સજા ? આદમજાતનાં ઓ અપવીત્ર આતમાઓ !–શું તમારાંમાંથી ખોદાને પીછાનવાની શકતી તદન ગુમ થઇ ગઇ છે ? અને શું તમો મને કયામત સુધી 'સંતાપ' કરવા દેશો ?".

તેણે પોતાની નજર ઓરડાની બહાર પ્રકાશતા ચંદ્રમા તરફ ફેરવી અને મેં જોયું કે તેનો ચેહરો કોઇ મોટાં અને જબુન દુઃખથી જરદ મારી ગયો હતો. હું તેનાં આ ભેદ ભરેલાં બોલવાનો ભાવાર્થ સમજી શકયો નહીં અને મેં જોયું કે ખોરશેદ પણ તે સમજી ન હતી કારણ તેણીએ ગભરાયલા શંકમંદ અવાજે પુછ્યું,

"શીહા ગુણ, શું છે ? મેં શું કીધું ? બોલ, શીહા ગુણ કે મારો શું વાક થયો ? તારા બાલનેબી હું અલવલ આવવા પેહલાં મારો જીવ કાઢી આપું. તેણે શું કીધું ? મારા પ્યારા, મારાં જીગર, એને માટે તો હું અલી સાથ પરણી–તે તારો મીત્ર થતો હતો તેથી તો મેં તેને મારો ખાવીંદ બનાવ્યો" (ઓ દગાબાજ ઓરત ! ) અને તેને મારી ઉપર, પોતાના પૈસા ઉપર અને તારી દોસ્તી ઉપર એટલો તો વીશ્વાસ હતો કે મેં ધાર્યું કે બીજી ખાનદાની ઓરતો મીશાલ હુંબી થોડો વખત પછી મારો બીજો આશનાવ મેળવી શકીશ. તેને મેં પસંદ તો કરી રાખ્યોજ હતો એટલે તેનો પ્યાર

મેળવવાનીજ ખોટી હતી, અને તે પ્યાર, મારાં જીગર, હવે તને આપવોજ પડશે, તું મને ગમે એટલો ધીક્કારે છે તે છતાં હું તને ચાહ્યા વગર રેહવાની નથી. મરીશ ત્યાં વેર તારો પ્યાર મારાં જીગરમાં પજરવા કરશે.”

“અને મરણ પછી?” તેણે ભવાં ચઢાવી ગુસ્સાથી પુછયું.

“મરણ પછી?” તેણીએ બીહ ગભરાઇને પુછયું.

“હા, મરણ પછી? જાણ ઓ બદબખ્ત નાર કે મરણ પછીની જીંદગીબી છે-તારી માય તે જાણે છે, કારણ એ સુંદરતામાં સજ થયલી નાપાકી, તેણીબી તારાજ જેવી બદકેરદેગાર હતી, અને તેણીબી તારીજ માફક પોતાના ખાવીંદની આંખે પાટા બાંધી તેને બેવફા નીવડી હતી. તેણીએ એક નહીં પણ અનેક એવા આશકો જમા કીધા હતા. અને તે સઘલાંનો અંજામ શું આવ્યો? તેં નજરે જોયું તેમ તેણી પોતાની વૃદ્ધાવસ્થામાં કદર બીહામણી બની પોતાના ફેંજે પુગી. અને તેણીનીજ તું બેટી હોવાથી તેણીની બદી તારામાં ઉતરી છે. તે ઝેર તારી રગોમાં ફેલાઇ તને તે દરદને વશ કરે છે અને એ દરદનો ઉપાય-ખોદાશનાશી-તારામાં ન હોવાથી તારા હાલબી તેવાજ થશે. મોહતનો ફરેશતો ‘એઝરાયલ અના’ કોઇને મુકતો નથી અને તનેબી છોડનાર નથી. તો પછી બોલ કે મોહત બાદ જયારે તું મને ઓળખશે કે હું કોણ છું તો બી તું મને ચાહશે કે?”

આ ભેદ ભર્યા સવાલ પુછવાની તેની ઢબછબથી હું ગુંચવાયો. એ શું બોલતો હતો?

“તું કોણ છે?” ખોરશેદે કહ્યું,” શું હું જાણતી નથી? તું, મારો આશક, મારો પ્યારો, મારાં મનની મુરાદને બરલાવનાર શીહા ગુણ રેહમનશાહ છે. જેનો મીઠો અવાજ મારા કાનને ગાયન મીશાલ તાજગી આપે છે, જેનો સોહામણો ચેહરો મારી આંખોનું તેજ છે, જેની હાજરી મારા બાગેબેહેસ્તના દરવાજા-”

“અને દોજખના ઉંડા ગાર!” તેણે હસીને ઉમેર્યું. “પણ કાંઇ નહીં, અહીં આવ!”

તેણી આતુરતાથી પણ ધીમે કદમે તેની આગળ ગઇ. તેણે જમીન તરફ આંગલી બતાવી કહ્યું,

“તું કહે છે કે તું મને ચાહે છે તો ગુડણ્ મંડીએ પડી મારી આરાધના કર.”

તેણી તેના કેહવા મુજબ ગુડણીએ પડી પોતાના હાથ જોડી ખુશાલીથી ખીલતી છાતીએ બોલી,

“જીંદગીના દરેક કદમ સાથ હું તારી પુંજા કરૂં છું, તું મારો ધણી છે, મારો સરતાજ, મારો ખોદા તુંજ છે. જેટલા કડવા સખુનો તું બોલે છે તેટલો મારો તારી તરફનો પ્યાર વધે છે. ગમે તો મને મારી નાખ પણ તેથી મારો પ્યાર ઓછો થવાનો કે બદલાવાનો નથી. એકજ ચુંબન, એકજ બગલગીરી અને હું મારો જાન તારી ઉપર સદકે કરીશ”

“તારો જાન હવે તારોજ છે કે?” તેણે તુચ્છકારથી પુછયું “તે તો તું અત્યાર અગાઉનો કુરબાન કરી ચુકી છે. માટે વીચારીને બોલ. સબર, તું જયાં છે ત્યાંજ બેસી રેહ અને મને તારી તરફ જોવા દે કે તું કોણ છે? તું એક ઓરત-પરણેલી નાર-ખાવીંદના સાયા હેઠળ રેહતી-તેની આબરૂને પોતાની મુઠીમાં ધરનાર-તેના પૈસાનાં ખરીદેલાં કપડાં પેહેરેલી-તેનાં આપેલાં ઝહવેરાતોથી સજ થયલી-તેની મીઠી ગોદમાંથી ઉઠી આવી, તેને બેઆબરૂ કરી પોતાની બેહોરમતીનો પાયો નાખનાર તું એક ઓરત છે, અને એ સઘલું ઓગણીસમી સદીની કેળવણીનો પ્રતાપ છે. એવી કેળવણી કરતાં તો આગલા જમાનાનું જંગલીપણું વધારે સરસ કે જે વખતે મરદ ઓરતને પોતાનાં ખાસડાં તરીકે રાખી તેની ઉપર દરેક વાતે દેખરેખ રાખતો હતો. આગલા જમાનાનું જંગલી

પણુંજ વધુ સરસ કે જ્યારે પરદાની રસમથી ઓરત જાત હમેશ ઢંકાયલી હતી. છુટાંપણાંથી અને કેળવણીથી ઓરત જાતને ફાયદા થવાને બદલે સામો ગેરફાયદો થયો છે. તકલીદી, અધર્મી કેળવણી લઇ તેણી છકી ગઇ છે એટલુંજ. નહીં પણ પોતાના પેદા કરનારનેબી વીસરી ગઇ છે. તું કહે છે કે હું તને ગમે તે કરૂં. તો હું તને એટલીજ શીક્ષા કરૂં છું કે તારા ખાવીંદને તેડી તેને હવાલે તને સોંપું."

હું મારી જગા ઉપરથી આગલ વધયો જતો હતો તેટલાં પાછો ઠોભ્યો કારણ તેણી એક વાઘણ પેરે ઉઠી ઉભી થઇ અને બોલી,

"તું એવી હીંમત કેમ કરી શકશે? મને એટલી બધી હીનપસતી તું કેમ લગાડી શકશે?

"તુંને હીણપસતી હું લગાડું? હીણપસતી તો તેંજ તારે માથે ખેંચી લીધી છે."

પણ હવે તેણી છેડાઇ હતી. તેણીનો પીત્તો હવે પુરેપુરો ઉછલી આવ્યો હતો, એક ઘાયલ થયલાં અને સઘલી બાજુએથી ઘેરાઇ ગયલાં હરણ પેરે તેણી જીવપર આવી પોતાના પારધીની સામે થતાં બોલી,

"તું મને હરકાટી કાઢે છે, મને ધીક્કારે છે, મારાં જીગરમાં બલતી ચેહને બુજાવાને બદલે તું તેની હસી કરે છે, પણ એ સઘલાં માટે હું મારૂં વેર લઇશ. હું તારી બરોબરી કરી શકીશ. તું કહે છે કે હું મુવા પછી તને ઓળખીને તને ચાહીશ કે નહીં. તે પુરવાર કરવા હું માગું અને તારો જીવ સાથેજ લઇશ. આ જો" તેણીએ એક ચાલતી ધારદાર છુરી પોતાના હાથમાં લેતાં કહ્યું "હું મારી તૈયારી કરીનેજ આવી છું. માટે બોલ કે તું મને ચાહે છે કે નહીં, નહીં તો હું આ છરી મારાં જીગરમાં ભોકી મારો પ્રાણ કાઢી નાંખતાં બુમ પાડી અલીને જણાવીશ કે તેં મારૂં ખુન કીધું છે."

તેણીએ એટલું બોલી તે છરી ઉંચી ઉગામી—હું દોડી તે અટકાવા જતો હતો—તેટલાં શીહા ગુણે ચપલાઇથી તેણીનો તે હાથ પકડી લઇ તે છરી જુટવી લીધી અને તે પોતાના હાથે મરડી ભાંજી નાખી તે ટુકડા દુર ફેંકતાં તે બોલ્યો,

"તું આ મેહલને શોભાવવાને બદલે નાટક તખતા ઉપર વધારે દીપી નીકલતે, એટલુંજ નહીં પણ ત્યાં તું તારા બદ વીચારોને પુરતી રીતે અમલમાં મેલી શકતે, માટે અહીં આ મેહલમાં આવી વસવામાં તેં ખરેજ ભુલ કીધી છે."

"શીહા ગુણ, તારાં અપમાનો અને સખત તાણા જાણી ભરયા સખુનો સાંભળતાં હું હવે થાકી ગઇ છું." તેણીએ હવે ઠંડી પડી જઇ કહ્યું "પણ તારાં ગમે એવાં અપમાનો છતાં, ગમે એવા ધીકકાર છતાં હું મારો પ્યાર ત્યાગ કરવાની નથી. અને મારા તે પ્યારનો તારે બદલો વાલવોજ પડશે. કાલે રાતે મદન સારિકાના બાગની પાસેની ગલીમાં મને મળી તારો ઠેરાવ મને જણાવજે. જો તું મને પોતાની પ્યારી પ્રીયા બનાવવાને કબુલ થશે તો ઠીક છે, નહીં તો હું મારે હાથે મારૂં ખુન કરી તેનો તને જવાબદાર બનાવીશ. ઓ દયાહીણ, બહારથી ખુબસુરત પણ ભીતરથી સંગ દીલ મરદ! તું જાણેછે કે તારા ખુબસુરત ચહેરાએ, તારી તેજદાર ચશમોએ મારૂં જીગર કેમ જીતી લીધું છે તે? મને તારો પ્યાર બખશ. ફકત એક ચુમીથી મારાં જલતાં જીગરની આગ બુજાવ અને હું નીરાંતે મરીશ."

એટલું બોલી તેણી એક કુદકે તેની નજદીક ગઇ—તેનાં ગળાંમાં હાથ નાખી તેને વળગી પડી—મારી આંખે આ દેખાવ જોઇ તમર આવ્યાં—હું ખુનખાર બન્યો—મને લાગ્યું કે આ ધગધગતી આગ આગળ હવે શીહાગુણ પીગળશે—પણ નહીં—તેણે તુરતજ તેણીના હાથ જોરથી મરડી નાખી પોતાનાં ગળાંમાંથી

છોડાવ્યા અને તેણીને પોતાથી દુર મજબુત પકડી રાખી તે કરડા બુલંદ અવાજે બોલ્યો,

"નાપાક, કમજાત ઓરત, મારી પાસ તું શું માંગેછે તે તું જાણતી નથી. પણ યાદ રાખજે કે તું જે હાલ એ ઘડીની દુન્યામાં માગણી કરેછે તે તારી હવે પછીની જીંદગીમાં તને પુરે પુરૂં મલશે અને ત્યારેજ તું તારી આ નીચ માંગણી માટે પસ્તાશે. મદનસારિકાના બાગની ગલી ! તે પવીત્ર બાગે બેહસ્તનો રસ્તો તારે અને મારે માટે નથી. પ્યાર ! નીરાંત ! પ્યાર બેવફાઓ માટે સરજાયોજ નથી–નીરાંતનો ફાળો પાપીઓ માટે પાડવામાં આવ્યોજ નથી જા, હજી બી દુર થા અને મારા તારી તરફનાં ધીકારમાં અને કીનામાં વધારો ના કર. જા, હજી બી વખત છે તેટલાં જે ગુનાહ તેં કીધાછે તેની તોજેસ કર, કારણ હું તને આ પૃથ્વી ઉપરતો મળી શકનારજ નથી. તું જો મને ચાહતી હોય, અને મારી ખરીજ પુંજા કરવાની તારી મરજી હોય તો ચોબ, ધીરજ રાખ, ઓ સુંદર પણ ઝેરી નાગ, અને તારી એ ઇચ્છા પણ પુરી પાડવા હું તને હવે પછી મલીશ પણ હાલ મને વધુ દુઃખ ના દે."

વધુ વાર આ દેખાવ હું હવે જોઇ શકયો નહીં. એક કુદકે હું મારી છુપાવાની જગામાંથી બાહેર આવ્યો અને મારી ઓરતનો હાથ પકડી તેઓની વચે ઉભો રહી બોલ્યો,

"આ બદ હવસી ઓરતના દુરાગ્રહથી, શીહાગુણ, તને બચાવાની મારી ફરજ છે તે અદા કરવા દે."

---

અકરણ ૨૭ મું.

---

એક પલ અમો ત્રણે જણાં એકમેકને ટીકતાં ઉભાં. હું ગુસ્સાથી દીવાનો બની ગયો હતો અને મારો દમ મુશકેલીથી ચાલતો હતો જ્યારે શીહા ગુણ શાંતીથી અને ધીકારની નજરથી જોતો અદબવાલી ઉભો હતો—અને ખોરશેદ બેફાંમ બની જઇ મારેથી દુર ઉભી હતી. મારા ગુસ્સાના આવેશમાં તેણીની ઉપર ધસી એક અછાત મારી મેં તેણીનો હાથ પકડયો અને બોલ્યો--

"તારી વાત મે સાંભલી છે. મારા સાચા વફાદાર મીત્રની નજદીક ગુંઠણ મંડીએ પડી તેને તારા જેવે. નીચ બનાવાની પેરવી કરતાં મેં તને જોઇ છે. મારી જીંદગી ધુળમાં નાખતાં, મારી આબરૂ લુટાવતાં મેં તને સાંભળી છે. ઓ ખોદા ! એના જેવી ઓરતો જનમતીજ શું કામ હશે ? મરદને હરનાર, તેની પનાહ માંગનાર, તેનું માન મેળવનાર, અને તેનાં જીગરને ઘાહ કરનાર તમો ધાટકી નારો આખરે તેને બેવકુફ ગધેડો બનાવો છો. અને જો એના બેવકુફો પોતાનાં ચીરાયલાં જીગરનું વેર લેવા પાપી અપ્રાધી બને તો તેમાં નવાઈ શું ? જ્યારે હું તારી સાથ પરણ્યો ત્યારે મને થોડીજ ખબર હતી કે તારી બેવફાઇથી તું મારૂં ખુન કરશે !"

મેં તેણીનો હાથ ઉડારી નાખ્યો–પણ તે હેયાં ભુલી ઓરત હવે પાછી પોતાની હુશયારીમાં આવી હતી અને બોલી,

"તું મને પરણ્યો કોણુને માટે ? મારે માટે કે તારે માટે ?"

હું તો આ તેનો સવાલ સાંભલી દંગ થઇ ગયો. હું જવાબ દઇ શકયો નહીં. ફકત મેં મારો હાથ શીહા ગુણને આપ્યો જેણે તે લીધો ખરો પણ મેં જોયું કે તે હસતો હતો.

"શું તું તારા પ્યારથી મને સુખી કરવા પરણ્યો હતો," ખોરશેદે ચલાવ્યું. "કે ફકત તારા પૈસા સાથ નેકનામી મેળવવા એક ખાનદાની અમીરી કુંટુંબ સાથ જોડાવાની મતલબથી ? તું તારી મતલબને લીધે પરણ્યો હતો–એક ખુબસુરત ઓરત અને તેબી વલી એક નવાબની બેટીને તારી મોહરદાર કરવાની મતલબેથી–તું મને પરણ્યો હતો, વલી આપણાં લગન અગાઉ મેં તને ખુલું

કે હું કેવી હતી—હું તને ચાહતી નહતી—અને કદી ચાહી શકનાર નથી—પણ તેની તારી ઉપર કાંઇ પણ અસર થઇ નહીં. તું કહે છે કે તેં મારૂં બોલવું સાંભળ્યું છે ! હા, હું કબુલ કરૂં છું કે હું શીહા ગુણને ખરાં જીગરથી ચાહું છું અને આજના સુધરેલા જમાનામાં એવા દાખલા તો ડગલે અને પગલે મલી આવશે. સુધારામાં આગેવાની લેનાર ફ્રેંચ અને ઇંગ્રેજી પ્રજાઓમાં તો એવા દાખલા સાધારણ થઇ પડયા છે. અને તેવા સુધારાના પ્રતાપ જો આ પછાત પડેલા દેશમાંબી પંથરાય તો તેમાં ખોટું શું છે ? આજ વેર અહીના મરદોજ અનીતીમાન જીંદગી ગુજારવાનો ધધો એક હાથ કરી બેઠા હતા—હવે ઓરતોની વારણ આવી છે."

હાવકી, ઠંડાઇથી તેણી જે બોલતી હતી તેથી હું તો મુંગોજ પડી ગયો. એક ઓરત જાતનાં મોંહમાંથી આવા સખુનો ?

"બ—તે હાથે લખાયલી છેલી વારતાની ચોપડી વાંચ ! બીજી બધી નવી લખાયલી ચોપડીઓમાંથી શીખ કે સંસારી નીતી જેવું હવે કશું રહ્યુંજ નથી. આજની અબલા કેળવણીના હીમાયતીઓના કેહવા પ્રમાણે ઓરતને મરદના જેટલુંજ છુટાપણું ભોગવવાનો હક છે. ત્યારે આપણા મહજબ મુજબ જો તમો મરદો એકથી વધુ ઓરત કરી શકો તો પછી ઓરતને કાંય એકવા વધુ આશનાવો મેળવવાના હકથી બાકાત રાખો છો ? જો ઓરતનો એ હક તમને ગમતો નહીં હોય તો આજના સઘલા સુધારાવાલાઓને, કન્યા કેળવણીનાં ખાંઓને, જાહેર લખનારાઓને અને ઓરતનાં છુટાંપણાના હીમાયતીઓને પેહલાં તરી પાર કાઢો—સરકાર પાસ કાયદો ધડાવી એવાં તમને લાંગતાં અનીતીનાન લખણો બંધ પાડો અને પછી જુવો કે તમારો સંસાર કેમ ચાલે છે ? પણ જ્યા સુધી એ છુટાપણું ભોગવવાનો મને હક છે ત્યાં સુધી તો હું બાપોકાર પોકારીશ કે હું શીહા ગુણને ચાહું છુ—અને એવા એક ખુબસુરત મનમોહન મરદને ચાહવા કઇ ઓરત મગરૂબ નહીં થાય ?"

તેણી ચાલી જતી હોય એમ ફરી—કારણ તેણીના આ બેહયા બેશરમ શબ્દોનો હું ઉત્તર જ આપી શકયો નહીં—પણ તેટલાં શીહા ગુણ નરમાશથી-મીત્રાચારીના ખ્યાલથી-બોલ્યો,

"આજનો આ બનાવ ખરેજ દુઃખદાયક છે, પણ હવે તે વીસરી જવો જોઇએ. હું આશા રાખું છું કે તમો બેઉ જણ સલાહ સંપજથી પાછા એક થશો."

"તું શું એમ ધારે છે," ખોરશેદે પુછ્યું. "કે આજના એણે સાંભળેલા સખુનો પછી અને જોયલા દેખાવ પછી હું એની સાથ કદીબી પાછી રહીશ ? તું ભુલ કરે છે. તું મને હજી બરાબર ઓળખતો નથી."

"હું તમને સારી પેઠે ઓળખું છું. તમો ઉતાવળાં પણ નીરદોશ છો. માટે મારી સલાહ છે કે આ દુખી બનાવ વીસરી જઇ તમારા ધણી તરફની ફરજ બજા લાવો."

જવાબમાં તેણી તેની આગલ આવી પોતાના બેઉ હાથ તેની તરફ કરી બોલી,

"શીહા ગુણ, મારા પ્યારા શીહા ગુણ, ખુદા હાફીઝ."

"અરે મારી સામેજ આવી બેહયાઇ ! ઓ નાપાક ઓરત ! તને શરમ નથી આવતી?"

"શરમ શાની ? ખુબસુરતીના આવા એક શાહને ચાહવા માટે તારામા અને એનામાં કેટલો બધો તફાવત છે તે જો. અને કેહ કે જ્યાં એ હાજર હોય ત્યાં કોઇબી ઓરત તને ચાહે કે ? માટે એના પ્યારમાં તો હું મગરૂર છું. ખોદા હાફીઝ, હવે હું તારી સાથ કદી રેહવાની નથી માટે તનેબી ખોદા હાફીઝ !"

"હુંબી તારી સાથ રેહનાર નથી, જા, ઓ બદ હવસી નાર" મેં તેણીને ધકેલો મારી કહ્યું "હું તારો ટોટો પીસું તે અગાઉ મારી નજર આગલથી હઠ." પણ તે પછી હું શીહા ગુણ તરફ ફરી, મારા હાથ મદદ માટે લાંબા કરી બોલ્યો, કારણ મને તંમર આવતા હતા.

"શીહા ગુણ,—શીહા ગુણ,—મારા અઝીઝ મિત્ર—અને—લાગેછે—કે-હું—મરી—જાઉં-છું—મારું—જીગર—અંદરથી-તુટી-ગયું-છે."

એટલું બોલતાં હું એક લપેરો ખાઇ જમીન ઉપર બેભાન પડ્યો.

* * * * *

બેભાનીનું એ કુદરતી સુખ કેટલું સરસ છે? આદમ જાત મોહત પછીની એવી બેભાની મેળવવાને કેટલું તલપેછે? ખોદાએ આપણને બક્ષેલી અસ્થિર જીંદગીના કરતાં મોહત પછીની સંપૂર્ણ બેભાની, બેફામી બક્ષી હતે તો તે હમેશ આદમ જાતને ખરેખર લાભકારક થતે. પણ નહીં. એ ઉમદા બક્ષેશ—મોહોત પછીનો છુટકારો—આપણને સરજાયલોજ નથી. અમર એ આપણો જીવ-જે હવે હું માનુ છું તે-મોહત પછીબી જીવતો રહી હવે પછીની જીંદગીમાં જે પસ્તાવો કરે છે તે કાંઇ જેવો તેવો થોડો જણુન નથી. અને એવી અમર કાયા મેળવવા માટે હું ખુશી નહીં પણ દલગીર છું. કારણ હું જાણું છું કે મેં મારી જીંદગી બ્યર્થ, ફોકટ, ગુમાવી છે, બેમુલ જે તકો મારા હાથમાં આવી હતી તે મેં જતી મેલી છે, અને એ મારી બેદરકારીઓ માટે પસ્તાવાથી હું તોહમેશ તો કરીશ પણ તે તોહમેશ જબરી ભારી અને બહુ લાંબા વખતની છે, અને તેથીજ હું ઇચ્છું છું કે જે બેભાનીમાં હું પડ્યો હતો તેમાંથી હું કદીબી ઉઠતે નહીં. પણ મારી એ નબરદસ્ત મંદ હાલત જરા વારનીજ હતી. હું પાછો હુશયાર થયો અને જોઉં છું તો હું શીહાગુણના ઓરડામાં એક ખુરશી ઉપર બેઠેલો હતો. પહેલાં તો મારી નજરે અંધારું જણાયા કીધું અને એ અંધારામાં કોઇનો સીતાર વગાડવાનો અવાજ મારા કાને પડ્યો. ઓરડામાં ફક્ત ચાંદણીનો પ્રકાશ આવતો હતો અને તેની મદદથી નજર ફેરવી મેં જોયું તો શીહાગુણ પોતાનો સીતાર સીફાસથી વજાડતો હતો. મને આથી અજાયબી ઉપજી. હું દુઃખી! અને શીહાગુણ મારો મિત્ર સુખમાં બેસી ગાયન ગાય! મને આ બહુજ કઢંગુ લાગ્યું અને હું મારી ખુરશી ઉપરથી ઉઠ્યો પણ મને ઠોબાવી શીહાગુણ બોલ્યોઃ—

"જરા વાર નીરાંતે બેસી રહે, અલી, જરા વારમાં તારા જીવને આરામ થશે. તારા જીવને એમ પજવ ના."

"પજવું નહીં! કહે કે તારા જીવને બરબાદ કર ના."

"તેમ કરવાની કાંઇ જરૂર નથી. આવી નજીવી બાબદમાં આપણા જીવને સતાવવો એ સારું નથી."

"નજીવી બાબદ! મારી બેઆબરૂ થઇ, હું રશવા થયો તેને તું નજીવી બાબદો કહે છે?"

"અલબત, એ બાબદને હું નજીવીજ ગણું છું, કારણકે આજે તો એવા રોજના સેંકડો દાખલા બને છે. પાછું તને એક બીજી બાબદનોબી ખ્યાલ કરવાનો છે. તારી ઓરત તું ધારે છે એટલી ગુનેહગાર બની નથી. તેણી પોતાની નાદાન્યતથી મારા ચહેરા ઉપર લલચાઇ પોતાની સુધ્ધી ખોહી બેઠી છે. તેણી મારી ઉપર નહીં—કારણ હું કોણ છું તે તેણી જાણતી નથી—પણ મારા ચહેરા ઉપર મોહી પડી છે. મારા બહારના દેખાવથી તેણી લલચાઇ છે, અને બહારના ખાલી દેખાવ ઉપરથી લલચાઇ જવું એ ઓરત જાતની એક ખામી છે. અને એ ખામીને તેણી વશ થઇ છે. તને કે તેને, તારી આબરૂને કે તેની હોરમતને તેથી ધકો પુગો નથી. કોઇ તારી એ નાલેશી જાણતું નથી તો પછી એટલી બધી ગડબડ કરવાનું કારણ શું? આજે તો એવા સંસારી બનાવો જાહેરની જાણમાંથી છુપાવવાની લોકો તજવીજ કરે છે. તારી નજરમાં તારી ઓરત ગમે એટલી હલકી પડી હોય પણ જાહેરમાં તે બાબત તારે છુપાવવી જોઇએ. અને વળી એ બનાવ નજરે જોનાર સાંભળનાર કોણ છે? તું અને હુંજ! ખોદા જો કે એ જાણે છે પણ તે તો કાંઇ ગણતરીમાં નથી, ત્યારે હવે તેણીના એવા નજીવા વાં... માટે

તારે નાખતી કરવી જોઇએ. મારી સલાહ માન. હવે હું તારાં મકાનમાં વધુ વખત રહી શકીશ નહી, માટે હું કેથે બીજે દેશ જતો રહીશ. ઇજીપ્ત, ચીન, જાપાન કે ટીબેટની હું મુસાફરી કરીશ અને તને તારી ઓરત સાથ અહીં એકલો છોડી જઇશ એટલે થોડા દિવસમાં તમો બેઉ માટી બૈયર આ બનાવ વિસરી જઇ સુખ ચેનમાં પાછાં મળશો—"

"કદી નહીં, આવી એક બેવફા બેઇમાન ઓરત માટે હું તારા જેવા સાચા વફાદાર મિત્રની સંગાત તો કદીબી છોડીશ નહીં."

તેણે હસીને ડોકું હીલવ્યું અને પછી પોતાનો સીતાર બાજુએ મુકી મારી આગળ આવી ઉભો રહેતાં બોલ્યો,

"આપણે એ બાબદ ઉપર ઉતાવળથી કાંઇ બી ઠેરાવ ઉપર આવીશું નહીં. કાલે સહવારે તું મારી સાથ મુંબાઇ આવ, ત્યાં આપણે નિરાંતે એ બાબદ ઉપર વિચાર કરીશું. તેટલાં તારી ઓરતને અહીંજ રહેવા દે. તેણીને બી એકાંતમાં પોતાનાં કામ માટે વિચાર કરવાને તક મળશે અને પછી શું કરવું તે આપણે નકી કરીશું. તેટલાં તું જઇને સુઇ જા."

"સુવું? મને ઉંઘજ કયાં છે? ઉંઘ અને સુખને મેં આજથી છેલ્લી સલામ કીધી છે. મારૂં ભેજું ફરે છે! મને ફેર આવે છે! જે ઓરડામા તે બદખસલત ઓરત સુતી છે ત્યાં હુ જાઉં? ત્યાં સુવું? ઓ ખોદા! હું દીવાનો થાઉં છું કે શું? મારૂં ભેજું ખસી જાય છે? અરે હું મરી કેમ નથી જતો? હમેશગીની નીંદમાં પડી હું મારૂં આ દુઃખ વિસરી કેમ નથી જતો? શીહાગુણ, મારા પ્યારા વફાદાર મિત્ર, તેંજ મને આજે રાતના જીવતો રાખ્યો છે. જો તું બી આજે મને બેવફા નીવડતે તો જરૂર હું મારો પ્રાણ ત્યાગ કરતે, પણ તારી વફાદારી, તારી સાચવટથીજ હું બચવા પામ્યો છું."

"છટ, મને એટલું બધું માન ઘટતું નથી. સચાઇનો એ સાર્ટીફીકેટ મને છાજતો નથી. એણીની ખુબસુરતીએ જો મને લલચાવ્યો હતે—તો હું એણીને હાથ એક આદમ મીશાલ ફસતે પણ મને એવી ખુબસુરતીની પરવાહ નથી કારણ તેવો હું આદમ નથી—મને ખુબસુરત મુરત કરતાં નેક ખસલત જીગર વધારે પસંદ પડે છે. તે જ્યારે મારા સમાગમમાં આવે છે ત્યારે હું તેની મોહીનીમાં મજાહ મેળવું છું. અને તે કેટલું ઉંડું છે તેની પુરેપુરી તપાસ કરી તેને તેને માર્ગે જવા દેઉં છું, માટે મારી સલાહ માન, અને જઇને સુઇ જા. સહવારે પડતાં આપણે મુંબઇ જઇ ત્યાં શું કરવું તેનો વિચાર કરીશું. જો તને ઉંઘ નહીં આવતી હોય તો હું એક ઉંઘ આવવાની દવા આપું તે પીશ?"

"તારે હાથે હું ઝેર પણ પી જઇશ, અને મને એવુંજ ઝેરજ કેમ નથી આપતો કે હું સદાની ઉંઘમાં પડી આ મારૂં દુઃખ વીસરી જાઉં!"

નહીં,—કમનસીબે તેમ બનતું નથી!" તેણે તે દવા તૈયાર કરતાં કહ્યું. "મરણનો એ ખ્યાલ ખોટો છે, અને એ વિદ્યા હું તને હવે પછી શીખવી મરણ પછી આપણી શું હાલત થાય છે તે દેખાડીશ—અને આત્મા અમર રહી કેમ પાછો જન્મે છે તે તું જાણશે ત્યારેજ તારી ખાતરી થશે કે મોહત પછી પણ આપણા જીવને રાહત નથી. લે, આ પી જા અને જે બેફામીની તને ગરજ છે તે જરા વાર ભોગવ."

એટલું કહી તેણે મને તે ગ્લાસ આપ્યું, જે હું પી ગયો. એ પછી તે મને એક બીજા ઓરડામાં લઇ ગયો અને તેનો દરવાજો ખોલી હસીને હુકમ કરતો હોય તેમ બોલ્યો.

"આ બીછાનામાં પડી તારી આંખ બંધ કર. સહવાર સુધી હું તને સ્વપ્નાઓમાંથી અને યાદદાસ્ત શકતીથી રાહત આપું છું! જોકે એ થોડા વખતની બેફામી છે છતાં તે પણ—તારા જેવા લખોપતીનેબી—આવકાર ભરી છે.

તેના આ બોલવાથી મને ક્હેર ઉપજ્યો. હજી તે મને ધીક્કારી મારી મશ્કરી કરતો હતો એમ મને લાગ્યું અને મેં તેની તરફ જોયું, પણ નહીં! તેના ચ્હેરા ઉપર મારે માટે દયાનો છાપ પ્રગટી નીકળ્યો હતો અને તેથી કાંઇક શાંત બની મેં તેનો હાથ મારા હાથમાં લઇ ઉપકારના ઉભરાથી દાબ્યો અને તુરતજ બીછાને પડી હું ભર ઉંઘમાં પડયો.

સહવારના પોહોરમાં ઉઠતાં ગઇ રાત પાછી મારી નજર સામે આવી ઉભી, પણ હવે મેં તેની થોડીજ દરકાર કીધી. મારૂં હેયું આ સઘળા દુઃખના ભારથી સુંહન મારી ગયું હતું. મેં પકો ઠરાવ કીધો હતો કે ખોરશેદને–તે નીચ, બદખસલતી, હરામી ઓરતને–મારે કદી જોવી નહીં, અને એ ઠેરાવને અનુસરી મેં તેણી ઉપર નીચલું કાગળ લખ્યું:—

"ખોરશેદ,

"ગેઇ રાતના નીરલજ, નાપસંદ અને
" બેશરમી ભર્યા બનાવ પછી આપણે કદીબી
" સાથે રહીએ એ બનવું મુશકેલ છે. નવાબ
" રહેમનશાહ અને હું આજે મુંબઇ ઉપડી
" જઇએ છીએ અને કદી પાછા આવીશું નહી.
" ખોરશેદ મહાલ હવે તારોજ છે અને મારી
" દોલત–જેનો અરધો ભાગ–મેં તારા નામ
" ઉપર કીધેલો હોવાથી તું તેમાં તારી મરજી
" મુજબ રહી તને ગમે તેમ તારી જીંદગી
" ગુજારજે. હું દુરદરાજ મુલકોમાં મુસાફરી
" કરવા નીકળી પડું છું, કે જેથી આપણે
" કદીબી સાથે મળીએ નહીં. પણ એટલી તો
" હું ખાતરી આપું છું કે લોકનીંદાથી બચવા
" હું મારેથી બનતું કરીશ. તને હું કોઇ રીતે
" ઠપકો આપતો નથી, કારણ શરમનો પરદો
" તેં બાજુએ મુકેલો હોવાથી એવા ઠપકાની
" તારી ઉપર કાંઇ પણ અસર થનાર નથી.
" એક ખરા, સાચા માણુસ ઉપર તારા નારવા
" હરામ પ્યારની બક્ષેસ ઉતારી તું તેની નજ-
" રમાં હલકી, નીચ અને બદહવસી ઠરી ચુકી
" છે એજ તારી સજા છે. મને અને મારી
" આબરૂને ધોકો પુગાડવાની તારી એ કોશે-
" શની એજ સજા છે. મને કે એ મારા સાચા
" મીત્રને તું હવે કદી જોશે નહી, તેમજ તારા
" જેવી એક કમીની ઓરત હસ્તી ભોગવે છે
" એમ હું માનીશ બી નહીં."

અલી.

આ કાગળ ખોરશેદ ઉપર તેની દાયા મારફત મોકલી હું અને શીહાગુણ સહવારનીજ ત્રેનમાં મુંબઇ ઉપડી ગયા, જ્યાં પુગી અમોએ હોટેલમાં ઉતારો લીધો.

મુંબઇ શેહેરની રચના અને અખુદરતી દેખાદેખીના દેખાવો હવે મને કરડવા આવ્યા અને શીહાગુણ સાથ કેયેબી દુરદરાજ મુલકમાં થોડાક વરસ ભટકીભમી ગુજારવાનો મેં ઠરાવ કીધો અને તેણે મારી મરજી મુજબ આઠ દીવસમાં મુંબઇથી ઉહાંગરી કરવા કબુલ્યું.

એ ઠેરાવ ઉપર આવ્યા પછી અમો બેઉ એક ઓરડામાં બેસી મુંબઇનો રોજીંદો છાપો વાંચતા હતા તેટલાં એક નોકર એક તારનું કવર લઇ દાખલ થયો અને બોલ્યો,

"અલી સાહેબને નામનો તાર આવ્યો છે."

મેં તુરતજ તે પેગામ તેના હાથમાંથી ઝુટવી લીધો અને તે ફાડી તેમાંનું કાગળ કાઢી તે સમજ્યા વગર વાંચવા લાગો. તે નીચે મુજબ હતો:—

"જલદી પાછા આવો, કાંઇ ભયંકાર બનાવ બન્યો છે. તમારા વગર શું કરવું તે સુજ પડતું નથી."

લા૦ મદનસારિકા ચંદ્રસૈન.

મને ઠંડીનું એક લખલખું આ તાર વાંચીને ભરાઇ આવ્યું–અને તે કાગળ મારા હાથમાંથી ભોંય ઉપર પડી ગયું. શીહાગુણે તે ઉપાડી વાંચ્યું અને પછી મારી આગળ આવી બોલ્યો:–

" તે જાણવું ઘણું સેહેલ છે." મેં કહ્યું અને પાસેની ટેબલ ઉપર પડેલી એક નાહની શીશી જેની ઉપર " ઝેહેર " કરી ટીકીટ મારી હતી તે ઉંચાડી અને ખાલી તેણીને દેખાડી. " આ શીશીમાં શું હતું તે હું જાણતો નથી, પણ એ તેણીનાં મોહતનો પેગામચી હતો એટલું તો ખુલું દાસે છે. વળી આ જુવો." તેજ ટેબલ ઉપર પડેલાં કેટલાંક લખેલાં કાગળો દેખાડી કહ્યું " મરતી વખત તેણી મારે માટે છેલી સલામ લખી ગઇ છે અને તે ફકત મારેજ માટે હોવાથી તમો જાવો અને મને એખલો અહીં રહેવા દો."

દયાથી અને માયાથી તેણી ધીમે સાદે બહાર જતાં જતાં બોલી,

" ખોદા તમારો નીગેહબાન થાવો ! આ દુ:ખદાયક વખતમાં રબ તમારી મદદે આવો ! "

" ખોદા આ ઓરડામાં—આ નાસતીક ચીજની સામે !—" મેં તે મુરદાં તરફ આંગળી બતાવી કહ્યું— "ખોદાનું નામ ? તે પાક નામ આ જગા ઉપર દેવું એ જબુન અપરાધનું કામ છે. ખોદાની મદદ ? મને ? ખોદાની મદદ મારી ઉપર માગી તમે મને વધુ દુ:ખમાં નાખવા માગો છો ? કારણ ખોદા પોતાના બંદાઓને મદદ કરવા અગાઉ તેઓને તેઓનાં બદ કરતુકોની શિક્ષા કરે છે. તે પોતાની નીગેહબાની ઉતારવા અગાઉ પહેલાં તો કરડી નજરથી જોય છે, પણ હું શું બકું છું ? ખોદાને હું તો માનતોજ નથી. ખોદાની હસતીજ નથી. હું એટલુંજ માગું છું કે આદમ જનમે છે .તે મરવાને કાજે. અને તેણીબી એમજ માનતી હતી. અને તેમાં તેણી વાજબી હતી—કારણ ખોદાએ તેણીને કેવી રીતે મદદ કીધી ? પહેલેથીજ તેણી બદીમાં ઉધરી હતી-પહેલેથીજ સહેતાનને હાથ ફસી—"

મારો સાદ એકદમ બંધ થઇ ગયો. કોઇ મારૂં ગળું દબાવી મને ગુંગલાવતું હોય એમ મને લાગ્યું અને મુંગો થઇ ગયો.

"શું છે?" મદન સારિકાએ બીહીતાં પુછયું.

" કાંઇ નહીં." બહુજ મુશકેલીએ દમ ખેંચી મેં તેણીને ધીરેથી જવાબ દીધો અને પછી તેણીને બહાર જવાની ઇશારત કીધી. અને જેવી તેણી બહાર પડી કે તેણીની પાછળ જઇ મેં તે ઓરડાનો દરવાજો અંદરથી બંધ કીધો. અને ધીમે કદમે મારી મરણ પામેલી ઓરત નજદીક જઇ ઉભો અને મોટેથી બોલ્યો,

" ખોરશેદ, હવે તારે શું કહેવું છે ? આ ઓરડામાં આપણે બેઉ એકલાંજ છીએ માટે બોલ તારે જે કેહવું હોય તે કેહ ! મેં સાંભળ્યું છે કે બાજે વખત મુવેલાં જીવતાં થઇ પાછા બોલે છે. માટે બોલ કે જે દુ:ખ તેં મને દીધું છે તેને માટે — જે બુરા વિચારો તેં તારાં મનમાં રાખી મારી સાથ નેકા કીધા છે તેને માટે—જે પાપી પલીદી મતલબથી તેં મારી આબરૂ ધુલ મેળવવા માંગી હતી તેને માટે હજીબી તું મારી માંગે છે કે નહી ? તારી માફીતુંજ આ પત્ર છે કે ? "

મેં તે ટેબલ ઉપર પડેલા સઘળા કાગળ્યા એકઠાં કીધાં. તે ઓરડામાં જેટલી બતીઓ હતી, જેટલી સમેદાનીઓ પડેલી હતી તેટલી એક પછી એક સલગાવી અને આ ભભુકદાર રોશનીમાં તે ગુજર પામેલી ઓરત તરફ વધુ ધ્યાનથી જોવા લાગ્યો. મોહતની છેલી ઘડીએબી તેણી પોતાની પતરાજી ત્યાગ કરી શકી ન હતી. જેટલાં ઘરેણા પેરાય એટલાં તેણીએ પેરી લીધાં હતાં જેમાં શીહાગુણુવાલા પેલા સાંપરોકા હારે મારૂં વીષેશ ધ્યાન ખેંચ્યું. મુવેલાં આ મુરડાંની ગરદન ઉપર પુર રોશનીમાં તે ઝકઝક થઇ જાણે જીવતો હોય એવો તે દેખાવ મને લાગ્યો અને હું કમકમીને એક ખુરશી ઉપર બેસી ગયો. અને થોડોકવાર તેજ મુરડા મીશાલ હું પણ સામી આરસીમાં ટીકવા લાગ્યો. બહાર ચાલમાં કોઇના ધીમા ચાલવાના પગલા સંભળાતાં હતાં પણ તે કોણ હતું તેની મેં દરકાર કરી નહીં.

"બોલ, ખોરશેદ, હવે તું તારાં પાપો કબુલ કરી માફ માંગ. હું સાંભળું છું" મેં અંતે તે કાગળો હાથમાં લઇ વાંચવા શરૂ કરતાં કહ્યું. આ વખતે બહાર પવનનો સુસવાટો થઇ આવી જાણે તે રૂદન કરતો હોય એમ ફુંકવા માંડયો અને બારી બારણાં તેના જોરથી હીલી ગભરાટ કરી રહ્યા—અને જાણે હું જે બોલતો હતો તે તેણી સાંભળતી હતી અને હું શું કરૂં છું તે જાણતી હતી એવાજ ખ્યાલમાં લીન થઇ મેં તેણીના તે કાગળો વાંચવા માંડયા.

## પ્રકરણ ૨૮ મું.

કોઇના પણ નામ નીશાન કે બીજી શરૂઆત વગર તે કાગળ આ પ્રમાણે લખેલું હતું:—

"મરવાનો મેં ઠેરાવ કીધો છે. ગુસામાં નહી, ઝાંઝની મારી નહી પણ પુખ્ત પાકો વીચાર કરી ફરજની મારી હું મરૂં છું. સંસાર સવાલોનો ગુંછવાયલો ગાંઠ છોડતાં મારૂં ભેજું દુખી આવ્યું છે, જીંદગી મને અકારી થઇ પડી છે અને તેનો અંત લાવવાનું મારા હાથમાં છે. વિનાશી મોહતનો ખ્યાલ હવે મને ધ્રુજાવવાને બદલે શાકર જેવો મીઠો લાગે છે, અને એ ખ્યાલ અમલમાં મુકવાનું મારા હાથમાં છે. ખીલતી જુવાનીમાં હું ઘરડી થઇ છું, જીંદગીની મોજ મજાહ હવે મને ગમતી નથી કારણ મારા પ્યારાની હાજરી વગર હું બાવરી બની ગઇ છું: જેને હું મારો જાન, જીગર, દોલત, દુન્યા ગણતી હતી તે મારેથી વીખુટો પડયો છે. મને તજી, મારા કેહવાતા પૈસા ઉપર મુસતાક રેહતા અને મારા ખાવીંદની ઉપમા પામેલા એક મુર્ખ સાથ તે હવે દુર દરાજ દેશોમાં ભટકવા જનાર છે તો હું તેના વગર કલાકો, દીવસો, મહીનાં કે વરસો કેમ ગુજારી શકું? મારી દાયા સાથ મોકલેલા એક કાગળમાં, એ મારો કેહવાતો ભરથાર મને જણાવે છે કે તે પણ મને એકલી મુકી જાય છે. તેના જેવી પ્રકૃતીના માણસ તરફથી મેં વધારે સારી કાંઇ આશા રાખીજ ન હતી. પોતાનાજ સુખનો ખ્યાલ રાખનાર, મગરૂબીમાં મંદ થયલા એવા એક મરદ તરફથી બીજી ઉમેદો તે કેમ રખાય? જો તેણે મારી ખાસીયત પીછાણી, મારા વીચારો જાણી મને માયા મેહરબાની અને સાચા ધીરા પ્રમાણીક પ્યારથી વીનવવાની, સાચે રસ્તે ઉતારવાની કાંઇબી પેરવી કીધી હતે—તો હું આ મારી છેલ્લી ઘડીએ તેને માટે દલગીર થતે—કદાચને મરતી ઘડીએ, તેની સાથ પરણી તેની જીંદગી બરબાદ કરવા માટે હું તેની માફી માંગતે. પણ નહી. એ સઘળું તેને સુજ પડયું નથી. એક ખરીદ કીધેલા જનાવર તરફ જેમ તેનો ધણી વરતે તેમ તે મારી તરફ વરત્યો છે—મારી ??ફની ચોકસ નોકરી મેળવવાના બદલામાં તેણે મને પાલીપોશી પંપાલી, આભુશનોથી શીંગારી, બચાં પેરે ચાઇ ચાઇઓથી નવાજવામાંજ મજાહ માણી લીધી છે, પણ એક સાદા પણ સધ્યારાના, સાચા પ્યારનાં ધીરજવંતા બોલથી—પોતાના સુખના ભોગે—મારૂં સુખ સંપાદન કરવાની તજવીજ કરી નથી. તો પછી હું તેનો ઉપકાર નહીં માણું—તેની માફી નહી માંગું—તો તે તદન વાજબી ગણાશે. અને હવે જ્યારે તે મારો પ્યારો આશક મારેથી વીખુટો પડે છે તો પછી મારાં જીગરમાં ચાલતી લોહીની નદીને હું બંધ કરી નાખી મારા જીવનો અંત લાઉં તો મને કોણ અટકાવનાર છે? મીત્રો, કે સગાંવહાલાં કોઇ મને ચાહતાં નથી. અને મને કોઇની દરકારબી નથી. હવસ વગરના નીખાલસ પ્યાર રહીત,—આપ મતલબ વગરની સાચી વફાદાર મીત્રાચારી વગરની ધર્મના ઓઠાં હેઠળ ધન લોભી—અને નેકીના અંશ વગરની બદીથી ભરપુર આ દુન્યામાં સાચા વફાદાર મીત્રો કે પ્યારાં સગાંવહાલાંઓ મળવાંજ મુશ્કેલ છે, અને જો એવી ?? પેટી દુન્યાને છેલ્લી સલામ કરૂં તો તેમાં ગુનો ?? છે? મારી આ છેલ્લી ઘડીએ મને મારૂં -

યાદ આવે છે. ન્હાની ઉમરથીજ હું ચોકસ અને દરેક ચીજની નજર નોંધ લેતી હતી. અને મારી જીંદગીની એ શરૂઆતજ કેવી ખરાબ રીતે થઇ હતી ? દરેક વાતે લાડ લડાવી મને આપ ખુદ અને આપ મતલબી બનાવવામાં આવી હતી. મારી માદર તો પોતાની સહીયારીઓ અને મીત્રોની સંગાતમાં એટલી મશગુલ રેહતી કે મારી તેણી થોડીજ દરકાર કરતી અને મારી દાયા તથા મને કેળવણી આપનાર એક શીક્ષકને આધારે હું ઉછરતી. અને આ બેઉ ઓરતોના આચાર વીચારો પણ કેવા ? એક કુમળાં ઉધરતાં બાળકના નીરદોષ ભેજાંને નીચ ચાલ ચલગતથી, ખોટા દેખાવથી અને અસભ્ય વાતોથી બગાડી નાખી તેની રગેરગમાં સંસાર બદીઓનું ઝેર આમેજ કરનાર તે બેઉ ઓરતોની દેખરેખ હેઠલ જો હું પણ તેવીજ નીચ, ડોલ ઘાલુ અને અનીતીવાન વીચારોમાં લીન થઇ તેમાં ઉછરૂં તો તેમાં મારો વાંક નથી. વળી આવી ઓરતોની દેખરેખ હેઠળ આજકાલ ઉભાઇ જતાં વારતાનાં ચોપડાંઓ વાંચી મેં મારી સંસારી કેળવણીમાં ઉમેરો કીધો. આવી હાલતમાં સોળ વરસની મારી ઉમર સુધી હું આ ખોરશેદ મહાલમાં ઉછરી જે પછી અમો મુંબાઇ ઉપડી ગયાં. જ્યાંની જાણીતી મંડળીઓમાં—કહેવાતી સદગુણી નારીની સંગતમાં—મેં દુન્યાદારીનો પુરેપુરો ખ્યાલ મેળવ્યો. ...વેજ મારી નજર ખોલી થઇ અને મેં જોયું કે ...ઇથી આદમનો બહારનો દેખાવ જેટલો સારો—પવિત્ર—નીતિમાન અને નેક દીસે તેટલો તેનાં બાતેનમાં બદી—અપવિત્રાઇ—અનીતિ—અને હરામીનો સરો ઉંડો ઉતરેલો હોવો જોઇએ. અને આવા સાચા અનુભવ પછી—અને માદરપેદરની ખરી દુરઅંદેશ રાહબરી વગર—જો હું પણ તેવાજ વિચારોને શરણાંગત થાઉં તો તેમાં નવાઇ નથી. અધુરામાં પુરૂં આ વખતે મને માર. પેદરે જણાવ્યું કે નાણાંની તંગીને લીધે તેણે ખોરશેદ મહાલ ગીરવી મુકી તે વેચવા કાઢ્યો હતો. આ ખબર સાંભળી હું પોકેપોક રોઇ. નાણાંની તંગી તે કેવી હશે તેનો આજ વેર મને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો ન હતો અને તેથી પહેલાં તો હું એ વાત સમજી શકી નહીં. પણ જ્યારે મને વધુ જણાવવામાં આવ્યું કે એ તંગીમાંથી બચવાનો એકજ ઉપાય હતો—તેની વગ મારા હાથમાંજ હતો—ત્યારેજ મને સમજ પડી કે પૈસાની કદર કેટલી બુજાય છે. આ દુઃખી વખતે મને કોઇના ખરા દીલાસાની બહુજ જરૂર હતી. અને જો તેવો દીલાસો દેનાર મારૂં કોઇથી તે વખતે હતે તો કદાચને આજે હું જે રૂએ પુગી છું તે હાલત મારી થતે નહી ! જો આ વખતે મારી માદર સાજી સમી હતે તો હું ગમે એવી સ્થિતીમાંબી તેણીના દીલસોજ દીલાસા માટે દોડી જતે, પણ મારાં કમભાગ્યે તેણી તો લકવાના ગલબાથી લાઇલાજ થઇ બિછાને પડી હતી. આવી નાચાર હાલતમાં મેં મારૂં દુઃખ મારાં જીગરમાંજ દાબી રાખ્યું અને સંગદીલ થયલું મારૂં હૈયું વધારે સંગદીલ બન્યું. એ સઘળું મને મળેલી કે મેં મેળવેલી કેળવણીના પ્રતાપ હતા. વગોર યશમોએ જંગલી દુન્યાની ખોટાઇનું એ પરિણામ નીવડ્યું. મારી આજુબાજુ બનતા રોજના ખોટા ઢોંગ સોંગના બનાવોના છાપની એ પ્રતિજ્ઞા હતી. અને તેથી મેં મારા પેદરે કહેલી વાત બહારના શાંત દેખાવે પણ અંદરથી ફાટ ફાટ થતી છાતીએ સાંભળી. નફટાઇથી તેણે મને ખુલ્લું જણાવી દીધું કે જ્યારેબી મારે નેકાહ કરવા ત્યારે કોઇ પૈસાવાળો આદમીજ પસંદ કરવો કે જેના પૈસાથી તે પોતાનું બાળેબાળ થઇ ગયલું કરજ ફીટાડી પોતે પાછો છુટો થાય. મેં જ્યારે તેને શાંતિથી પુછ્યું કે "પ્યારનો તો મારે ખ્યાલજ રાખવો નહીં કે ? પસંદગી કરવાનો મારો હક તો હતોજ નહીં કે ?" ત્યારે શોખાઇથી હસીને તે બોલ્યો કે "એક પૈસાદાર બુઢાને કે માલદાર એબીલને ચાહવું અને પસંદ કરવું મુશ્કેલ નહીં હતું, તેટલું ગરીબને ચાહવું મુશકેલ હતું."

આ સઘળું તો દુન્યાદારીની મેં લીધેલી તાલીમના જોરે મુંગે મોંઢે સાંભળ્યું, પણ જ્યારે વધુ ખુલાસો કરતાં તે બોલ્યો કે "ઘર ખરચ ચલાવાની મતલબથી અને એક નવાબના દોરદમામમાં રહેવા ખાતર પૈસા મેળવવાની ઇચ્છાથી તેણે પોતાના કોઇ ઇરાની મીત્રની બેટી રોશનચેરાગને પોતાના ઘરમાં એક પરોણી તરીકે ઉતારો આપી તેણીના પીતા પાસથી ચોકસ રકમ દર માસે લેવાની ગોઠવણ કીધી છે" ત્યારે હું મારો ગુસ્સો તામોશ કરી શકી નહી. પોતાનો ખાનદાની-નવાબી દરજ્જો ભુલી જઇ પોતાના ઘરને એક ભઠયારખાણું બનાવા માટે મેં તેની ઉપર ધીક્કાર નાખ્યો. મારી ભરાઇ રહેલી છાતીને મોહગમતું બોલી મેં ખુલી કીધી અને સખુનના વરસાદનું વાદળ મેં એવું તો તોડી પાડયું કે તે પણ થોડોકવાર મારૂં બોલવું સાંભળી ચુપ થઇ ગયો, પણ મારા એ બોલવાની હવે કાંઇ અસર થાય એવું હતું નહી. સઘળી ગોઠવણ નકી થઇ ગઇ હતી અને મારા બાપે પોતાના દરજ્જા ઉપરથી ઉતરી એક ભઠયારાની ઉપમા પોતાને માથે હોરી લીધી હતી. તેની આ ચાલથી મને જે થોડુંક માન તેને માટે હતું તેબી દુર થયું અને તેના એખલાસમાં વધુ આવતી હું અટકી. રોશનચેરાગ આવી પુગી અને જો કે તેણી સ્વભાવે રાંક અને અસીલ હતી, પણ મને પેહેલેથી તેણી માટે ઉપજેલા અભાવથી તેણીની ગમે એટલી કોશેશો છતાં અમો બેઉ વચ્ચે કાંઇબી મીત્રાઇ બંધાઇ નહી. હું તેણી સાથ બહાર જતી નહી અને તેથી જેબી સંસારી મંડળોમાં તેણી જતી ત્યાં હું ગેરહાજર રહેતી અને એવો સઘળો વખત હું મારા ઓરડામાં પડી રહી વાંચવામાં ગુમાવતી અને મને મનપસંદ વારતાનાં એવા દાસ્તાંનો વાંચી મારા મનની પ્રકૃતી સુધરવાને બદલે વધુ બગડતી ચાલી. ધર્મની કેળવણી વગર, સારા આચાર વીચારોથી અલગ, હવસી બનાવોથી ભરપુર લખાયલી ચોપડીઓના રસીલાં દાસ્તાનો વાંચી વાંચી હું દરેક ચીજની કાલી બાજુજ જોવા લાગી. મને કોઇબી ચીજ માટે માનમરતબો રહ્યો નહીં. મરદને હું હેવાનની ઉપમા આપવા લાગી, જ્યારે ઓરતને બદીનું ધામ ગણતી હતી. આબરૂ, ઇજત કે નીતી નેકીની હસતી હું માની શકી નહી, અને મેં જોઇ લીધું કે દુન્યા સઘળેજ આપમતલબી હતી. એવી આપ-મતલબ દુન્યામાં મેં મારી પણ મતલબ કાઢી લેવાનો ઠરાવ કીધો. સંસાર મંડળમાં જોયલા કેટલાક સલાના દાખલા ઉપરથી મેં પણ મારો આશનાવ શોધી કાઢવાની તજવીજ કીધી. જો પૈસા સાથજ મને પરણાવવી હતી-વધુ પૈસા આપનાર ખરીદનારને મને વેચવી હતી તો ભલે-પણ પ્યાર, ચોપડી ચોપાન્યાંઓમાં વાંચેલા જેવો પ્યાર, તો મારે મેળવવોજ જોઇએ. એ ખ્યાલે મારાં ભમતાં ભેજાંમાં ઘર કર્યું. મને બજારમાં વેચવા કાઢી હતી તે વાત જરા વારમાં જાહેર થઇ ગઇ અને સારા સારા મારતેમીવાંઓ અને અમીર ઉમરાઓ તરફથી મારા હાથની માંગણીઓ થવા લાગી, પણ જ્યારે તે સઘળા મારી આંકવામાં આવેલી કીંમત જાણતા કે તુરતજ પોતાની ઉમેદવારી ખેંચી લઇ દાંએબાંગે થઇ જતા. મારા જેવી એક ખુબસુરત અને વળી ખાનદાની ઓરતને મેળવવા માટે જેવી તેવી રકમ ચાલે એમ ન હતું અને તેથી તે ઉમેદવારોની ગમે એવી મરજી છતાં તેઓ ના હીંમત બની પાછળ પડતા. આ સઘળો વખત હું સોલેસીંગાર સજી મંડળીઓમાં, જાહેર મેળાવડાઓમાં કે ખાનીપીણીઓમાં જ્યાંબી જતી ત્યાં મને "ખુબસુરત ખોરશેદ"ની ઉપમા મળતી અને તે ઉપમા ખોટી ન હતી. હું હીંગ-તથી કહી શકીશ કે તે વખતે મારા જેવી ખુબસુરત નાર મળવી મુશકેલ થઇ પડયું હતું. ઠંડીની મોહસમમાં થોડા દીવસ હું મારી એક સગી-જે બચારી મારા લગનની બે મહીના અગાઉ મરણ પામી તેણી-ની સાથે માથેરાન હવા ખાવા ગઇ હતી, જ્યાં પણ મને મોકલવાની

મકસદ એટલીજ કે મારી ખુબસુરતીનો કોઇ ખરીદદાર ત્યાં નીકળી આવે. આ શીતળ પણ જગબતરીશીએ ચઢેલી ટેકડી ઉપર અમો રહ્યાં હતાં તેટલાં તે મારી સગી જેણીનું નામ જૈનાબી હતું તેણીએ મારા હાથમાં "ઇમાનનો હાર" નામની એક ચોપડી મુકતાં પુછ્યું કે મદનસારિકા નામની કોઇ ઓરત લખનાર વીશે હું જાણતી હતી કે નહી. મારા ના પાડવાથી તેણીએ તે ચોપડી વાંચવાની મને ભલામણ કરતાં કહ્યું કે તે મને જરૂર પસંદ પડી મને સુખી બનાવશે.

કેવો કઢંગો વીચાર? એક નાદાન અંજાણી ઓરતનું લખાણ એવું તે કેવું હોય કે તે મને સુખી બનાવે? ફ્કત રમુજને ખાતર અને ગરીબ માંડી જૈનાને રાજી રાખવા મેં તે ચોપડી વાંચી અને જો કે તેણે મને સુખી તો કીધી નહી, પણ મારાંમાં તે અબળા લખનાર માટે, તેના દરશાવેલા વીચારો માટે ઘણીજ ખુશી અને માન પેદા થયાં. મેં તે ઓરત માટે વધુ તલાસ કીધી અને ત્યારેજ મને ખબર પડી કે તે તો મારી જુની પડોશણ, જેની સાથ રમવાને વટીક મને મના કરવામાં આવી હતી તે, પુણાના ચંપાબાગવાળી મદન સારિકા ચંદ્રસેન હતી. એવી એક ઓરતની દોસ્તી, સંગત મને કેટલી ફેરવી નાખતે, મને કેટલી સુધારતે તે કોઇને સુઝ પડયું નહી. આહા! મદન, મદન, હજીબી મારૂં જીગર તારી તરફ ખેંચાય છે, લલચાય છે, હજીબી તું જો મારી આગળ હોય તો મારી છાતી તારા નીરદોશ કાનોમાં ખુલી કરી હું મારાં જખમી થયલા જીગરને રાહત બખશું, પણ તેમ કરતાં કદાચને તું મને મારા ઠેરાવથી વારે, એક કોમલ હૈયાની ઓરત મીશાલ મારૂં દુઃખ સાંભળી તું રડતી ચશમોએ જો મને વારે તો હું મારી હીમત હારી જઇ મારો જાન કબજ કરવાની જે મકસદ રાખી બેઠી છું તેથી તું મને અટકાવે, માટે હું તને બોલાવી શકતી નથી. પણ નહી. નસીબનો એક છેલ્લો પાસો હું ફેંકી ફીરેસતાઇ ખસલતની એ સુંદર નારને મારા જીગરનો પેગામ તો પોંહચાડું? કદાચને ખુદાઇ પેગામચી તરીકે તેણી આવી મારાં સળગેલાં જીગર ઉપર 'ઇમાનના પાણી'નો મારો ચલાવી મારી આગ બુજવી મને સારે રસ્તે ઉતારે તો તેમાં નવાઇ નથી.

* * *

મારી બારીએથી: મેં તેણીને ત્રણ વાર ધીમા સાદે બોલાવી, પણ આજે તેણીબી મારી સાથ રૂઠી છે. ખુદાનો એ ફીરેસતાઇ પેગામચી આજે મને જવાબ દેતો નથી. તેણીને થોડીજ ખબર છે કે તેણીની પાસેજ—નજદીકમાં—એક ચીરાયલું જીગર કેટલું તેણીના મલમપતાની આરજુ રાખી કાગને ડોળે તેણીની વાત જોય છે.

* * *

આખરે જે પ્યારની હું ઉમેદવારી કરતી હતી તે મને મળ્યો. આ વખતની મારી લાગણીઓનું બ્યાન હું કરી શકતી નથી. શીહાગુણને મેં જોયો અને મને તુરતજ લાગ્યું કે કોઇ મ્હોટા ફીરેસ્તાએ પોતાની તેજ ચશમોનું આબ મારી રગેરગમાં આમેજ કરી મને માહાત કીધી હતી. તેની સાથ તેનો મીત્ર, તેની અપાર ખુબસુરતીનો ફ્કત એક ઓળો, લખો રૂપીયાની દોલતના ઢગલા ઉપર બેઠેલો પૈસે પુર સુર્ખ—અલી બીન અબદુલા હમીર પણ હતો. તે જરદારે પોતાના જરના જોરથીજ મને ખરીદી, પૈસા આપી તે મારો માલેક થયો અને કાયદાની નજરે તે મારો ધણી કહેવાવા લાગ્યો."

મારે માટે આ કેવા સખુન! મારા અહાગ પ્યારનો આ કેવો બદલો! મુરદું થઇ તે ખુરશી ઉપર બેઠેલી અને ભયાનક ભયભીત બનેલી ખોરશેદ તરફ જોઇ હું બોલ્યો,

" અને આ કંગાળ કદરૂપી નારને હું ચાહતો હતો! ખચીત હું મુર્ખજ હોવો જોઇએ. અને મારા જેવા તો એવા સેંકડો મુર્ખો હાલ હૈયાતી ભોગવતા હશે. પૈસાથી પ્યાર જીતી શકવાની ઉમેદ રાખનાર મારા જેવા મુર્ખોને આ કરતાં કયો સરસ દાખલો મળશે. ઓરત

જાતનાં નામને એબ લગાડનાર એ ડાકેણ ! તારા આવા બદખસલત વિચારોથી જો મોહત પછીની જીંદગી હતે તો દોજખના દેવો વટીક તારી આ ઝેહરી જીંદગીની ઓથી ફમકમી તારેથી દુર નાહસતે !

બતી આ વખતે ઝાંખી પડી ગઇ, જે અંધારાંમાં જાણે ખોરશેદ હસતી હોય એમ મને લાગ્યું. પાસેના ઓરડામાંથી ઘડીયાળની ટકોરીઓ પડવાનો અવાજ આવ્યો પણ કેટલા વાગ્યા હતા તેનો ખ્યાલ વટીક કર્યા વગર મેં બતી પાછી હુશયાર કીધી અને તે કંગાળ ઓરતે લખેલાં કાગળો બરાબર ગોઠવી પાછો વાંચવા લાગ્યો.

* * *

જે ઘડીથી મેં નવાબ શીહાગુણને જોયો તેજ ઘડીથી મારી જીંદગી બદલાઇ ગઇ. તેજ ઘડીએ મેં જાણ્યું કે મારાં અને મારા પેદરનાં મનની દરેક મુરાદો બર આવવાનો આ હીંગામ હતો. આવા ખુબસુરત નરને મારો પ્યાર એકદમ અરપણ કરી દઇ મેં મારી જુવાનીમાં વાંચેલાં દાસતાનો મીશાલ એક પ્યારો આશક મેળવવાની ઉમેદ બાંધી ત્યારે તેના જેવો એક પૈસાદાર ઉંચ કુળનો જમાઇ મેળવી મારો પેદર પણ પોતાની મરજી મીશાલ ખુશી થશે એમ મેં આશા બાંધી. પણ તે મારી આશા મારા પીતાએ તુરતજ ધુળ મેળવી. જે રાત્રે અમારી પેહેલી મુલાકાત થઇ તેજ રાત્રે મારા પિતા બોલ્યા કે "શીહાગુણ કે અલી એમાંથી કોઇબી એક ખાવીંદ જીતવાનું હવે તારા હાથમાં છે. નવાબ શીહાગુણ પાસ કાહરૂનનો ખજાનો છે, પણ એ કોણ છે, કયાંથી આવ્યો છે, તે વીષેની એની આગલી પાછલી વાતો એ ભેદના પરદામાં છુપાવેલી રાખે છે—એટલુંજ નહી પણ ઓરત જાતને નામેજ એને ધીકાર છે—માટે અલી જેવા એક લખોપતીનેજ જીતવાના તારે બાજી માંડવી જોઇએ. એનામાં કાંઇ ઝાઝું ભંડોળ નથી એટલે એને જીતવો તને મુસ્કેલ લાગશે નહી. મેં આ સુચનાનો કોઇબી રીતે જવાબ દીધો નહી. વળી મેં પસગવત મારી ખાતરી કરી લીધી કે રેહમનશાહ પરણવાને રાજી હતો નહી. અને તેથી હું અલી સાથ શાદીના ગાંઠથી જોડાઇ. પણ તેજ વખતે મેં પકો ઠેરાવ કરી રાખ્યો કે શીહાગુણને મારે મારા આશક તરીકે જીતવો. પણ એ મારા ખ્યાલમાં હું ઠગાઇ. મેં તેને બીજા એવા મરદોની સફમાં મુકવા માંગ્યો પણ મેં મારી ભુલ જોઇ અને એ મારી ભુલનાં પરીણામ તરીકે મારી સઘળી મુશ્કેલીઓ, દુઃખ, જુહરાપો અને સંતાપ પેદા થયાં. મારા જેવી એક ખુબસુરત નાજનીનનો ખરો સાચો પ્યાર હરકાટી ધીકારી કાઢવાનું તેને શું સુઝ પડયું હશે તે હું સમજી શકતી નથી.

* * *

શીહાગુણ જાણે મને તેડતો હોય એમ હું કેતરાઇને બીહધી. પણ નહી હું અહીં એકલીજ છું. ફકત મારાં મનનો એ ધખારો છે, પણ એ શીહાગુણ કોણ હશે ? કયાંથી એ આવ્યો છે ? કયા મુલકનો એ નવાબ કે શાહ છે ? એ સવાલોનો એણે કદીબી ખુલો જવાબ દીધો નથી.

* * *

આહ ! હું કેવી ખુબસુરત, કેવી કાબીની છું ? એ ખુબસુરતી મરદોને વશ કરવા મને બક્ષવામાં આવી છે અને તે છતાં જેને મેં મારૂં જીગર જાન અરપણ કીધું છે તેજ ધણી તેને વશ થતો નથી તો એ મારી ખુબસુરતી શું કામની ? મને ચાહવાને બદલે તેણે મને ધીકારી કાઢી છે. ગુડણમંડીએ પડી મારી કીધેલી મીનતજારી તેણે હરકાટી નાખી છે. મને તેણે તુચ્છકારી છે તો હવે મને જીવવું લાજમ નથી. પણ સબર, તેણે મને એમ શું કહ્યું હતું કે 'ધીરજ રાખ, હું તને હવે પછી મળીશ' તે મને મળશે ? કયાં, કેમ ? મોહત મારી જીંદગીની અજલ લાવી મને સુંગી કરશે તે પછી

તે મને મળે તે શું ખપનું ? પ્યાર, મરી ગયા પછી શું કામનો ?

* * *

મોરી મરનાર માદરને ચોપડવાની આ દવા જે ઝેરની બનાવેલી છે તે મેં સંભાળથી રાખી મુકી હતી તે હવે મને કામ લાગશે. આ શીશીમાં જોકે દેખઇતી તે થોડી છે પણ વૈદના કહેવા પ્રમાણે એ દસ માણસનો જીવ તુરત લેવાને પુરતી છે. એ એકીમતી દવા મારો હવે ખરો દોસ્ત છે. જરા વારમાં મારાં અકરાઇ ગભરાઇ રહેલાં જીગરને ઠંડુ પાડી એ શાંતી બખશશે. આવ, ઓ અજીજ મિત્ર અને જે પ્યારભર્યા હોઠોને મારા આશકે ચુંબન કરવા ધિકાર સાથ ના પાડી તે હોઠોને તું ચુંબન કર. હું તૈયાર છું. મારી ચાલચલગત માટે મને માફી માંગવાની કાંઇ ગરજ નથી. મેં જે કાંઇ-બી કીધું છે તે આજના સુધરેલા જમાનાની નજરે જોતાં—મેં લીધેલી કેળવણીના પ્રતાપે—દેખાદેખીથી મેળવેલા સંસારી અનુભવ સીધ—કાંઇ ખોટું નથી. પૈસાને માટે હું પરણી હતી—પણ ત્યારે મારી જુવાન જીંદગીની ખરી મોજ—એક આશકનો ખરો પ્યાર—જો હું કોઇબી રીતે મેળવવાની પેરવી કરૂં તો તેમાં ખોટું નથી. તે પ્યાર મને મળ્યો નથી—તો હું તે પ્યાર ઉપરજ મારો જીવ કુરબાન કરી મારાં જીગરનું તેને બળીદાન આપું તો તે વાજબીજ ગણાશે. રોજે કયામત કે અલાહતાલાની હું હસતી માનતી નથી માટે મારો જીવ મારાં શરીરથી છુટો પડી મરણ પામશે તેમાંજ મને રાહત મળશે. લોકો કહે છે કે દરેક માણસે મરતી વખત પોતાના ગુનાહની તોબેસ કરી તે કરીમે કારસાજની બંદગીથી તેની માફી ચાહવી જોઇએ. વિઘાના આજના આગળ વધેલા જમાનામાં એ કેવી બેવકુફાઇ ? મરણ પછીની હાલત શું અને કરીમે કારસાજ કોણ ? એ બધી બુઢાંઓની અને વેહમી લોકોની વાતને હું માનતી નથી અને તેની દરકાર કરતીબી નથી.

* * *

પીધું ! ટીપે ટીપું મેં તે દવાનું પી શીશી ખાલી કીધી છે, અને હાલ તુરત તો મને કાંઇ લાગતું નથી, પણ સબર ! આ મારા ઓરડામાં કોણ ? મારી માદર ? "બુ-બુ" મેં બુમ પાડી પણ ફકત કદર બીહામણા અને દલગીર ચહેરે જોવા સીવાય તેણીએ મને જવાબ દીધો નથી. મારાં ભમતાં ભેજાંના એ કેવા ખ્યાલો ? મારી માદર તો કલ દીનની મરણ પામી છે. તેણી અહીં કેમ આવે ?

* * *

પણ એ મને શું થાય છે ? મારાં આખાં આંગે સુઇયાઓ ભોકાઇ કોઇ મને રીબાવે છે. મારૂં માથું ફરે છે. અણહદ દુ:ખનાં શોળા મારી રગેરગમાં બરપા થઇ મને જીવતી બાળી મારે છે. મારૂં ગળું સુકાઇ ગયું છે. પાણી પીતાંબી એ સોસ – એ આગ – બુજાતી નથી. અને હવે મને ઉઠવાનીબી તાકાત રહી નથી.

મેં તો ધાર્યું કે હું મરણ પામી હતી. પણ નહી. મારી માદરે મને હાંક મારી ઉઠાડી, "ચાલ ખોરશેદ, તારા પસંદ કીધેલા પ્યારા આશનાવને મળવા મારી સાથ આવ." અને તેણીના એ શબ્દો સાંભળી હું ઉઠી. મારાં આંગમાં બળતી ચેહ જરા નરમ પડી અને હું શાંત મને મારી ખુરશી ઉપર બેઠી. આ વખતે મને એક ભયાનક વિચાર આવ્યો છે. આજના વિદ્વાનો જેમ કહે તેથી ઉલટીજ રીતે જો મોહત હમેશગીની નીંદ ન હોય અને મોહત પછી કોઇ બીજી જીંદગી હોય તો ? જો જીંદગીની જોત અમર રહી, હવે પછી આપણાં કીધાં કરતુકોની સજા ભોગવતી હોય તો ? નહી, નહી, એ કેવા ખ્યાલ ? પણ ત્યારે મને ધાસ્તી શાની લાગે છે ? એ વાદળની ગર્જના અને ભયાનક, ખવીસોના આવાજો કયાંથી આવે છે ? મારી માદર મારી નજદીક શું કામ ઉભી છે ? અને પોતાનો હાથ લંબાવી મને શું કામ ધરે છે ?

* * *

યા અલાહા! ... મને લખવા દો, મારાંમાં શકતી છે, તેટલાં મને લખી લેવા દો, જીંદગીની જાુફ્તી જોત બુજાઇ જઇ પેલાં સામે ઉભેલાં ગજબનાક અંધકારમાં કે આગના સોહોલામાં જઇ પડું તે અગાઉ મને લખવા દો અને બાપોકાર લોકોને કહેવા દો કે મોહત જેવી કોઇ ચીજ છેજ નહીં. એ ભયભીત સચાઇ હવેજ મને માલમ પડી છે. હું મારી જીંદગીનો અંત લાવી શકતી નથી. ફકત માટીનાં બનેલાં મારાં શરીરમાંથી મારી જીંદગીની જોત ધીમે ધીમે કોઈ અણદીઠ હાથ બહાર કાઢે છે–અને હું નવી જીંદગી શરૂ કરૂં છું. અણદીઠ, મહાન અને ભયંકર જીંદગીમાં નવો જનમ પામું છું. નવી દુન્યામાં કાળાં, વગર આકારનાં ખીચોખીચ ભરાયલાં આતમાઓમાં હું વસવા જાઉં છું. તેઓ મારી આજુબાજુ ભમી ભટકી મને તેડે છે. મોહોત પછીની મીઠી નીંદ્રા જેવું કશું છેજ નહી. આદમ જાતનો તે ફકત ખ્યાલી–સધ્યારો આપનાર–સ્વપ્નવસ ખ્યાલ છે. અરે એ કેવી ત્રાસજનક બરબાદી–કેવો આતમઘાત? મુશકેલીએ હવે મારૂં શરીર દમ ખેંચી શકે છે–મારો હાથ આ કાગળ ઉપર ચાલી શકતો નથી–ફકત મારા મનના જોરેજ હું આ લખી શકું છું અને એમ લખતાં મને જે દુઃખ ઉપજે છે તે મોહોતનું નહી પણ શરૂ થતી મારી નવી જીંદગીના અવત્યાં છે! હું જીવવાની પેરવી કરૂં છું, પણ મારી માદર મને હવે ઘસડે છે. તેણીના કબજામાંથી હું છુટી થઇ શકતી નથી. મજબુત ચુંગાલમાં મને પકડી તેણી મને બોલાવે છે 'ચાલ ખોરશેદ, જે બાળકને મેં જનમ આપ્યો હતો તેના રૂહ, ચાલ અને તારા પ્યારાને મલ! કોણની ઉપર તેં તારી આશનાઇ બાંધી હતી તેને જો! મેં ઉધારીને મોહટી કીધેલી ઓરતના આતમા, જયાંથી તું નીકલ્યો હતો ત્યાં પાછો આવ!' પણ નહી, મને ધાસ્તી લાગે છે, સામે બળતી આતશી ચેહમાં હું મને ઉગેલી પાંખોથી ઉડી જઇ પડું તે મને ગમતું નથી. મને જીવવા દો, મને બચાવો. એ દાદખાં દાદાર! એ કરડા ઇનસાફી બાપ! જીવીને મને લખવા દો અને મોહોતની ખરી પીછાન–હવે પછીની જીંદગીની ઓળખ ધર્માંધળાં લોકોને આ ધ્રુજતા નાકોંવત હાથોએ કરવા દો. જે મોહતને આમંત્રણ કરી હું છુટવા માંગતી હતી તે તો નવી જીંદગીની શરૂઆતી છે એમ મેં મારા ગભરાટ, નાસીપાસી, પસ્તાવા અને દુઃખ વચે હવેજ જાણ્યું! હું જીવું છુ અને જોઉં છુ કે જે અલાહની હસ્તી હું નાકબુલતી હતી–જેની હસ્તી નહી માનવાને મને શીખવવામાં આવ્યું હતું તે અલાહુતાલાની હસ્તી કાયમ છે અને જો મેં ચાહ્યું હતે તો હું તેને મારી આ દુન્યાઇ જીંદગીમાંજ પામી શકતે એમ પણ હું હવેજ જાણું છું. હજારો રડતાં જીવડાઓ એ વાત મારા કાન ઉપર નાખી મને શીખવે છે, પણ હવે એ જ્ઞાન બહુજ અસુરૂ મને મળ્યું છે. હું અંધારામાં ગોટાં ખાઉં છુ–મારો આતમા ઉડી પેલી બળતી ચેહમાં જઇ પડવા તૈયાર છે.

* * *

સબર, સબર, હું આ દુન્યાના મારાં શરીરનાં ખાલી ખોખાંથી છુટી પડું–તેટલાં સબર–બીલકુલ મંદ થઇ પડેલા મારા હાથ–હીંમત પકડ – જોર કર – અને હું આ દુન્યા તજી જાઉં તે અગાઉ મને તે દુન્યાનાં આંધળાં, અકલહીન, બેવકુફ લોકોને ચેતાવા દે, તેઓને તેઓની ભુલ બતાવી બચાવા દે—અને કહેવા દે કે જેની ઉપર મેં મારો પ્યાર સપુરદ કીધો હતો–જેને પસંદ કરી મેં મારો દેવતા જાણી લીધો હતો–જેની મેં ગુંઠણમંડીએ પડી આરાધના કીધી હતી–તે-તે કોણ છે—ઓ ખોદા, મદદ કર! સહાય થા! રહેમ કર!—કારણ હું હવેજ જોઇ જાણી ચુકી છું કે મારી તે આરાધના કોણે કબુલી હતી–કોણ મને હવે પોતાની ગણી પેલી બળતી ભઠીની આગમાં લઇ જાય

છે—તેને હવેજ હું ઓળખી ચુકી છું—તે-તેનું નામ——"

અહીં તે કમનસીબ, કમબખત ઓરતને હાથે લખાયલું કાગળ એકદમ ખલાસ થઇ ગયું, જ્યાં તેણી પેલું નામ લખવા જતી હતી ત્યાં એક કલમનો મોહટો ઘસાડો પડયો અને એવું દેખાડતો હતો કે તે નામ લખવાની તેણીની ગમે એટલી મરજી છતાં કોઇએ તે કલમ છીણવી લઇ તેણીને તે નામ લખતાં અટકાવી હતી.

મારૂં માથું હવે ફરવા લાગ્યું. મને હવે આ ઓરડામાં એકલું રહેતાં બીહક લાગી. અને તેથી તે કાગળોનો દુચો મારી સાથ લઇ બહાર નીકળતાં મેં ખોરશેદગમ ફરી કહ્યું,

"ખોરશેદ, જો તું જીવતીજ હોય, તારા કહેવા પ્રમાણે મરણ પામી ન હોય તો કહે કે તું હાલ કયાં છે ?"

પણ જવાબ કોણ-આપે ? સુવેલું મુરદું જો એમ જવાબ દે તો તે પછી મુરદું કહેવાયજ કેમ ? તેણી તરફથી કાંઇ પણ જવાબ નહીં મળવાથી હું અકરાયલો ગભરાયલો તે ઓરડામાંથી બહાર પડયો.

---

## પ્રકરણ ૨૯ સું.

---

ખોરશેદનાં મરણથી જે લોકચર્ચા જાગી, જે તરેહવાર ગામગપાટા ઉડયા, તે સર્વ અહીં દરશાવવા હું ઠોકીશ નહી. એટલુંજ કહેવું બસ થશે કે તેણીનાં મરણથી કોઇબી ખરેખર દુઃખી કે દલગીર થયું નહી. વળી પૈસાના જોરે તેણીનાં એ અકાળ મોહતની જુરી વખતેબી ઢાંકણું વાળવામાં આવ્યું. બે નામીચા ડાકટરોએ મોટી ફીઓ લઇ સરટીફીકેટ આપી કે ભુલમાં ઉંઘાવાની દવાનો ભાગ વધુ લેવાથી તેણીતું મરણ અકસ્માતીક નીવડયું હતું. અને એ રીતે તેણીના આપઘાતને દુન્યાવરણની રીતી મુજબ ઢાંકપીછોડાથી અકસ્માતનું રૂપ આપવામાં આવ્યું.

તેણીની પાયદસ્ત વખતે પણ લોકોની ઠઠ પુશકળ મળી હતી અને મોહટે ખાંચરેનાં સર્વ ઓળખપીછાનવાળાંઓ દુર વેરથી તેણીને છેલ્લો સેજદો કરવાનાં ઓટાં હેઠળ ઉતરી પડયાં હતાં. ખરી દલગીરી તો કોઇના ચહેરા ઉપર દીસતીજ ન હતી. તેણીનો પિતા વટીક ખરી દલગીરીથી નિરાળો હતો. મારા ધારવા મુજબ તો તે ઘાંખરો મનમાં મગન થતો હતો. કારણું ખોરશેદનાં મરણથી રોશન ચેરાગ સાથના તેના નેકાની છેલી હરકત દુર થઇ હતી. રોશન ચેરાગ જેટલી દુઃખી નહી તેટલી આ અચબુચ બનેલા બનાવથી ગભરાયલી દીસતી હતી. ફકત એકજ જણ આ મરણથી ખરેખર દલગીર હતું અને તે મદન સારિકા હતી. એક ખુણામાં એકલી બેસી તેણી ગુપચુપ પોતાનો ખેદ જાહેર કરતી હતી અને આ મરણ પામેલી ઓરત માટે દલગીરીનાં ખરાં આંસુ વરસાવતી હતી. મેં તેણીને દુરથીજ જોઇ અને ખોરશેદનાં મરણનું ખરૂં કારણ હું મારી મુસાફરી-જે હાલ હવે બે અઠવાડયાં ઢીલમાં પડી હતી તે-શરૂ કરવા પુણું છોડી જાઉં-તે અગાઉ તેણીને જણાવવાનો મેં ઠેરાવ કીધો.

આ ઠેરાવની રૂએ એક દીવસે સાંજના તેણીના બંગલામાં તેણીને મળવા ગયો. તેણી પોતાના લખવાના મંડપમાં ટેબલ નજદીક બેસી લખતી હતી જ્યારે તેણીના બેઉ કુતરાઓ તેણીના પગ પાસે પડી રહ્યા હતા. જેવો હું દાખલ થયો કે તેણીએ પોતાની કલમ મુકી દીધી અને મને પોતાની માયાભરી આંખોએ ગમગીની વચ્ચે આવકાર દીધો. તેણીના ચહેરા ઉપરથી જણાતું હતું કે તેણી મારે માટે ખરેજ દલગીર હતી-જોકે મને પોતાને તો કાંઇબી દલગીરી ઉપજતી ન હતી. એલારપેલાર થોડીક વાત કરી હું જરાવાર મુંગો બેઠો અને પછી અચબુચ બોલી ઉઠયો—

"તમે તો જાણતાં હશો કે ઉંઘાવાની દવા ભુલમાં પીવાની વાત ફકત જોડાં કાઢેલી

હતી ! ખોરશેદે તો આપઘાત કીધો હતો."

તેણી મારી ગમ દયામણા રડમસ ચેહરે જોઇ બોલી:—

"મને લાગ્યું કે એમ કાંઇ હોવું જોઇએ—"

"હોવું જોઇએ શું ?" મેં ઉશ્કેરાઇને કહ્યું "એમજ હતું. તેણીએ આપઘાત કીધો હતો. અને તે શું કામ તે તમે જાણો છો ? કારણ તેણીથી પોતાનાં પાપનો દંખ સહન થઇ શકયો નહીં — તેણી પોતાના હકદાર ખાવીંદને બેવફા નીવડી તેનાજ મીત્ર સાથ પ્યારમાં પડી હતી. શીહા ગુણુને તેણી ચાહતી હતી."

દુઃખથી એક ચીસ પાડી મદનસારિકા ઉજલી પુણી જેવી થઇ ગઇ અને પોતાની ખુરશી ઉપર ધ્રુજવા લાગી.

"તમને તો જલદી વાંચવાનો માહવરો છે માટે આ વાંચો," ખોરશેદે લખેલાં છેલ્લાં કાગળો તેણીની નજદીક ટેબલ ઉપર મુકતાં મેં કહ્યું "એ તમે વાંચો તેટલાં હું અહી ઠોણું છું અને પછી મને કહો કે તેણી કેવી હરામી ઓરત હતી અને તેણીની ગમે એટલી ખુબસુરતી છતાં તેણી તમારી દલગીરીને જરાબી લાયક છે કે ?"

"મને માફ કરો." તેણીએ હલવેથી કહ્યું. "જે ચીજ સાથ મને કાંઇ લાગતું વળગતું નથી તે હું વાંચવા નથી માંગતી."

"પણ તમને એ લાગે વલગે છે. એની ઉપર કોઇનુંબી નામ લખેલું નથી એટલે જેને ગમે તે એ વાંચે. તે ઉપરાંત, એમાં તમારૂં નામબી આમેજ કીધું છે માટે વાંચો અને પછી મને તમારી સલાહ આપો કે એવી ઓરતની યાદગારી કેવી રીતે રાખવી અને તે યાદગારીની તખ્તી ઉપર કેવો લેખ કોતરાવવો."

તેણીએ બહુજ નામરજીથી તે કાગળ્યાં લીધાં અને વાંચવા લાગી. હું મારાં મોહ ઉપર મારો હાથ ઢાંકી મારાં આંગળાં વચેથી તેણીને નીહાલીને જોવા પડયો. આ વખતે મારાં ભેજાંમાંથી તરેહવાર વીચારો પસાર થતા હતા. જો સઘળી ઓરતો એનાજ જેવી નીરદોશ, એવીજ નીખાલસ હોય તો ખચીત સંસારનો સહો સમુળગો દુર થઇ આદમી જાત ખરાં સુખને પોંહચે. આવાં મારાં મલાસનમાંથી હું ગભરાઇને ઉઠયો કારણ તેણી તે કાગળ્યાં પુરાં વાંચી રહી આંજુ ભરી આંખોએ અને દુઃખથી રીબાતા અવાજે મારી સાંમે આવી ઉભી રહી બોલી—'

"શું તમો એટલા બધા આંધલા થયા છો કે આ લખાણની મતલબ સમજતા નથી ! એટલા બધા તમે અકલહીણ થઇ ગયા છો કે તમારા કટ્ટા વેરીનેબી તમે ઓલખતા નથી ?"

"મારો કટ્ટો વેરી ?" મેં અચરતીથી પુછયું. "તે કોણ ? અને તેને આ લખાણ સાથ કે ખોરશેદનાં મોહત સાથ શું નીસબત ? તે ઉપરાંત તેણીનું આ લખાણ તેણીનાં મરણ વખતનાં ઘેલાપણાંનુંજ પરીણામ હું તો માનું છું."

"ખુદા ખાતર એવા દયાહીન ના બનો." તેણી ઉશ્કેરાઇને બોલી. "ગરીબ, દુખી થયલી, હારમાર થયલી ખોરશેદના છેલા બોલો મને તો ખરાજ ભયભીત અને ભયંકાર લાગે છે. શું તમે એમ કેહવા માંગો છો કે તમે મોહત પછીની જીંદગી માનતા નથી ?"

"નહીંજ."

"ત્યારે તમે આ સઘળું સમજો નહીં તેમાં નવાઇ નથી. તેણી કહે છે કે તેણી હજી જીવે છે—દુઃખમાં, જલતી ચેહમાં બળતી તેણી જીવે છે તે તમે માનો છો કે નહીં ?"

"મરતાં માણસનો લવારો બકારો કોણ માને છે ? મેં કહ્યું કે ઝેરની અસરથી તેણી બેભાણ થઇ ગઇ હતી અને તેવી બેભાંણીમાં તેણી જો કાંઇ ફાતું ફાતું લખે તો તે કોણ માને ?"

"હું તમારી કેમ ખાતરી કરૂં ? આ દુન્યા તો હવે પછીની આવતી દુન્યાનો ફકત એક પડછાયો છે એમ હું કેમ તમને સમજાઉં ? ખાતરીથી માનજો કે જેમ મરતી ઘડીએ

ખોરશેદની આંખ ઉઘડી તેણીએ રોજે રસતાખેજ જોઇ છે તેમ તમેબી જોશો અને ત્યારેજ તમારા આ નાસતીક વીચારો બદલાઇ જશે. જે કમનસીબ ઓરતને તમે તમારી મોહરદાર બનાવી હતી તેણીનાં મરતી વખતનાં આ લખાણુથી જો તમારી નજર ઉઘડતી ન હોય તો બીજાં કસાંથી તે ખોલવાની નથી. તમારા દુશમેને તમને પુરે પુરા માહત કીધા છે."

"મદન, એ તમે કોણુને માટે બોલો છો?" મેં તેણીની તરફ અચરથીતી જોઇ પુછ્યું કારણુ આ વખતે તેણી જાણે બીહદી હોય તેમ ખાલી નજરે દુર જોઇ ફીકી પડી જઇ ધ્રુજતી હતી.

"તમારા વેરી માટે! તમારા શત્રુ માટે!" તેણીએ જીવપર જોશાવરી ખેંચી કહ્યું. "મને તો લાગે છે કે તેનો પડછાયો હજી તમારી પીઠે ઉભો છે. ખોરશેદના, પેલી જેહાન પુગેલા તેના રૂહના આ શબ્દો ધ્યાનથી સાંભળો–તેણી શું કહે છે તે જુઓ—'ઓ ખોદા મદદ કર! સહાય થા! રહેમ કર!—કારણુ હું હવેજ જોઇ જાણી ચુકીછું કે મારી તે આરાધણા કોણે કર્યુતી હતી–કોણુ મને હવે પોતાની ગણી પેલી બળતી ભઠીની આગમાં લઈ જાય છે–તેને હવેજ હું ઓળખી ચુકીછું–તે–તેનું નામ—"

"હા, તેનું નામ?" મેં પુછ્યું "અહીંજ તે કાગળ ખતમ થાય છે માટે તેનું નામ શું?"

"શીહા ગુણુ રેહમનશાહ!" મદનસાકા બુમ પાડી મોહટેથી બોલી ઉઠી. "એ કાણુ છે, કયાંથી આવ્યો છે તે જો કે હું જાણુતી નથી પણુ તે પાક પરમેશ્વરના કસમ લઇ હું કહું છું કે સઘલી બદીનું તેજ મુલ છે–ખુબસુરત ઇનશાનના આકારમાં તે એક ઇબલીશ છે. આદમ જાતને ફસાવનાર અને બરબાદીએ પુગાડનાર તેજ છે. ખોરશેદે જ્યારથી તેને જોયો ત્યારથી તેણી તેની ચુંગાળમાં ફસી પડી હતી અને તેજ ચુંગાળમાં–તેજ જાળમાં–તમેબી સપડાયા છો. માટે હજીબી તેનેથી દુર થાવો–તેની સંગત છોડો–હજીબી વખત છે તેટલાં ચેતો અને તમારી રૂબરૂ તેને આવતાં અટકાવો." તેણી હાંફી જતાં ઉતાવળથી બોલી.

"મદન, તે બનવું મુસ્કેલ છે, શીહાગુણુ જેવો સાચો વફાદાર મીત્ર જડવો કઠણુ છે, અને તેની વફાદારીની પરીક્ષા એવી કસોટીપર થઇ છે કે જેવી પરીક્ષામાં બીજા મરદો લાઇલાજ બની જરૂર માહત થતે. સાંભળ, હજી મને કાંઇ બીજું કહેવું છે,"

એટલું બોલી મેં શીહાગુણુ અને ખોરશેદ વચેની તે રાતની મુલાકાતનું સ્વીસતર બ્યાન કહી સંભળાવ્યું જે તેણીએ મુંગે મોઢે પણુ અણુહદ દલગીરી વચે સાંભળ્યું અને પછી બોલી,

"એ સાંભળી હું ખરેજ દલગીર થઇ છું પણુ તેથી મારા વીચારો બદલાવાના નથી, જેને તમે તમારા ખરા મિત્ર માનો છો તેને હું તમારો કટો વેરી ગણું છું. મારી ખાતરી છે કે તમારી ઓરતનાં મોહતના ખરાં કારણુ વિશે અને તેણીની થયલી બુરી હાલત વિશે તમો બરોબર ખ્યાલ કરતા નથી. હવે હું તમારી રજા ચાહું છું માટે મને માફ કરજો. બીબી ખોરશેદનાં કાગળે મારી ઉપર જુદીજ અસર કીધી છે. હું ઇચ્છુ છું કે મેં તે વાંચ્યુંજ ન હતે—"

"ત્યારે તમે મને તેણીની યાદગીરીની તખતી માટે તો કાંઇ લેખ સુચવતાં નથી?" મેં મસ્કેરીમાં પુછ્યુ.

ક્રોધ અને તીરસ્કારની ભેગી લાગણીવાળી ચશમો મારી તરફ ફેરવી તેણી તુચ્છકારથી બોલી—,

"હા, હું સુચવું છું. લખો કે 'એક તુટેલાં જીગરની યાદમાં, એક ક્રુર ભરથાર તરફથી' અને તે ક્રુર ભરથાર'તમો છો!" એટલું બોલી લેણી રડતી ચશમોએ દચકા ખાતી તે ઓરડામાં મને એખલો મુકી ગુસ્સાભેર ચાલી ગઇ.

તેણીના આ ગુસ્સાથી અને તરછોડવાથી હું બેફામ બની ઉભો રહ્યો. પેલા કુતરાઓ જોઇ ગુરકવા લાગ્યા અને હવે જાણે મને ચાલી જવા કહેતા હોય તેમ ભોંસવા માંડયા.

તે ઓરડામાં છેલી મોહબતભરી નજર ફેંકી હું પણ બાહેર પડયો અને મન સાથ બરબડયો

"મેં એણીને પહેલાં જોઇ હતે અને એણી સાથ પરણતે તો આજે કેવો સુખી થતે?"

---

### પ્રકરણ ૩૦ મું.

---

ઉપલા બનાવને બે અઠવાડયાં વીત્યા બાદ હું શીહાગુણની યાટ 'આથ' ઉપર તેની સાથ સવાર થઇ મારી મુસાફરીએ નીકળ્યો. આ યાટ મુંબાઇનાં બારામાં પડી હતી તેટલો વખત સર્વનું ધ્યાન ખેંચી રહી હતી. ચાલવામાં તે બહુજ ઝડપી હતી અને તેણીનાં ઇનજીના વાજળીક બલથી ચલતા હતાં જે ઇનજીનો એવી તો ગુંચવાડા ભરી રીતે તે ચલાવનામાં આવતાં કે કોઇબી પુરવાણ ઇજનેર તેઓનું સાંચાકામ સમજી શકતો હતો નહી! પુષ્કળ લોક આ યાટ જોવા આવતું પણ તેઓને યાટ પરના ખલાશીઓ બહારથીજ પાછાં વાળતા અને કોઇને ઉપર આવવા દેતા નહીં. અને એ ખલાસીઓબી કેવા? મજબુત કદાવર બાંધાના, પરદેશવાસીઓ જેવા અને બદશીકલી હતા. જે દીને અમો અમારી મુસાફરી શરૂ કરવા તેની ઉપર ગવા કે તેજ દીને સાંજના સુરજ અસ્ત પામતા વખતે તે યાટે પોતાનું લંગર ઉઠાવ્યું અને બગલાની પાંખ મીશાલના પોતાના સડા ફડફડાવી અને એક લાલ વાવટો ધજા તરીકે ઉડતો કરી તે સુંદર આગબોટે ચાલુ મુકયું, અને જરા વારનાં તો મુંબાઇનું બારૂં અમને દેખાતું બંધ થઇ ગયું.

મારી આ મુસાફરીપર ઉપડવા અગાઉ મેં મારૂં મુંબાઇનું કામકાજ આટોપી લીધું હતું. મારૂં મુખ્ય કામ ખોરશેદ મહાલને લગતી ગોઠવણ હતી જે મેં કાંઇ પણ શરત કે કબુલાત વગર મારા સસરા નવાબ જંગીસખાનને ભેટ આપી દીધો હતો કે જેથી તે બુઢો પોતાની જઇફીમાં પોતાની નવી ધારેલી બેગમ રોશન ચેરાગ સાથ રહી આનંદમાં પોતાના દીવસો પુરા કરે. મારા નોકર નફરોને મેં સારી રવેશ નવાજી તેઓને રૂખસદ આપી હતી. મુંબાઇથી ઉપડ્યા પહેલાં મને ખબર મળી કે મારો જુનો મીત્ર "સાલેબાઇ" જંગબારમાં પોતાના ઓરડામાં ગુંગળાઇ મરણ પામ્યો હતો. આ ખબરથી મારી ઉપર કશી અસર થઇ નહી! કારણ તેણે મને પેલું એક બેહુદું કાગળ લખવા પછી ફરીથી યાદ પણ નહી કીધો હતો અને તેથી મારે તેની યાદમાં શું કરવા મુઝાવું જોઇએ?

શીહાગુણ તરફ પણ હવે મારા વિચારો ડગમગવા લાગ્યા તેની જે મોહીનીમાં હું લપટાયલો હતો, તેના જે કાબુમાં હું દબાયલો હતો તે તો જેવાં ને તેવાજ હતા પણ તે છતાં હવે હું અવારનવાર મારી મરજી વીરૂધ તેનાં દરેક કામો અને બોલો બારીકીથી તપાસવા અને તેઓનું તોલ કરવા લગ્યો. અને જેમ જેમ હું તેને વધુ બારીકીથી તપાસતો તેમ તેમ તેની તરફ મને શક અને બીહક પેદા થતી અને હું તેને તરછોડવાની-તેની દોસ્તી ત્યાગ કરવાની ઇચ્છા કરતો પણ આવે વખતે હું તદન એકલો નાહીંમતી બની જઇ મુંઝાતો. આબીલ હજી અમારી સાથેજ યાટ ઉપર કારબારી તરીકે આવ્યો હતો અને તેની હાજરીના પણ મને વધુ દેહસ્ત ઉપજતી. અને જ્યારેબી હું તેને જોતો કે મને ખુદરતી કાંઇક આવતી આફતની આગાહી થતી. આવાઆવાએવફુરી બયાંવીચારો કરતો એક દીવસે હું ડેક આજુ અને નીચે પાણી વચ્ચે એકલો ઉભો હતો તેટલાં શીહાગુણ દલગીર ચહેરે મારી નજદીક આવ્યો અને મારાં ખભાં ઉપર હાથ મુકી બોલ્યો—,

પાકીજેહ પ્યારવાળી નીવડે-જો એ બધી ખુબીઓનો સામટો જુમલો થાય તો તું નહીં ધારતો કે શુક્ર સેતારાનો તે ખેટો અંજીલ ફીરેસ્તો આદમજાતને ધીકારવાને બદલે તેને મમતાથી ચાહે ?-બેહસ્તના તેની સામે બંધ થયલા દરવાજા ઉઘડી, જે બાપથી છુટો પડયો છે તેની સનમુખ આદમ જાતની સાચી મનસનીથી જઇ પુગી જે ફીરેસ્તાનું તાજ તેણે ગુમાવ્યું છે તે પાછું મેળવે ? એક વારતાના વલાં તરીકેબી શું તું એ માની શકતો નથી ?"

"હા, તકરારને ખાતર જો એ વાત કબુલ કરીએ તોબી આદમજાત સચાઇને ચાહનાર કે ઓરતજાત પવીત્રાઇને પુજનાર કદી થનારજ નથી એટલે હું તો ધારૂં છું કે એ બચારા સેતાનને મુકતી મળવાની થોડીજ આશા છે."

"હુંબી એમજ ધારૂં છું." તેણે મારી મશકેરી કરતો હોય તેવી ધપે કહ્યું. "અને તેથીજ હું એ જગ વેરી સેહતાનને આદમ જાત જેવી એક નાચીજ તોખમને ધીકારવા માટે ઠપકો આપતો નથી. પણ હું તને એવી નકામી નાપાયદાર તકરાર કરવા માટે આ મુસાફરીએ લાવ્યો નથી. તને અહીં લાવવાની મારી મતલબ એટલીજ કે તું તારૂં દુઃખ વીસરી જઇ તારો ગમ ભુલે."

"હું એ તારા ખ્યાલ માટે ઉપકાર માનું છું."

"લોકો કહે છે કે પૈસાથી દરેક ચીજનું સુખ પ્રાપ્ત થાય છે. પણ એ કહેતી તારી બાબદમાં તદન ખોટી નીવડી છે. ગંજાવર દોલત ારી પાસ હોવા છતાં તું સુખી થઇ શકયો નથી મી નસીબની વાત છે!"

"આ બોલતી વખતનો તેના ચહેરા ઉપરનો દેખાવ જાણે તે મારી મશકેરી કરતો હોય એવો લાગ્યો અને તેથી તેની તરફના મારા શકોમાં વધારો થયો. પણ તે છતાં તેની સંગત-તેની દોસ્તી-છોડવા ગમી નહી. અમારી આખી મુસાફરી દરમ્યાન તે મારી પુરેપુરી બરદાસ્ત લઇ મને દરેક રીતે રાજી રાખવાની પેરવી કરતો, પણ તે છતાં મને લાગતું કે હું હવે આ દુન્યામાં એકલો અટુલો પડયો હતો. અને જયારે એ ખ્યાલ મને આવતો ત્યારે હવે પછી મારૂં શું થશે તેના હલાઇ પણ ભયાનક વિચારોથી હું બહુજ મુંઝાતો. એવી હાલતમાં હું દીન પ્રતીદીન વધુ મંદ અને નસોસ બનતો ગયો. મને કોઇ ચીજમાં મજાહ મેળવવા ગમતી નહી. મને મારી જીંદગી અકારી થઇ પડી. સીકંદ્રીયા શેહેર પોહચતાંજ ત્યાંની નચ નવાઇ કે નવા દેખાવોએબી મને નવી જીંદગીની મોજ બતાવી નહી. અને જયારે અમો સીકંદ્રીયાથી કેરો ગયા ત્યારે પણ મારી હાલત તેજ હતી. એવી મંદ, સુસ્ત, કંટાળેલી હાલતમાં જયારે અમોએ એક સુંદર, ફરાગાત અને સફાઇદાર દાહબીયો* ભાડે લઇ તની ઉપર સવાર થઇ મીસર દેશની મોહટી નાઇલ નદીમાં મુસાફરી કરવા માંડી ત્યારેજ હું જરા હુંશયાર થયો, કારણ અમો હવે આ પુરાણા પણ જમાનાના દોરથી આજેજ થયલા, ગીરદેશીમાં ફરી પાયમાલ થયલા, એક વખત દુન્યાને ધુજાવનાર પણ હવે લગભગ વીસરાઇ પછાત પડેલા અસલી મુલકોના ખંડીયરો અને જગલોની વચ્ચેથી અમારો રસ્તો કીડીની ઝડપે કાપતા હતા.

એક દીવસે સાંજના અમો એ રીતે થોડાક ખંડયરો નજદીકથી પસાર થતા હતા તે વખતે શીહાગુણ જે મારી નજદીકજ બેસી પોતાનો હુકો પીતો હતો તેનીગમ ફરી હું બોલ્યો,

"કોઇ ગેબી શકતીથી જો 'આ એક વખતના ધીકતાં શેહેરની આગલી જાહોજલાલી આજના લોક જોવા પામે તો તેઓને આજના તકલીદી, નકલી સુધારાઓ અને વધારાઓ માટે કેટલું શરમાવું પડે! કારણ મારા ધારવા મુજબ આજના જમાનાના સુધારા વધારા કે શોધો, આગલા જમાનાની ફકત જીવ જેવી નકલોજ છે."

* દાહબીયો=એક જાતનો મછવો.

શીહાગુણે પોતાની હાથ માંના હુકાની નળી જમીન ઉપર ફેંકી દીધી અને બોલ્યો :--

"એક આગલા વખતનાં ફના થઇ ગયલાં શહેરને પાછું જીવતું થયલું જોવાની તારી મરજી છે? અહીં, ખુદ આજ જગા ઉપર છ હજાર વરસની વાત ઉપર એક રાજા પોતાની એક માણીતી ગુલામડી સાથ અમન ચમનમાં રહી રાજ કરતો હતો. આ ઓરત જોકે તેની પરણી નાર ન હતી છતાં તે વખતના રીવાજ મુજબ તે તેની માણીતી અને વહાલી હતી. વળી તેણી જેટલી ખુબસુરત તેટલીજ નીતીમાન હતી. ફકત એકજ સુધારા સીવાય આ શેહર બીજા સઘલા સુધારાઓમાં પુરવીણ થઇ બહુ વધી ગયું હતું--જે એકજ સુધારો તેઓએ બાકી રાખ્યો હતો તે તે વખતના તેઓના ધર્મ ઉપર ફીદાગીરી અને જાન ફેસાની હતી. આજના કેળવાઇને પરવારી ગયલા તમારા વેલાતી સુધારકો મીશાળ કે તેઓની વાંદર નકલે ચાલનાર હીંદી સુધારકો માફીક આ ફના થયલાં શેહરના લોકોએ સુધારાના પોતાના ગમે એવા વીચારો છતાં, અને તેનાં ખોટાં ઓઠાં હેઠલ પોતાના ધર્મ તરફના યકીનનો નાશ કીધો નહીં હતો. ફીશયારીખોર સુધારા ઉપર મરી ફીટનાર આજના સુધારકો પોતાના નાસ્તીક વીચારોથી, ધર્મના તાણી તોડીને ઉભાં કીધેલા ખોટા ફતવાઓથી, અને પોતાની મતલબ સાંધવા ખાતર બરપા કરેલા નવા--ન છાજતા--બીન અનુકુલ--રેવાજોથી ધર્મનું જે દુખાદુખ કરે છે તેવા સુધારાથી આ શહેર બાકાત રહ્યું હતું. ધર્મની બાંહેધરી હેઠલજ આ શેહરનો મહાન કારભાર ચાલતો હતો, જ્યારે તેનો સંસારી કારોબાર એક બાહોશ, ઉમંગી, નીતીવાન ઓરતની દેખરેખ હેઠલ હતો. બાદશાહની તે માણીતી--તે ગોલામડી--કાંઇક મદનસારિકાને મળતી આવતી હતી. તેણી ધનસાફી, હુશયાર, મયાલુ, સાચી, બીનસ્વાર્થી અને પરસજુ હતી.



તેણીએ આ શહેરની રઇયતને સુખી બનાવી હતી. તેણી જીવી ત્યાં વેર તેણીની રાહબરી હેઠલ આ શહેરની ચઢતી રહી--તેણીનાં મરણ પછી તેની પડતી શરૂ થઇ. એ દાખલો દેખાડી આપે છે કે એક ઓરત ગમે એવી હોય તે છતાં તેણી જો સારૂં કરવા માગે તો કરી શકે છે. પોતાની મરજી હોય તો એક ચીજને બાગે બેહસ્ત બનાવી શકે છે--યા તેને દોજખના ઉંડા ગારમાં બદલી નાખે છે."

"એ સઘલું તું કેમ જાણે છે?"

"અસલી વખતની તવારીખનાં પુસ્તકો વાંચવાથી. આજના લોકો જે વાંચણ અસલી અને જંગલી વખતનું ગણી તુચ્છાકારી કાઢે છે તે વાંચવામાં મને ઓરજ મજાહ મજે છે. હવે જો તારી મરજી હોય તો હું મારાં વીધા બળે કરી તને એ અસલી "રૂપાવંતી" નગરીનો દેખાવ તેનાં અસલ્યાતમાં દેખાડું?"

"તું મને તે દેખાડી શકશે?" મેં અજબ થઇ પુછ્યું. "એવી અસંભવીત વાત બનીજ કેમ શકે?"

"ઘણી સેહલાઇથી" તેણે હસીને કહ્યું "હીપનોટીઝમની મદદથી હું તને મારી ચોકસ રીતીએ બેફામીની ઉંઘમાં નાખી એ નગરીજ નહીં પણ તેનાં લોકોબી દેખાડી શકીશ."

મેં મારી મરજી દેખાડવાથી તેણે એક નોકરને હુકમ કીધો.

"અઝીમા, મછવાને અહીં લંગરવાર કરાવ. આજની રાત આપણે અહીંજ થોભશું."

તુરતજ કુરનસ બજાવી અઝીમા તેનો હુકમ બજા લાવ્યો અને મછવો ત્યાંજ લંગરવાર થઇ ઠરી ઠામ થયો.

પેહલી રાતનો તે શાંત વખત હતો. ચંદ્રમાં પોતાનાં પુર તેજમાં પ્રકાશી અમારા મછવાનાં તુટક ઉપર પોતાની રૂપેરી ચાદર પાથરી રહ્યો હતો. શીહા ગુણ મારી સામો આવી ઉભો અને કાંઇ પણ બોલ્યા વગર મારી સામું ટગર ટગર જોવા લાગ્યો.

એક વીજળીનાં ઝડપી ચમકારા પેરે આગનો શોહળો મારા શરીરમાંથી પસાર થઇ ગયો. મેં હસવા–બોલવાની કાંઇ પેરવી કીધી, પણ તે ફોકટ ગઇ. જેમ એક પક્ષી નાગની ચશમો ઉપર મોહી પડી તેને માટે ખીછાવેલી ચુંગાળમાં ફસી તેનાં વકાસેલાં ડાચાંમાં આવી પડે છે તેમ હું શીહા ગુણની ચશમોથી આજેજ થઇ બેફામ બનવા લાગ્યો. પેહલાં તો મને લાગ્યું કે હું મારી અકલ ગુમાવતો હતો–મારૂં ભેજું કામ કરતું બંધ પડતું હતું–મારા હાથ પગ જડ થઇ જાણે મારી ખુરશી સાથે જકડાઇ ગયા હતા–પણ તે સઘળી લાગણી જરા વારમાં દુર થઇ ગઇ. મારી સુધી ( મેં ધાર્યું તેમ ) પાછી આવી, મારે કાને વાજીંત્રોના અવાજ પડયા અને મારી નજર સાંમે, ચાંદણીના પુર બહારમાં, પોતાના મીનારા અને ઘરોમાંથી હજારો બતીઓ વચે દીપી નીકળી "રૂપાવંતી નગરી" મારી સામે આવી ઉભી.

---

## પ્રકરણ ૩૨ મું.

મોટી દમામદાર ઇમારતો, સફેદ અને રંગીન કપડાંમાં સજ થયલાં લોકોની ભીડથી ભરાયલા મોહલાઓ, ફુલપાન અને ફળ ફળાદીથી દીપી નીકળેલા બાગો, મેહલો અને મોહલાઓ, આરસના પથરાઓથી બાંધી લીધેલી નદીની પાળો, બાગોમાંનાં ઝાડોની ઘટામાંથી નીકળતાં સુસ્વર વાજીંત્રોના અવાજો અને મનમોહન, મોહ પામક દેખાવો મારી નજર સાંમે આવી ઉભા. હું જ્યાં નદી કીનારે એક સુંદર પણ અસલી વહાણનાં ડુટક ઉપર ઉભો હતો ત્યાંથી એક મોહટો ગંજાવર રસ્તો ખુલો દીસતો હતો, જે રસ્તાની બાજુએ કાળા સંગેમરમરના પથરનાં દેવતાઇ પુતળાંઓ અને જનાવરોના આકારો ગોઠવવામાં આવ્યા હતા જ્યારે રસ્તાની વચે નીરમળ પાણીના ફુવારાઓ બહુ ઉંચે ઉડી ચાંદરણીની તે રાતને ઠંડક આપતા હતા.

ડાબા હાથ ઉપર એક સુંદર મોટો બાગ પુર બહારમાં ખીલી રહેલો હતો જેમાંથી કોઇ સુંદર કોમળાંગીના ગાયનનો અવાજ આવતો હતો. પણ આ અવાજને ઢાંકી નાખે એવો વાજીંત્રોનો જે અવાજ પહેલાં મારા કાને ધીમો પડયો હતો તે હવે વધારે નજદીક આવતો હોય એમ જણાયો અને પેલા મોટા રસ્તા ઉપર ધર્મ ગુરૂઓનાં એક ટોળાંને મેં આવતું દીઠું. તેઓની પછવાડે છોકરા અને છોકરીઓનું એક ટોળું ચાલતું હતું. જ્યારે તેઓની પાછળ તો જુવાન કુમારીકાઓ સફેદ બુરખા ઓઢીને અને માથે ગોલાબનાં તાજો પેહેરીને પોતાના હાથ માહેલાં રૂપેરી ધુપદાનો એમ તેમ ફેરવતી હતી. તેઓની પછવાડે ગુલામો અને હજુરીયાઓની વચે બાદશાહી દેખાવનો એક સખસ ચાલતો હતો જેને મેં તુરતજ 'રૂપાવંતી' નગરીના રાજા તરીકે ઓલખ્યો. અને તેની પછવાડે નકર રૂપાંની પણ ઉતમ કારીગરીથી બનાવેલી અને નાજુક ફુલોથી મઢાયલી, ઓરતોએ ઉંચકેલી, પાલખીમાં કોણ હતું? તે બાદશાહના ખજાનાનું કયું કીમતી ગોહર એ મુજબ કાલજી અને માયાથી ઉંચકાઇ તેમાં છુપાયલું હતું? આ ખજાનો જોવાને હું તલપી રહેલો. પેલા ધર્મ ગુરૂઓ એક બાજુ ઉભા રહી ગયા, તેઓની પાસે તે બાદશાહે પોતાની જગા લીધી જેની પછવાડે રૈયતના લોકો ખુશાલીના અને વધામણીના પોકારો કરતા ઉભા હતા. નગારાં, શીરનાઇ અને ઢોલ તાસોના મજબુત પણ મીઠા અવાજો વચે તે પાલખી બરાબર મારી સામે જમીન ઉપર મેળવામાં આવી— રૂપેરી ઝકઝક થતા સાલ્લા અને બુરખા ઓઢી એક સુંદર પરીપેકર નાજનીન તેમાંથી બહાર નીકલી, પણ અફસોસ, તેણીએ પોતાનો બુરખો ખસાડયો નહીં. હું તેણીના સુંદર શરીરનો કોઇપણ ભાગ જોઇ શકયો નહીં. અને આ નાસીપાસીએ મારૂં જીગર તમામ તોડી નાખ્યું.

તે મીઠા ચેહરા ઉપર હું ફક્ત નજર-રજ નાખું તો મેં કદી નહીં ધારેલું—નહીં વકી રાખેલું કાંઇક—હું જોઇશ એમ મને લાગ્યું. "ખોલ, રૂપાવંતી નગરીના એ પવીત્ર આતમા, તારો બુરખો ખોલ," મેં મારાં મન-માંજ હાય મારી તેણીને કહ્યું "કારણ મારી ખાત્રી છે કે ફક્ત તારી નજર સાથ મારી નજર એક થવાથીજ સુખના દરવાજા મારે માટે ખોલા થશે."

પણ નહીં. તે બુરખો કોઇએ ઉંચકયો નહીં. મારા કાનમાં હવે તે વાછંત્રોનો અવાજ કઠોર લાગવા માંડયો—કોઇ અણદીઠ ભભુકદાર રોશની મારી આંખ ઉપર પડી મને આંધળો બનાવા લાગી—અને તેનાં તેજથી બચવા મેં મારી નજર જોર કરી ફેરવી તો-મારી નજર સાંમે શીહા ગુણ એક ખુરશી ઉપર બેસી સાગા કીનારા ઉપરનાં જુનાં ખંડીયરો અને રેતીના ઢગલા નીહાલતો હતો. એક ચીસ પાડી હું તેનાં અંગ ઉપર ધસીને તેને જોરમાં પકડી બોલ્યો,

"તેણી કયાં છે? એ કોણ છે?"

તે કાંઇ પણ બોલ્યા વગર મારી સામું જોઇ હસવા લાગ્યો અને ધીરેથી મારો હાથ છોડાવ્યો. હું કમકમીને તેની આગળથી દુર જઇ ઉભો અને પુછ્યું :--

"મેં સઘળું જોયું-તે નગરી, ધર્મગુરૂઓ, રૈયત, બાદશાહ, સર્વ મારી નજરે પડયાં, પણ તેણીનો ચેહરોજ કાં મારેથી છુપાવવામાં આવ્યો હતો?"

"આજના જમાનાના ધુતારાઓ જેઓ પોતાને મેસમેરાઇઝ કે હીપનોટાઇઝ કરનારાઓમાં ખપાવે છે તેઓના હાથમાં તું કેવું સહેલું હથયાર થઇ પડે! એક સ્વપના સરીખા બનાવે તારી ઉપર કેટલી બધી અસર કીધી છે!"

"તું શું એમ કહેવા માંગે છે કે મેં જે હમણાં બધું જોયું તે ફક્ત તારાં ભેજાંમાંથી ઉત્પન્ન થયલા વીચારોનો મારાં ભેજાં ઉપર પડેલો છાપ હતો?"

"અલબત, રૂપાવંતી નગરી કેવી હતી તે હું જાણતો હોવાથી મેં તેનું ચીત્ર મારાં ભેજાંમાં ચીતારયું અને તેનો છાપ તારાં મગજ ઉપર નાખ્યો."

"પણ ત્યારે તે ઓરત કોણ હતી?"

"હું ધારૂં છું કે તે પેલા બાદશાહની માણીતી ગોલામડી હોવી જોઇએ. જો તેણીએ પોતાનો બુરખો ઉંચકી પોતાનો સુંદર ચેહરો તને દેખાડયો નહી; તો તેમાં મારો વાંક નથી. તું હવે થાકી ગયલો દીસે છે માટે જા, સુઇ જા."

હું તરતજ મારી કેબીનમાં સુવા ગયો પણ મને ઉંઘ આવી નહીં. મારાં ઉસકેરાયલાં ભેજાંમાં હવે તરેહવાર ખ્યાલો ઉતપન થતા હતા. મને લાગતું કે મારી ઉપર કોઇ ન ધારેલી જબુન આફત આવી પડનાર હતી—મને લાગ્યું કે કોઇ અણદીઠ, ગેબી શકતી મને પોતાની સતાથી ચલાવી, હુકમ કરી મને આગળ અને આગળ ઢકેલતી હતી. આ ખ્યાલોએ મારાં મગજ ઉપર એટલી તો અસર કીધી કે હું શીહાગુણથીબી હવે દુર નહાસવા લાગ્યો કારણ હું હવે તેનેથી બીહીવા લાગ્યો હતો, વળી જેમ મારા વીચારો તેની તરફ ફરયા હતા તેમ મેં જોઇ લીધું કે તેના વીચારો પણ મારે માટે બદલાતા હતા. તે હવે પોતાની હકુમત વધુ સતાથી ચલાવવા લાગ્યો, તાના-જાની ભરયા તેના ટીકાઓ હવે વધુ સખત થતા ચાલ્યા. આદમ જાતને માટેનો તેનો ધીક્કાર વધુ ખુલા આકારમાં તે બાહેર પાડતો. અને તે છતાં મને તેની દોસ્તી છોડવા ગમતી નહી! તેની સંગતમાં મને ઘોરજ મજાહ મલતી. પણ તે સઘળું થોડોજ વાર, મારાં મગજની હાલત બગડતીજ ચાલી. નાઇલ નદી ઉપરની અમારી મુસાફરીથી હવે મને કંટાળો ઉપજવા લાગ્યો અને કયારે પાછો ફરીએ તેની હું અધીરાઇથી તજબ કરવા પડયો. તેટલાં લક્ષર શહેર ખાતે બનેલા બનાવથી મને વધારે બેચેની ઉપજી.

લશ્કરમાં થોડા દીવસ પડાવ નાખી ત્યાં થીબીસ અને કરનાકનાં જુનાં ખંડયરો જોતા હતા. આ ખંડયરોમાં અસલ વખતની જુની કબરો આવેલી હતી જે ખોદી કાઢવાનું કામ હાલ ચાલતું હતું. એક દીવસે સાંજના લાલ સંગેમરમરના પથરની એક કબર ઉઘાડતાં તેમાંથી ઉમદા કારીગરીનું બનાવેલું એક કફન તેઓએ બહાર ખેંચી કાઢયું. અને તે અમારી સામે ખોલતાં તેમાંથી એક ઓરતનું બહુ સંભાળથી જાળવી રાખેલું શબ બહાર કાઢયું. શીહાગુણે તુરતજ તે ઉપરનો અસલી લેખ વાંચી ઉકલાવવાનું માથે લીધું અને તે વાંચી સમજાવતાં બોલ્યો,

"અસલી ઇજીપશીયન મહારાણી 'અમીનરટીસ'ની દરબારમાં આ ઓરત એક નાચનારી ગવૈયણ હતી, જેણી પોતાનાં બુરાં કરતુકોને લીધે, છુપાં બદ કરમો માટે જીંદગીથી કંટાળેલી, બદીમાંજ પોતાનો કાળ ગુજારતી હતી. તેણીનાં આ કરતુકોની સજા તરીકે તે મહારાણીએ પોતાના ઇનસાફ કરનાર ન્યાયાધીસની સનમુખ તેઓની સંમતીથી તેણીને મોહતની સજા કીધી અને તે બદકેદાર ઓરતને હુકમ કીધો કે તેણીએ પોતાને હાથેજ ઝેહરનું એક પ્યાલું દોહવી પી જઇ મરવું."

આ મરનારની કારકીરદીનો એ ટુંક સાર છે. બીજી બાબદોમાં તેણીની ઉમર વીસ વરસની જણાવી છે. આજનો જમાનો એટલો હેવાન્યત ભરયો નથી એ ખુશી થવા જોગ છે. આજે તો ગાનારી નાચનારી એવી ઓરતોનાં કરતુકોની કોઇ દરકાર કરતું નથી અને છડે ચોક તેઓ સાથ સારાં સારાં માણસો અને તેઓનાં ફરજંદો ભેલાઇ સામું તેઓને ઉત્તેજન આપે છે."

આ બોલતો હતો તેટલાં શબ ઉપર તેને જાળવી રાખવા માટે લપેટાયલાં સુગંધી કપડાં લાગતા વળગતાઓ ઉખેડતા હતા.

એક મમીને ખુલ્લી કરતાં મેં કદી જોયલી ન હોવાથી હું પણ બહુ આતુરતાથી આ કામ જોવા લાગ્યો. શીહાગુણ તેઓને તેઓનાં કામમાં બહુજ પ્રવીનતાથી મદદ કરતો હતો. પણ હવે મને એક જાતની કુદરતી દેહસક ઉપજવા લાગી. જેમ જેમ તેઓ તે મમીનો ચેહરો ખોલતા ગયા તેમ તેમ મને તંમર આવવા લાગ્યા. અને પોતાની અસલયાતમાં જળવાઇ રહેલાં તે મુરડાં ઉપરનું છેલું કપડું જ્યારે ખોલવામાં આવ્યું ત્યારે હું મહા મુશકેલીએ 'ખોરશેદ'નું નામ જબાન બહાર નહી કાઢવાને શકતીવાન થયો. કારણ આ મુરડું આબેહુબ ખોરશેદની નકલ હતી. આબાદ તેણીજ મારી સામે પડી હતી. મને ફેર આવવા લાગ્યા અને જો પડોસમાં ઉભેલા એક સખસે મને પકડી લીધો ન હતે તો હું જરૂર જમીન ઉપર પડતે.

"આ મુલકના સુરજનો તાપ તમારેથી સહેવાતો નથી. તમને ફેર આવે છે." તેણે મમતાથી કહયું.

કાંઇક બબડી મેં તેનો ઉપકાર માણ્યો અને પછી શીહાગુણ તરફ જોયું. તે તો પેલાં મુરડાંની બારીક તપાસ કરતો હતો. જરાવાર રહી તેણે પેલાં કફનમાંથી સુનાની એક તખતી કાઢી અને બોલ્યો :—

"આ સુંદર ગાનારીની આ તસવીર છે. કેવી નાદર કારીગરી! સુંદર ઓરતની એક તસવીર એમ સોનાઉપર પાડવા માટે કેવી કલાબાજ હુનરમંદી! જો, અલી, તને એ તસવીર કેવી લાગે છે?" તેણે હસીને મારી નજદીક તે ધરતાં કહયું.

મેં તે મારા હાથમાં લીધી અને ધારીને તે જોવા લાગ્યો. આબાદ ખોરશેદની તે તસવીર હતી!

બાકીનો તે દીવસ મેં કેમ ગુજારયો તેનું મને જરાબી ભાન નથી. રાતના જયારે હું અને રેહમનશાહ એકલા પડયા ત્યારે મેં તેને પુછયું;

"તેં જોઇ કે–તેં તેણીને ઓળખી કે?"

"કોણને? જમાનાઓ અગાઉ મરણ પામેલી પેલી ગાનારીને? હા, તેણી તારી મરનાર મોહરદારને મળતી આવે છે, પણ તેમાં શું નવાઇ છે? આજના વખતમાં નવાઇ જેવું કશું રહયુંજ નથી. દરેક ચીજ અસલની નકલ છે.-તો પછી ખોરશેદ અસલી એ ગાનારીની આબેહુબ નકલ હોય તો તેમાં નવાઇ શી?"

મેં તેને કાંઇ જવાબ દીધો નહીં. તેની આ બેહદરાઇ માટે મને કેહર ઉપરજ્યો અને હું મુંગો મુંગો જઇ મારે બીછાને પડયો. બીજે દીને સહવારના હું તે બીછાનું છોડી શકયો નહીં. હું બીમાર થઇ ગયો અને મંદ થઇ ગયલાં મારાં ભેજાંની બેભાન હાલતમાં હું અફરા તફરી કરવા અને લવવા બકવા મંડયો. શીહાગુણે તુરતજ લક્ષર શેહરમાંથી તબીબી મદદ મેલવી જેણે અભીપ્રાય આપ્યો કે, મને આ દેશની આબોહવા માફક નહીં આવતી હોવાથી મારે મુલક પાછું જવું. રેહમને એ સલાહ તુરતજ માન્ય કરી અને જેમ બને તેમ જલદી અને પુરતી માવજત વચે તે મને કેરો અને ત્યાંથી સીકંદ્રીયા લઇ આવ્યો, જયાં આવી પુગતાંજ અમો તેની યાટ 'આબ્ર' ઉપર પાછા સવાર થઇ મેં ધારયું તેમ મુંબાઇ તરફ હેરયું લીધું. આ સઘળો વખત શીહાગુણે મારી માવજત એટલી તો સારી રીતે કીધી હતી કે તેની તરફનો મારો અણગમો હું પાછો વીસરી ગયો, અને તેની મીત્રાચારીમાં મારૂં દુ:ખ થોડું થોડું વીસરી હું પાછો મારૂં ગુમાવેલું જોર અને તંદરોસ્તી મેળવવા લાગ્યો.

પણ મારી જીંદગીના વંટોળ્યાના તોફાન પછીની એ શાંતી થોડાજ વખતની હતી. આખેરીની શરૂઆત થવાનો વખત હવે નજદીક આવી પુગો હતો. મોહત પછીની જીંદગીનો ખરેખરો અનુભવ મેળવી–જે જીનતને આપણે નાકબુલ કરીએ છીએ–જેની હસતીના પાડીએ છીએ–તેની ખરેખરી પીછાન કરવાનો, તે જબુન અને ભયંકર જીંદગીનો ખરેખરો અનુભવ મેળવવાનો વખત હવે આવી પુગ્યો હતો અને તેની આગાહી બી મને બહુજ હેબતાવનારી રીતે પુગાડવામાં આવી. બહુજ કરડા અનુભવથી મેં રોજે રસતા ખેજની એ હસતીનો એકરાર કબુલ કીધો.

શાંત અને કાલી જેવા દરયામાં આખો દીવસ હસી ખુશીમાં ગુજારી હું રાતના મારી કેબીનમાં કાંઇ પણ દુ:ખી વીચાર વગર સુવા ગયો. શીહાગુણ ઉપરનો મારો આગલો વીશ્વાસ પાછો આવ્યો હતો. અને તેની સાથ હું પણ હવે મારી હાલત સુધારવાના વીચારમાં લીન હતો. પૈસાના જોરે હવે ખરેજ સુખી થવું અને મદન સારિકા સાથ બીજી વાર નેકા કરી તેનાં સુખમાં લપટાવવું એ મારો છેલો ખ્યાલ હતો. અને એ ખ્યાલમાં હું મારાં બીછાના ઉપર પડતાં તુરતજ સુઇ ગયો. મધરાતે હું એકદમજ બકી ઉઠયો અને મારી કેબીનમાં સઘળે કાંઇ લાલ રોશની જોઇ હું બીહયો. પહેલાં તો મને લાગ્યું કે યાટ ઉપર આગ લાગી હતી પણ બીજીજ પળે હું ધારતી અને બીહકનો મારયો ફીકો પડી જઇ સ્તબ્ધ થઇ ગયો. ખોરશેદ મારી સામે ઉભી હતી! અજાયબ જેવા દુ:ખી, ગમખાર ભયાનક દેખાવે, અરધી નંગ હાલતમાં, પોતાના બેઉ હાથો હીલવી મને બોલાવતી, હાથના ચાળાઓથી મને વારતી–ચેતાવતી ખોરશેદ, મને મળવા આવી હતી. તેણીની આંખોમાં કેહર, જહનુન, નાસીપાસી, અને ચેતવણીનાં સીધ્ર ચીન્હો પ્રગટી રહયાં હતાં. તેણીની આજુબાજુ આતસી બલતા સોહલા. તેણીને સાંપ મીશાલ વીતાલી લઇ ઉપર ચઢતા હોય એમ દેખાતા…તેણીના હોઠો કાંઇ બોલવાની પેરવી કરતા હોય એમ દીસતા પણ હું કાંઇ અવાજ સાંભલી શકયો નહીં. હું અજાયબીમાં તેણી સામે ટીકતો હતો તેટલાં નાબુદ થઇ ગ

આ ભયાનક દેખાવથી હું તુરતજ પાછો બેભાન થઇ ગયલો હોવો જોઇએ- કારણ જ્યારે હું પાછો બેદાર થયો ત્યારે સહવાર પડી સુરજનું તડકું પડતું હતું. પણ આ હેબત કારક દેખાવ કાંઇ પેહલો તેમજ છેલો ન હતો. દર રાતે તેણી એજ હાલતમાં મારી મુલાકાતે આવતી અને તેણીના એવા દેખાવથી, એવી મુલાકાતથી મારાં મન ઉપર એટલી તો જબરી અસર થઇ કે હું ધાસ્તી અને દુઃખથી બેધ્યાન –ઘેલો દીવાનો–જેવો થઇ ગયો. જો કે મારી આ હાલત બહુજ સંતાપ જનક હતી છતાં મેં શીહાગુણને તેથી વાકેફ કીધો નહીં. બર ઉંઘમાં પડવાની મતલબથી મેં ઉંઘવાની દવા પીવા માંડી પણ તેની પણ કાંઇ અસર થઇ નહી. એક ચોકસ નેમેલા વખતે હું ચોંકી ઉઠતો અને દરરોજ હું મારી મરણ પામેલી ઓરતના જળતા આકારને દુઃખી ચેહરા સાથ અને મુંગી ચેતવણી આપતી મારી સામે ઉભેલી જોતો. એટલુંજ નહીં. એક દીવસે સમી સાંજના સુર્યના તડકાંની વેલા હું મારી કેબીનમાં દાખલ થયો તો જોઉં છું તો મારો પેલો પુરાણો પણ મરણ પામેલો મિત્ર મારી કેબીનીમાંની ટેબલ આગળ બેસી કાંઇ હીસાબ કરતો હતો. જોકે તે નીચી મુંડીએ બેઠો હતો છતાં તેનો દેખાવ એટલો તો જીવતો જાગતો લાગતો કે મેં તેનું નામ દઇ તેને હાંક મારયો- પોતાનું ડોકું ઉંચકી તેણે મને આવકાર દીધો અને બીજીજ પલે હસીને તે ગુમ થઇ ગયો. આતો હદ થઇ. મારાં દુઃખી ભેજાંની આ સઘલી ઠાલી વેહમી અસર હતી અને તે નાબુદ કરવા માટે મુંબાઇ પુગતાંજ કોઇ જાણીતા તબીબોની સલાહ લેવાનો મેં ઠેરાવ કીધો. વલી મેં ઠેરાવ કીધો કે શીહાગુણને આ બાબદથી તદનજ અંજાણ રાખવો, નહીં તો તે મારી વધુ મશકેરી કરી મને ચીડવશે, અને જો તેણે તેમ કીધું તો હું જરૂરજ તેને ધીકારતાં શીખીશ.

પણ તે કેમ બને ? હું શીહાગુણને ધીકારૂંજ કેમ ? એ બુનવુંજ મુશકેલ હતું.

તે રાત મેં મારી કેબીનની બહાર તુટક ઉપર સુવાનો વીચાર કીધો અને તે પ્રમાણે એક બીછાનું તુટક ઉપર તૈયાર કરાવી હું ત્યાં આરામ કરવા ગયો, પણ અહીં તો મધરાતે મારી મુલાકાતે ખોરશેદજ નહીં પણ જે પલીદો મારા સ્વપ્નામાં આવી એકમેકને કહી ગયા હતા કે 'સબર! એને હાલ છેડતો ના. એ મુરખને હાલ તો એના મુરખાઇના નિર્દોષપણામાં સુવા દે.' તે ખવીસો પણ તેણીની સાથ હાજર હતા. આ વખતે હું તેઓના પલીદી ચેહરા ખુલ્લા જોઇ શકયો, એટલુંજ નહીં પણ તેઓના મોહમાંથી નીકળતા "પરેશાની!"ના સખુનો ખુલ્લા સાંભળી શકતો હતો..........અને ખોરશેદ—દોજખી આતશની ચેહમાં બળતી–જફા, સીતમ અને પશેમાનીમાંબી હસ્તી મારી સામે ઉભી હતી. યા અલ્લાહ! આ દેખાવ હું વધુ વાર જોઇ શકયો નહીં, એ સીતમ મારેથી સેહવાયો નહીં, એક કુદકે હું મારા બીછાનાપરથી ઉઠયો અને તુટકની બાજુ આગળ દોડી જઇ તે શાંત ઠંડા પાણીમાં ભુસકો મારી મારા જળતાં જીગરને રાહત આપવા હું તૈયાર થયો—પણ કમબખત, એબલીસ જેવો આમીલ મારી સામો આવી ઉભો અને કુરનસ બજાવી બોલ્યો,

"હુઝુરને કાંઇ જોઇએ છે? કાંઇ મારૂ કામ છે?"

"નહીં, મને કાંઇ જોઇતું નથી. મને અહીં ઉંઘ આવતી નથી માટે હું મારી કેબીનમાં સુવા જાઉં છું." એટલું બોલી હું તેતીગમ જોયા વગર નીચે મારી કેબીનમાં જઇ ભરાયો.

દરવાજો બંધ કરી મેં મારી ત્રંકમાંથી નહાની પીસ્તોલ કાઢી તે ભરીને બોલ્યો,

"આ ભસતા કુતરાંનું એકજ ડાપું અને સઘળું શાંત થશે. આખરે હું નીરાંત, વીચાર રહીત દરદહીન બનીશ. મધરાતની આ બલાગતો હવે મને વધુ કંટાળો આપશેજ નહીં."

એટલું બોલી મેં તે પીસ્તોલ ઉંચકી તેની નળી મારા કપાળ સાથ અડરાવી.....તુરતજ મારી કેબીનનો દરવાજો જોરથી ઉંઘાડી શીહા-ગુણે અંદર દોડયું કીધું.

"મને માફ કરજે અલી, મને ખબર ન હતી કે તું કામમાં રોકાયલો હતો. જો તેમ હતે તો હું કદીબી તારા કામમાં ખલલ કરતે નહીં. હું જાણું છું."

તેનો હરનો ચેહરો જોઇ મને ક્રોધ અને કેહેર ઉપજ્યો. પીસ્તોલ નીચે કરી મેં તેને પુછ્યું,

"તું એ શું બોલે છે? મારી આવી હાલત જોવા છતાં તું એ શબ્દો ઓચરે છે? અફસોસ, મેં ધાર્યું હતું કે તું મારો મીત્ર છે.!"

તેણે પોતાની તેજ ચશમોમાં ધીક્કાર, તુચ્છકાર અને દલગીરીની ભેળ લાગણીઓ દરશાવી મને ટીકી ટીકીને જોતાં કહ્યું,

"તેં એમ ધાર્યું? તો તેમાં તું ઠગાયો છે. હું તો તારો વેરી છું!"

આ સાંભળી હું ધ્રુજ્યો, મારા હાથપગ મરી ગયા, મારા હાથમાંની પીસ્તોલ પડી ગઇ! મારૂં રકત મારી રગેરગમાં દોડતું બંધ થઇ ગયું, કોઇ આવતી આફતના ખ્યાલથી મારૂં ભેજું ભમવા લાગ્યું અને મારી આંખે અંધારા આવી હું બેભાન થઇ જમીન ઉપર પડયો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

તુફાનની ગગડાત, પહાડપેરે ઉછળતા દરયાના પાણીના મોજા, આંખો આંધળી કરી નાખે એવા વીજળીના ચમકારા અને કાનના બેહેર ફાડી નાખે એવી આકાશી ગર્જના વચ્ચે અમારી નાહની પાટ એક લાઇલાજ બચ્ચાં પેરે એમથી તેમ ડોળતી હતી અને મોજાનાં દરેક આંચકા સમેત ભાંગીને ટુકડે ટુકડા થઇ જશે એવી હાલતમાં તે આવી પડી હતી.

આવી હાલતમાં બીજાં બધાં દુખો વીસરી જઇ મારી સલામતીનો ખ્યાલ કરી હું મારી કેબીનનું બારણું ઉઘાડી બહાર નીકળવા ગયો, પણ તે તો કોઇએ બહારથી બંધ કીધું હતું અને મને તે નાનકડી કેબીનમાં ડોળા ખાતી આ પાટમાં બંદીવાન બનાવ્યો હતો. દરવાજો ઉઘાડી મને બાહેર કાઢવા માટે મેં મોહોટે બુમો પાડી–દરવાજો તોડી પાડવાની અનેક પેરવીઓ કીધી, પણ તે સઘળું ફોકટ ગયું. મેં બે બે વાર બારણા સાથ જોર કરી તેને તોડી પાડવાની મેહેનત કીધી અને બે વાર હું તેના આંચકાથી જખ્મોનદોસ્ત થયો. તોફાન તો વધતુંજ જતું હતું, જેવામાં મારે કાને કોઇનો ચીચયારી ભર્યો અવાજ પડયો કે, "સામે ખડક છે."

મારાં હાડ આ સાંભળી ધ્રુજવા લાગ્યા અને હવે જરૂર આ નાહનું બારકસ તે ખરાબા ઉપર અઠડી ભાંગી જશે એમ મેં નકી માન્યું.

"સામે ખડક છે" જાને કોઇ મારી અંધારી ભીત કેબીનમાં મારી નજદીકમાંજ ઉભું રહી બોલતું હોય એમ મને લાગ્યું. "દુન્યામાં સઘળે એ મીશાલ ખડક, ખરાબા, તુફાન, જોખમ અને પાયમાલી સરજાયલી છે અને એ પાયામાલીનો અંજામ મોહત છે–પણ મોહત પછી શું? નવી જીંદગીની શરૂઆતી છે!"

આ ગેબી અવાજ સાંભળી હું હારેહાર ધ્રુજ્યો અને જે ખોદાને મેં મારી જીંદગીમાં વીસારી મેલ્યો હતો તેની બંદગી કરવા હું ગુહણ મંડીએ પડયો, પણ ધારતી, બીહીક અને ગાફેલીથી મારી જબાંન ઉપડી નહીં. હું કાંઇ પણ બોલી કે વીચારી શકયો નહીં. દોજખના દેવો જાણે છુટા થઇ પોતાના પલીદી અવાજ આ તોફાનમાં આમેજ કરી જે ઘોંઘાટ કરતા હતા તેથી બીહધુજીને હું મુંગોજ પડી રેહ્યો.

"સેહતાનની જય–એહરેમનની આમદી!" ના અચણુચ પોકારોએ મને સાવધ કીધો

હું કુકડા સમેત ઉઠીને ઉભો થયો અને 'સેહતાનની જય'ના પોકારો સાંભળી મારાં રૂવેરૂવાં ઉભા થયાં. કોઇબી રવેશે આ બંદીખાનામાંથી છુટો થવાનો મેં ઠરાવ કીધો અને એક ઘેલા છેડાયલા વાઘ મીશાલ મેં સર્વ બળ વાપરી તે દરવાજાને આંચકો માર્યો. તે જરા હીલ્યો અને મને વધુ હીમત આવી. બીજો એવોજ એક જોરેમંદ આંચકો મારવાની હું તૈયારીમાં હતો તેટલાં અચણુચ તે દરવાજો ઉઘાડી એક મોહટા કાળા સાહયામાં સજ થઇ શીહાગુણ ઝાંખી રોશણી વચ્ચે મારી સામે આવી ઉભો.

"ચાલ, અલીબીન અબદુલ્લા હમીર, મારી સાથ આવ." તેણે સાફ હલકે કહ્યું "તારો વખત આવી પુગો છે!"

તેના આ સખુનો સાંભળી મારા હોસકોસ ઉડી ગયા. તોફાનની ધાસ્તી તેની હાજરીથી ઉપજેલી ધાસ્તી આગળ કુચ બીસાદમાં ન હતી અને હું શું કેહેતો કે કરતો હતો તે જાણ્યા-સમજ્યા વગર મેં મારા હાથો તેની તરફ લાંબા કરી કાકલુદીથી કહ્યું,

"ખોદાને ખાતર—"

"ચુપ, તારી આજીજી બંધ કર! ખોદાનેજ ખાતર, તારે ખાતર અને મારે ખાતર મારી સાથે આવ!"

જે રોશણી તેની આસપાસ ભમતી હતી તે ઝાંખી રોશણીમાં તેનો આકાર એક ભુતને વધારે મળતો આવતો હતો, એવા તેના દેખાવથી બીધેલો, બેફામ બનેલો હું મારી પોતાની કાંઇ પણ ગતી વગર તેની પાછળ આવ્યો અને અમો તુટક ઉપરના મોટા ઓરડામાં આવી પુગા, જ્યાં મારી નાહીમતથી, નાકૈવતીને લીધે હું એક ખુરશી ઉપર બેસી ગયો અને જેને મેં આજ સુધી મારા સાથી તરીકે ગણ્યો હતો તેની તરફ નીહાળીને જોવા લાગ્યો. જરા વાર તેણે આરીગમ ટીકીને જોવા પછી પોતાનો હાથ હુકમ કરતો હોય એવી ઢપે ઉંચકી તે બોલ્યો,

"જોવો, નાખુદ થાવો, દરયા અને પવન ઉપર મવકળ થયલા એબલીશો જાવો! આદમજાતના બીનપશેમાની ભર્યાં આતમાઓ, જાવો! ખોદાના નહીં પણ મારા ગુલામો દફે થાવો અને જે જે ગારોમાં તમોએ તમારૂં રહેઠાણ કીધું હોય ત્યાં ભરાઇ બેસી આ તોફાન બંધ પાડો! કારણ હવે સારો વખત આવ્યો છે!"

ગભરાતથી મેં તેનું આ બોલવું સાંભળ્યું, ફાટ ફાટ થતી ચશમોએ મેં તે તુફાની મોજાઓને ઠંડા પડતા દીઠા, પોતાના જોરથી કાનને બેહેરા બનાવી મુકનાર પવનના સુસવાટા તુરતજ નરમ પડી જઇ મારા કાનને વધુ બેહેરા બનાવ્યા અને જાણે એક તાબેદાર લશ્કરની ફોજ પોતાના સેનાપતીને છેલ્લી જતી વખતની સલામતી આપે તેમ દુરથી મારે કાને "સેહતાનની જય"ના અવાજો પાછા પડયા. શીહાગુણ મારી તરફ ફર્યો અને મેં જોયું કે તેનો ચહેરો ખુદરતી અખંડ ખુબસુરતીમાં ખીલી નીકળ્યો હતો.

"કેમ? મારા બખશેલા પૈસાની જેહનમાં ગુમરાહ થયલા ઓ આદમ, હવેબી મને ઓળખે છે કે? હજીબી હું કોણ છું તે જાણવાની ખાહેસ રાખે છે?"

મેં બોલવાની વેતરણ કીધી, પણ ફોકટ. મારા ગભરાટ વચ્ચે મને જે જબુન ખ્યાલ આવ્યો તે એટલો તો બેહુદો લાગ્યો કે હજીબી મેં તે માનવાને આંચકી ખાધી.

"મુંગો રેહ, સાંભળ! આખી શૃષ્ટીમાં અને સાતે બેહેસ્તમાં જે ગેબી શકતીનું ચલણ છે તે શ્રેષ્ટ શકતીવાન ખોદાના હુકમથીજ હું હાલ તારા આતમા ઉપર હકુમત ભોગવું છું. અને તારી મરજી બાજુએ મુકી મારી મરજીથી તને મારે તાબે કરી હુકમ કરૂં છું કે જેમ તારામાં આતમાની હયાતી છે તેમ જો તારામાં સુબુધી હોય તો હું જે કહું છું અને કરોડો આદમમાંથી તનેજ ચુંટી કાઢી જે શીખાડું છું તે તારે હવે તારા જેવાં બીજાં આદમોને કહેવું અને શીખવવું.

કારણ કે હું તને આજે કહું છું તે જો હરેક આદમનો આતમા તો તેનાં બદનથી છુટો પડતાં તુરતજ જાણે છે પણ આ કંગાલ જીંદગીમાં જીવીને આજ વેર તે કોઇ જાણી કલપી શક્યું નથી, અને હવે પછી જાણી શકનાર નથી.”

મેં બોલવાની પાછી પેરવી કીધી પણ ફકત કોઇ અણદીઠ ગેબી રોશની તેની આસ પાસ ફરી વલી પોતાનાં તેજથી મને સ્તબ્ધ બનાવી મુંગો રાખતી હતી.

“દુન્યામાં હાલ તું નસીબવંતો ગણાય છે. કારણ દુન્યાની બરબાદીનું મુળ-પૈસો-તારી પાસ પુશકલ છે પણ જે ગેબી શકતીઓ દુન્યાને પોતાના બળથી ચલાવે છે તેઓ તને નસીબવંતો નહી પણ કમનસીબ, કમબખત માણે છે કારણ તેઓ તારા પૈસાથી તારૂં મુલ નથી આંકતી પણ તારી કરણીથી તારી કીમત આંકે છે. અને તારી કરણી કેવી છે? મહાજ્ઞાની અસર બાપની હસતીને વીસરી જઇ તેં એક બેશરમ ખુદ પરસ્તી તરીકેની નીરલજ જીંદગી ગુમાવી છે અને તે તારાં કરતુકની સજા ભારી છે. આદમ ખુદા પરસ્તી થવાને બદલે ખુદ પરસ્તી થઇ, પોતાની હસ્તીમાં ખોદાની હસ્તી વીસરી જાય છે-ના કબુલે છે-તે આદમ પોતાને હાથેજ પોતાનાં ગલાંમાં ફાંસો નાખે છે— ખુદાની પનાહ છોડી દેવાથી તે બીજીજ શકતીની પનાહમાં જઇ પડે છે-'અહેરમન' શકતી તેની ઉપર ફાવે છે- કે જે શકતીને બલવાન બનાવામાં એજ આદમ પોતાની નાફરમાની અને બદીનો હીસ્સો આપે છે-કે જે શકતીને તમો ખાકીબંદા સેહતાન-જહાનમના પાદશાહ તરીકે બોલાવો છો, પણ જેને એકવાર, બેહેસ્તના ફીરેસ્તાઓ અંજીલ (રોશનીના માલેક) તરીકે બોલાવતા!

તે દમ ખાવા ઠેબ્યો અને પછી મને પૂછ્યું, “હવેબી, હજુબી તું મને ઓળખે છે?”

હું તો હવે એક મુરડાં પેરે મુંગોજ બેઠો-એ કોણ હતો? મારા જેવોજ એક માણસ હતો કે અકલબી ના કબુલ કરે એવો તે કોઇ——.

“જો તું મને ઓળખતો નથી- તારાં જીગરમાં હું કોણ છું તે તું માણતો નથી તો તેનું કારણ એજ કે તું જાણવાને-માણવાને હીંમત કરી શકતો નથી. આદમજાત જ્યારે પોતાના અહંકાર અને અભીમાનમાં આંધળો બને છે ત્યારે હું એજ સ્વેશ તેની નજદીક આવું છું-ત્યારેજ હું તેઓને ગમતા આકારમાં હાજર થઇ તેઓના દરેક બદ નીશ્ચા બદ વીચાર પાર ઉતારવામાં મદદગાર, સલાહકાર થઇ પડું છું. મારે કેવો નીવડવું-કેમ વરતવું તે તેઓજ નકી કરી મને દેખાડે છે. જમાનાઓની ફીરતી ચરખીમાં તેઓ મને જુદા આકારમાં અને જુદાં નામે પીછાની ગયા છે-અને એમ પીછાની મારૂં નામ બદનામ કરી મને ભુંડો ઠેરવી ગયા છે-બોકે ખરી રીતે તો ઇબલીસ કરતાંબી બનેતરતો એજ આદમજાત છે.”

અંધારી શાંત રાતમાં તેના ઉંડા ખુલા અવાજના પડઘા પડી, તોફાની પવન કરતાં મને વધારે બીહવડાવતા, ધ્રુજાવતા હતા અને તેમ ધ્રુજતો હું મુંગોજ બેસી રહયો.

“તમે, આદમજાત, ખોદાને હાથે ઘડાઇ, તેને હાથે સરજાઇલી દરેક ચીજનું આત્મજ્ઞાનથી સુખ સંપાદન કરી-અમર આત્માની મદદથીબી તમે શું કરી શકો છો?-ફક્ત આ પૃથ્વીના ગોળા ઉપર જે ખાકી ચીજોથી તમને મજાહ મળે તે ભેગી કરવામાં લીન થયલાં તમો નાચીજ આંધળાં આદમો, અણદીઠ ખુદરતી હસતી ભોગવતી શકતીઓની હસતી વીશે શક લઇ જવાની તમે શેખી કરો છો? પોતાની રચણા નીહાલવાની ખુદરતે તમને શકતી બક્ષી છે પણ તે છતાં ફક્ત આ ફાની દુન્યાજ જોઇ શકો છો, પેલી જેહાતની રચણા તો જોઇ શકત

નથી કારણ જો તેમ બને તો તમારી અકલનું ગોહર ત્યાંની અજાયબીઓ જોઇ પોતાનું સમતોલપણું ખોઇ દઇ બેફામ, ઘેલું બની જાય. અને તમો એ ખુદરતી કરામતો જોઇ શકતા નથી તેથી તે માણુતા નથી. ઓ હેગક, ફુસીફાટીને ગધેડા થયલા નાદાનો! જે મહા પરમ કૃપાળુ બાપે તમને એ શકતી થોડાંજ પ્રમાણમાં બક્ષી તમારી ઉપર એક જાતની નાદર નવાજેશ કીધી છે તેની મેહેરબાની, તેનું દહાપણ તમો લોકો પીછાનતાં નથી. પણ જાણો, શીખો, કે આ ફાની દુન્યામાં કીધેલાં તમારાં કરતુકો, બોલેલા બોલો, વીચારો, કે નજરના ઇશારાએ વટીક તે જેહાનમાં નોંધાઇ તમારી હવે પછીની જીંદગીના પાયાના પથર પુરે છે અને જેવી તમારા આત્માની અહીં કરણી તેવું ત્યાં ફળ મળશે! ખુદરતનો એ કાયદો કદીબી ફરવાનો નથી."

"આદમજાત પોતાને હાથે, પોતાની મરજીથી પોતાનું ભવીષ્ય ચીતારે છે. અને તે તેઓ પોતાની મરજીથીજ ચીતારે છે એમાં તો શક નથી. બાગેબેહેસ્તનાં સર્વથી ઉંચા શીખર ઉપરથી આદમના આકારમાં અલાહતાલાએ એક બાજુ એ દેખાવ દીધો–બીજી બાજુએ તેજ આદમના આકારમાં મેં, જહાનમના ઉંડા ગારમાંથી નીકળી આવી – બરબાદીની કમર કસી–દેખાવ દીધો. આદમના આકારના અલાહતાલાને–હજરત પેગમ્બરને સર્વ લોકો તાબે આવ્યાં. એ આદમજાતે પોતાની મરજીથી કીધું–અલાહની કે મારી મરજી નહીં. જો આદમજાત એકજ વખત સામટાં મળી મને તુચ્છકારી કાઢે, મારી સત્તા સામે થાય તો હું હાલ જે હાલતમાં હસતી ભોગવું છું તે હાલતમાં રહું નહી. મારી મુકતી થાય એટલુંજ નહીં પણ જે આત્માઓ મારી તાબેદારી કરી રહ્યા છે તેઓની પણ મુકતી થાય! પણ નહીં, આદમજાત તેમ કરવાને પસંદ કરતું નથી. અને તેનો જીવતો દાખલો તું પોતે છે. સાંભળ, કે તારા જેવા હરામીઓ મારી પનાહમાં આવી કેટલા પોતાના પેદા કરનારથી વીખુટા પડે છે."

હું કમકમી ખીહી ધ્રુજીને સાવધ થઇ બેઠો. આ અકુદરતી મેળાપનો હવે મને ખયાલ આવવા લાગ્યો. હું કોણુ ની સાથ વાત કરતો હતો તેનું હવેજ મને ભાન આવ્યું.

"તું, અલી બીન અબદુલ્લા હમીર, તારી આગલી જીંદગીના કરતુકોની સજા ભોગવી કેદમાંથી છુટો થવા પછી જ્યારે સુધરવાની કોશેશ કરવા અને તે બજા લાવવા હજરત પેગમ્બરના કસમ લઇ કમર કસી તૈયાર થયો ત્યારે તારી ઉપર અલાહની નજર હતી. એ કસમ તું કેટલી હદ સુધી પાર પાડે છે અને ગમે એટલી હાડમારીઓ છતાં તું કેટલો ઓસ્તવારીથી ખુદાપરસ્ત રહેછે તે જોવા તારી ઉપર કેટલીક વીપતીઓ ગુજારવામાં આવી. આ વખતે તને વીધાજ્ઞાનનું જે જહવેર બક્ષવામાં આવ્યું હતું તેનો જો તેં બરાબર ખંતથી અને ગમે એવી હાડમારીઓ છતાં સચાઇથી ખરો ઉપયોગ કીધો હતે તો આજે તારી હાલત કાંઇ ઓરજ રીતે બુલંદીએ પુગતે. પણ જે કસોટી ઉપર તને ચઢાવ્યો હતો તે કસોટીના પથર ઉપર ઘસાતાં તેં બુમ પાડી, ખોદાની હસતીનો ઇનકાર કીધો, તેને તેં ગાળો ભાંડી તારેથી દુર કાધો અને જ્યારે એ રીતે તેં તારે પોતાના હાથે તારા સાચા મીત્ર, પવીત્ર રાહબરની સંગત છોડી કે તુરત તું મારા કાબુમાં આવ્યો. પૈસાની અને દુન્યાની મોજશોખની લાલચમાં તું વીધાનું તને નવાજેશ થયલું ગોહર અને તારા આત્માનો નાશ કરવા તૈયાર થયો અને તે તારી બુરી મુરાદો બર આવી. તને લાખો રૂપ્યાની દોલત મળી અને–તેજ વખતે હું પણ આવી મળ્યો."

"અરે ઓ મુર્ખ, હું આવ્યો ત્યારેથી મેં તને ચેતાવ્યો, એક વધુ તક મેં તને આપી, આપણે મળ્યા તેજ દીવસે મેં તને તુરત કહ્યું કે હું જે દેખાઉં છું તે નથી. પણ તું સમ-

જયો નહીં. જ્યારે તેં તારો હાથ મારા હાથસે મેળવી આપણી દોસ્તીનું સાટું પકુ કીધું ત્યારે ખુદરતના પંચ મહાભૂતોએ પોતાની ગર્જના કરી તને ચેતાવ્યો. આ વખતે તું જરા દગમગ્યો અને તે તકનો લાભ આપવા-તારા આત્માની મુક્તી તને અપાવવા-મેં તે વખતે બી તને મારી દોસ્તી તરછોડવા અરજ કીધી પણ તેં તારા આત્માનો તે પોકાર સાંભળ્યો નહીં. તું અકલહીણુ ચેત્યો નહી. તું તારી તુમાખીમાં આ વખતે નાસ્તીક બની પરમ કૃપાળુ બાપ અને તેના મોકલેલા હજરત પેગમ્બરને વીસરી ગયો હતો. એવી તો મેં તને હજારો તકો આપી છે કે જેથી તું કાંઇબી નેકીનાં કામો કરી મને તારેથી દુર થવાની ફરજ પાડે, કે જેથી મારા સંતાપમાં કાંઇક રાહત મળે, મારી ઉપર પડતી જફામાં ઘટાડો થાય. પણ તારી સુધ તે વખતે ઠેકાણે ન હતી. જે જાળ તારે માટે બીછાવવામાં આવી હતી તેમાં તું કેમ સપડાયો તે સાંભળ. જે લખો રૂપ્યાની દોલત તારા હાથમાં આવી હતી તે મારાજ એક કંજુસ, બદીઓથી ભરપુર, દયાહીન આસામીની ભેગી કીધેલી હતી. જે જે કુકર્મોથી તેણે દોલત ભેગી કીધી તે કુકર્મોના નતીજા તરીકે તે અને તેણે મેળવેલી દોલત મારી થઇ હતી. અણહદ એવી દોલત મેળવી તેનો શું ઉપયોગ કરવો તે તે કમઅકલ માણસ સમજી નહી શકવાથી એ દોલતની ખુમારીમાં તેણે આપઘાત કરી પોતાંનો પ્રાણ તે જેહાનમાં રખડતો મેલ્યો, જ્યાં ગયા પછીજ તેના આત્માએ એ પૈસાની-આદમજાતના હાથના મેલની ખરી કીંમત જાણી તેને ધીક્કારવા લાગ્યો. એ પૈસાની કીંમત આંકવાનો હવે તારો વખત આવ્યો છે!

"અને તે છતાં પૈસાની એ બક્ષેસણી આદમજાતને ખુદરત તરફથીજ થાય છે, પણ જે એનો ખરો ઉપયોગ કરે તેજ ભાગ્યશાળી કેહવાય છે. તેવો ખરો ઉપયોગ તેં કીધો નથી. પૈસાનું બલ તેં કેમ વાપર્યું છે? પૈસાની લાલચ આપી તેં તારી ચોપડીની ખોટી તારીફ કરાવી—પૈસાના જોરે એક ખુબસુરત નારનો ધણી કેહવાવાની મતલબથી તેં તેણીને ખરીદી-અને લગનની પવીત્ર ક્રીયાંની જે ભયંકર મશ્કરી તેં કીધી તેનું કડવુ ફળ તેં ચાખ્યું છે. પવીત્ર પ્યાર વગરનાં એ લગન ઉપર પાક કેરદારના આશીર્વ ઉતર્યાંજ ન હતા. પણ તને તે કેરદારની દરકારજ કયાં હતી? તું તેની હસ્તીજ કયાં માનતો હતો? પૈસાને તેં તારો દેવતા બનાવ્યો હતો અને તેની પુજા કરી તેનાં બળથી તું આ હવસી બદ દુન્યાની સર્વ નાપાયદાર, પાપી મોજ મજાહોમાં લીન થઇ ગયો હતો. અને તેં ગુજારેલી એવી જીંદગીને લીધેજ મેં તને જીવતાં જીવત મારી હાજરીથી વાકેફગાર કરવા પસંદ કીધો છે. કોઇજ આદમને એવો તારા જેવો અનુભવ આ જેહાનમાં મળે છે. ફક્ત ખોદાની હસતી ના કબુલવા સીવાય તેં બીજું કોઇપણ પાપ કીધું નથી તેથીજ તને મેં આ તક આપી તારી નારવા ગુજારેલી જીંદગીને હજીબી સુધારવાની તક આપી છે. એ તારૂં પાપ મહા જબુન છે એ ખરી વાત છે, પણ તું પૈસાદાર થયા અગાઉ જે ખોદાને માણતો હતો તેને પાછો માણે-તેની હસતી કબુલે-અને જે દેવતા (પૈસાને) તું હાલ ચાહે છે તેને ધીક્કારે એટલુંજ હું ચાહું છું. એ પૈસાએ આ દુન્યાને કેટલી ખરાબ કીધી છે તે તું જાણે છે? બાપ બેટાને વેર વરસાવનાર—ઓરત અને મરદનાં પ્યાર બર્યાં જોડાંને જુદાં પાડનાર-ભાઇ બેહેન વચ્ચે ખુનખાર કેદર પેદા કરનાર-ખોદાને વીસરાવનાર—એ પૈસાએ આ દુન્યાની બરબાદી કીધી છે. માટે ચેત, લખો રૂપ્યાની દોલતમાં લપટાયલા ઓ લખોપતી ચેત, સાવધ થા! કારણ જ્યારે દુન્યા તમામ બદીમાં ડુબી જશે, જ્યારે આદમ પોતાને ખોદા કેહવાડશે—જ્યારે દયાનતદારી ગુમ થઇ લુચાઇ ફાવશે-જ્યારે પૈસો માણસ જાતનો દેવતા થશે,

નીતીનો ત્યાગ થશે-કવીઓની નીંદા ગાતાં શીખવશે- વીદવાનો રસ્તો ભુલાવશે- જાહેર લખનારાઓ ગંધીલા દાસ્તાનો લખી લોકને રીજવશે-ત્યારે આ દુન્યાનો અંત આવેલો ગણાશે. પણ એ અંત જાવેદાનીનો નહીં કેહ વાશે. જે આત્માને તમો લોકો અપવીત્ર ગંધીલો બનાવો છો તે આત્માઓ જ્યાં વેર પોતાની હવે પછીની જીંદગીમાં બળી જળી, પોતાનાં કરતુકોની શીક્ષા પામી પવીત્ર થશે નહીં ત્યાં વેર તેઓ બાગે બેહેસ્તમાં મળી જઇ પોતાના અસલ કીરતારની પાંખમાં ભરાશે નહીં–અને જ્યાં વેર તેઓ પોતાના કરતુકોની શીક્ષા પામતા હશે ત્યાં વેર હું પણ તેઓ સાથ બળ્યો જળ્યો થઇ રહીશ. અને જ્યારે તેઓની મુકતી થશે ત્યારેજ મને પણ મુક્તી મળશે.

તે દમ ખાવા ઠેર્યો--અને તે વેળાએ મારા કાન ઉપર કોઇ રડતાં "આહ રેહમન" કરી પોકારતું હોય એમ મને લાગ્યું. હું હવે ચકીત થઇ આસપાસ નજર ફેરવવા લાગ્યો. 'આહ રેહમન કે રહમન શાહ' તરફ હું બીહકથી જોવા લાગ્યો. તેનો ખુબસુરત ચેહેરો હવે વધુ દીપાયમાન બન્યો હતો અને તેની આંખોમાં આકાશી તેજ વ્યાપી રહ્યું હતું.

"તેં મને તારો મીત્ર માણી લીધો પણ હું તારો દુશ્મન છું એમ તારે જાણવું હતું – કારણ જે માણસ બીજાનાં મોહ ઉપર તેની તારીફ કરે તે તેનો મીત્ર નહીં પણ દુશ્મન ગણવો જોઇએ – પછી તે સેહતાન કે ફરેસ્તો હોય તો શું થયું ? તેં મારી સંગત કબુલ કીધી અને તેના બદલામાં હું તારી નોકરીમાં મારા તાબેદાર સેવકો સાથ હમેશ હાજર રહ્યો. ઓ ગુમરાહ થયલા નાસ્તીક આદમ, તને થોડીજ ખબર હતી કે ખોરશેદ મહાલમાં તારાં લગન અગાઉ અપાયલી મેજબાનીમાં કઇ દુન્યાનાં આદમો તમો નાસ્તીકોની સેવા બજાવતાં હતાં, કોણને હાથે પકાવેલા મીષ્ટાનો અને નમાયક. શરાબ શરબતનાં પ્યાલા તમોએ નોશ કીધાં ?"

આ ખુલાસો સાંભળી મારાં જીગરમાંથી કંપારી છુટી એક હાય નીકળી અને કોઇ ઉંડાણમાં ગરક જઇ આ મને મળતા નવા ખોલાસાઓથી નાહસી જવાની મુતલબથી હું આજુ બાજુ જોવા લાગ્યો.

"દોજખમાંથી આવેલા તે દોજખી દેવો ને હાથે થયલી તમારી મદારતથી તમો લોકો અંજાઇ ગયાં હતાં, અને તેમ બને તેમાં નવાઇ શી ? આખી હીંદી સર જમીન ઉપર એવો મેળાવડો કદી થયો નથી અને હવે થશેબી નહીં. અને એ મેળાવડાની રખેવાલી કોણે લીધી હતી ? જેને તમો લોકો સેહતાન કેહવો છો તેણે ? પણ એ સેહેતાનને સેહેતાન બનાવ્યો કોણે ? તમે, તમેજ ! ધર્મના તમારા ફતવાઓમાં તમોએ મને કેવો ચીતાર્યો છે ? કેવું રૂપ આપ્યું છે ? કેહ કે મારૂં રૂપ છે કે? સીંગડાં અને ઉંધા પગવાળો હું છું કે ? ખોદા ની મુરતી માટે જેવો તમો લોકો વીચાર ધરાવો છો તેવો વીચાર તમો સેહેતાનના આકાર માટે ધરાવો છો ? જોકે તે તમારો ખ્યાલ કેટલો ભુલ ભરેલો છે. હું તો ચાહું છું કે મારો આકાર તેવોજ હને કે જેથી લોકો મને ઓળખી મારેથી દુર નાહસ્તે. મારી મીજ્વાચારી તજતે. જેમ મારાં રૂપ માટે તેમ મારાં કામો માટે પણ આદમજાતે કેવા ખોટા વીચારો બાંધ્યા હતા. બદીથી હું ખુશી થાઉં છું એવો ખોટો, નાપાયદાર ફતવો તમને શીખવવામાં આવ્યો છે. પણ તે સરતાપા ખોટો છે.

સમજ, ઓ ફાની આદમ, ખોદાના હુકમને તાબે થઇ અને આ સૃષ્ટાનો અંત આવેલો હોવાથીજ હું તને કહું છું કે બદીમાં ભલાઇ મળતીજ નથી. તેથી ખુશી હાંસલ થતીજ નથી – તેથી તો આખી દુન્યામાં રંજ અને અંતસ પેદા થાય છે. આદમજાતને પેદા કીધેલી એ બદી તેના નાશનું મુળ છે – મારી કમબખતીનું બીજ છે અને તે દાવરની દલગીરીનું સાંધણ છે. દરેક આદમનું દરેક બદકામ મારાં

દુઃખમાં ઉમેરો કરે છે. અને મને થયલી સજા લંબાવે છે. પણ તે છતાં મારે તો મારો સખુન પાળવોજ જોઇએ. મેં આદમજાતની હસ્તી નાબુદ કરવા તેને લલચાવાના સોગંદ લીધા છે–પણ આદમજાતને કાંઇ મારા હાથ ઉપર ફસવા કસમ લીધા નથી. તે તો છુટો છે, તો શું કામ તે મારી લાલચથી નીરાળો રહી મને હાંકી કાઢતો નથી? શું કામ તે મારી તાબેદારી કરી મને તેની નજદીક રેહેવાની ફરજ પાડે છે? આ ખોદાઇ અવાજ છે તે સાંભળી લે, કે આદમજાતે ખોદાથી તેની ઉપર ઉતરેલી બક્ષેશના આધારે પોતાની મુકતી મેળવી મને મદદ કરી મારી પણ મુકતી મેળવવી જોઇએ."

તે હવે અચપુચ મુંગો રહી ગયો અને પોતાનો હાથ મારી તરફ લંબાવી એ વદ્યોઃ–

"ચાલ હવે મારી સાથ! આજની રાતે તારી આંખ આગળનો પરદો ખોલવામાં આવ્યો છે તેટલાં ચાલ. અને જો કે તારી રખડતી, આજેરદેહ જીંદગીમાં તેં કોણને તારો સાથી બનાવ્યો હતો, તારેથી તદન ઉલટી રીતે પોતાના માલેક–તે **પાકપરવર**–ને પીછાનનાર કોણની સંગમાં તે તારો વખત કાઢયો છે."

એ બોલતાં મારા કાનના બેહર બહુ જોરેમંદ ગર્જનાથી ફાટી ગયા. હુ ગભરાઇ ગયો અને દોજખના ઉંડા ગારમાં જઇ પડી ત્યાંની જફાઓ સેહવવાના વીચારથી હુ બેશરમ બન્યો. હવેજ મને લાગ્યું કે જે ખોદાની હસ્તી હું નાકબુલ કરતો હતો તે ખોદાની બંદગી કરી તેની મદદ માંગવા જેટલોબી મને વખત રહ્યો નથી, મારી શીક્ષા શરૂ થઇ ચુકી હતી, અને એવી દુઃખકારક, સંતાપકારક હાલતમાં મેં મારી નજર આસપાસ ફેરી. હું ઉડી તો શકતોજ ન હતો કારણ કોઇ અણદીઠ હાથોએ મને પકડી રાખ્યો હોય એમ મને લાગ્યું. મારી નજર આસપાસ ફેરવતાં મને સઘળે આકાશી રોશણી બરપા થયલી લાગી જેમાં શીહાગુણને નહીં, પણ એક ફીરેસ્તાને ઉભેલો મેં જોયો.

પુર જોસથી પ્રકાશતી રોશણીમાં તે મારી સામું ઉભો હતો, ખુબસુરત તેનો ચેહેરો ફીકો મારી ગયો હતો, તેની આંખોમાં અસદન દુઃખ બેહદ પસ્તાવો, અને ન વર્ણવી શકાય એવી નાસીપાસી પ્રગટી નીકળી હતી. ચેહેરો તો જે હું રોજબરોજ જોતો હતો તેજ હતો પણ તેની ઉપર જાવેદાનીના સંતાપનો છાપ પડયો હતો. મને પણ લાગ્યું કે આ જેહાનનું માર માટીનું ખોખું ત્યાગ કરી મારો આત્માજ ફકત તેની સાથ ઉભો હતો.

"આગલ ચલાવ, આમીલ! દુન્યાના છેડા વેર 'આથ'ને હંકારી જા!"

અને મેં મારા ગભરાટ વચ્ચે સુકાની તરફ નજર ફેરવી તો આમીલ પોતાના ખરીસનાં રૂપમાં બે પાંખો સહીત ઉભો રહી સુકાન ફેરવતો હતો. તે યાટ આગળ ચાલુ મુક્યું અને ગમે એવા બીકટ રસ્તાઓ સેહેલાઇથી પવન વેગે પસાર કરવા લાગી. આમીલને હું ધીકારતો હતો તેનું કારણ હવેજ મને સમજ પડયું. આહેરેમનનો તે ચેલો–અકતપદેવ–તેના નોકર તરીકે હમેશ તેનો પડયો બોલ ઉંચકી લેતો તેને મેં હવે તેના ખરા આકારમાં ઓળખ્યો. પોતાના હાડપંજર હાથોએ તે અમારી કીસતીનું સુકાન ફેરવ ફેરવ કરી પુર ઝડપથી તેને આગળ હંકારતો હતો.

"ચલાવ, આગળ ચલાવ!" તે બેગી ગંભીર અવાજ પાછો નીકળ્યો.

"દુન્યાના જે છેડાને હજી આદમજાતે પોતાની વસ્તીથી અપવીત્ર કર્યો નથી ત્યાં લઇ ચાલ."

મોહટા સાગરો, બરફથી બંધાઇ ગયલા સમુદ્રો અને ડુંગર જેવા બરફના ઢગલાઓ વચ્ચે અમારી યાટ આસાનીથી રસ્તો કાપવા લાગી. મેં મારા ગભરાટ વચ્ચે જોયું કે તેની ગતીમાં વધારો કરવા, તેને વીજળીક વેગે ચલાવવા, લાખો લાખ દોજખી આત્માઓ પોતાની પાંખેના જોરે હલેસું આપતા હતા. અને એવી

શકતીઓથી "આથ્ર" જરા વારમાં એક શાંત, સુંદર કીનારે આવી ઉભી. અહીં સઘળે શાંતી પંથરાઇ ગઇ રહી હતી. હવામાં સુંદર ફુલોનો પમરાત બેહેકી રહ્યો—'બાગે બેહસ્ત' નો તે કીનારો હતો. જરા વારમાં મધુર મદન પક્ષીના કોમલ ગાણાનો અવાજ અમારે કાને પડયો અને તે એટલી સુંદરતાથી પોતાના પેદા કરનારની સીફત ગાતું હતું કે તે શાંત વખતે તેનો અવાજ સાંભળી મારી આંખો આંસુથી તર થઇ ગઇ. મેં ઇચ્છયું કે આવી શાંતીમાં, આવી ગુલ્જાર જગા ઉપર, બેહેસ્તના આ મુકામમા મને મારી જીંદગી પાછી બખશવામાં આવે તો હું જીવી, મારી ગઇ ગુજરીનાં પાપોનો પસ્તાવો કરી, તે મદનની સાથ હું પણ મારા પેદા કરનાર ખોદાની સીફત ગાઇ તેને રાજી રાખે એવાં કામો કરૂં. હું આ ખ્યાલ કરતો હતો તેટલાં કીનારા ઉપરથી કોઇ સફેદ સાહયો પેહેરેલી ઓરતને અમારી નજદીક આવતી મેં જોઇ. તેણી છેક "આથ્ર" ની નજદીક આવી અને પોતાનો દુઃખી ચેહેરો ઉંચો કરી અમને જોવા લાગી—તે ખોરશેદ હતી! જેવી મારી નજર તેણી ઉપર ઉપર પડી કે આજીજી કરતા પોતાના હાથો તેણી ઉંચા કરી ગુંઠણુ મંડીએ પડી અને રડવા લાગી. મારો જીવ આ જોઇ દલગીર થયો—હવેજ મેં જોયું કે ધીરજથી અને પ્યારથી તેણીને ખરો માર્ગ દેખાડવાથી તેણી કેટલી સુખી થઇ એક ફીરેસ્તો બનને—પણ હવે તે બહુ અસુર થયું હતું. પેલી જેહાંનમાં તેણી હવે રખડતી, રવડતી, તરફડતી થઇ હતી, અને તેણીની તે હાલત માટે મને દયા ઉપજી! આગળ મને તેણીને માટે દયાનો જરાપણ અંશ હતો નહીં તે હવે પુર બહારમાં પ્રગટી નીકળ્યો.

અને આ શાંત બાગેબેહસ્તના દરવાજા આગળ મને બીજાબી ધણાક ઓળખીતા આત્માઓએ દેખાવ આપ્યો. એક આકારને મેં સોનાની ભારી જંજીરોમાં તેના બોજા તળે કચડાઇ જતો જેમ તેમ ચાલતો જોયો, બીજાને મેં ઓળખ્યો જે ધારતીનો માર્યો જમીન ઉપર ઉંધે મસ્તક પડયો હતો—આ પેલો જુગારમાં પોતાનો આતમા હારી બેઠેલો ખોદાબક્ષ હતો. મેં મારા બાપને પણ દુઃખી, જંજાલયતથી હારી બેઠેલો જોયો.

આ દેખાવો જોતાં મારી નજર મારી સામે ઉભેલા અને આ સઘળા દેખાવોના કર્ત્તા ઉપર પડી. બેહેસ્તની ઉંચી ટોંચ ઉપરથી ગબડી ઉંડા ગારમાં પડેલો તે ફીરેસ્તો પોતાના પુર બહારમાં, જબરાં કદમાં, આકાશી રોશણીમાં મારી સામો ઉભો રહી બોલ્યો,

"જે આ શાંત પવીત્ર ધામ આગળ આપણે ઠોભ્યા છીએ. એ જગા હજી સુધી આદમનાં અપવીત્ર, લુચ્ચાં, પાપી, હવસી અને લોભી કાર્યોથી નીરાળી, નીરદોશ રહી છે. આ દુન્યા ઉપર બેહસ્તનું એ એકજ ખુણું બાકી રહ્યું છે, જયારે આદમ એ ખુણું શોધી કાઢી તેને પણ પોતાની હાજરીથી, પોતાના કરતુકોથી, અપવીત્ર બનાવશે ત્યારે દુન્યાનો અંત આવી કયામત, રોજે રસ્તાખેજ જાગશે. પણ તે દીવસ આવી પુગે તેટલાં અહીં ખોદાનું ચલણ છે. એ શાંત ખુણામાં ફીરેસ્તાઓ પુર છુટથી ફરહર કરે છે અને ખુદ બતીસોબી અહીં આવી પોતાના દુઃખી જીવને રાહત આપે છે."

આ વખતે અણદીઠ ખોદાઇ ગાણાનો સુંદર અવાજ કાને પડયો—અને તુરતજ મારી અજાયબી વચે હું છુટો થઇ ખુશાલીથી ઉઠી ઉભો થયો. અને મારા **દુશ્મન** સામું જોવા લાગ્યો.

"ભુલાવો ના ખાતો આદમજાત," તેણે કહ્યું. "સ્વપનાની કે દુઃખી થયલાં ભેજાંની આ કલ્પીત વાત છે એમ આજ રાતના બનાવોને તુચ્છકારી ના કાઢતો. તું જાગે છે—ઉંઘાતો નથી—તારો આત્મા હજી તારાં ખોખામાં ભરેલો છે. આ જગા બેહસ્ત કે દોજખ નથી પણ ખુદ તારીજ ફાની દુન્યાનું એક ખુણું છે.

વળી જાણ કે ખુંલી નજરે નહીં દેખાય એવા ખોદાની હસ્તી સર્વ વ્યાપક, સર્વ શકતીવાન, સઘળે હાજર છે. અને તેજ **ખોદાના** હુકમથી તું આજે મને એક ફરેસ્તાના આકારમાં જોઇ શકયો છે. તેજ **કરીમો રહીમ**ના હુકમથી તને આ એક તક આપવામાં આવી છે. તારાં કીસમતની કીસ્તીને કીનારે પોંહોચાડવાનું એક વાર ફરી તને સોંપવામાં આવ્યું છે માટે બોલ, અને તારો **માલીક** પસંદ કર ! જોકે હું હાલ તારી સામે એક ફરેસ્તાનાં રૂપમાં ઉભો છું પણ ધ્યાન રાખજે કે આદમજાતની નજરમાં હુંબી એક આદમજ છું. અને જ્યાં વેર આદમજાત પોતાની મરજીથી મને છોડી મારો છુટકારો બખશશે નહીં ત્યાં વેર હું તેવોજ રહીશ. માટે મારે માટે તું ભુલાવો ખાતો ના.—પુર ધ્યાનથી મને ઓળખી રાખજે, સચાઇથી તારો આત્મા તને જે ફરમાવે તેજ કરજે અને કોઇનાણી બીહક કે પરવાહથી ખોટે રસ્તે દોરવાઇ જતો ના. હવે બોલ, આ તને છેલી તક આપવામાં આવી છે, આ છેલીજ વાર તને ચેતાવામાં આવે છે તેટલા ચેતીને, વીચાર કરીને બોલ અને તે બોલેલા બોલ અંત તુલીક પાલીને કદી તે વીસરતો ના, કદી તેનેથી પાછો ફરતો ના: બોલ હવે, કે તું કોણને પસંદ કરે છે? **ખુદ પરસ્તી બની મારી** આરજુ રાખે છે **કે ખોદાપરસ્તી** બની ફકત **ખોદાનીજ**?"

ગગડાત કરતા ગંભીર બુલંદ અવાજે આ સવાલ મને પુછવામાં આવ્યો—મેં ગભરાઇને આજુબાજુ નજર ફેંકી—અને જોયું કે અગણીત આતમાઓ ફગલાયલે ગભરાયલે ચેહરે મારી આસપાસ ફરી વળી મને વીનવતાં, આજુજી કરતાં ઉભા હતા. મેં મારી આગલી જીંદગીનો ખ્યાલ કીધો, મારાં સઘલાં બદકર્તુકો મારી સામે આવી ઉભાં અને શરમીંદગી વચ્ચે મેં જોયું કે મારી એવી ગંદીલી ચાલથી, નાસતીકપણાંથી, ખોદાને વીસરવાથી મેં કાંઇપણ મેળવ્યું ન હતું. આ ખ્યાલથી હું પોતાને ધીકારવા લાગ્યો અને તેના આવેશમાં આવી જઇ હું પોકારી ઉઠયો;

"ફકત ખોદાનીજ ! તેના સાહયા વગેરની બદ જીંદગી કરતાં તેને હાથનું મોહત ભલું ! ફકત ખોદાનેજ હું મારો માલીક કબુલું છું ! એજ મારી પસંદગી છે !"

હજી તો મારા સખુનોના પડધો મારા કાનમાંથી બંધ પડયો નહીં તેટલાં આકાશમાં સઘળે ઠંડી મીઠી રોશણી પ્રગટી નીકલી—જે અસંખ્યાબંધ આત્માઓ મારી નજીક જમતા હતા તેઓની પાંખો તે રોશણીમાં તરેહવાર સુંદર રંગોથી ઝકઝકી રહી—અને મારા શત્રુનાં મોહ ઉપર આકાશી તેજ સાથ કાંઇક ખુશાલીની લાગણી જામી રહી. બીહકથી મેં મારી નજર આકાશ ગમ કીધી—અને મારી નજર સાંમે એક ખરેજ મોહક અજાયબ જેવો દેખાવ પડયો, સુર્યના તેજ મીશાળ પ્રકાશતો એક આકાર વાંદળાંઓ વચ્ચે અધર દેખાવ દઇ તુરઇના અવાજે બાગેબુલંદ બોલ્યો,

"ઉઠ, અંઝલ, શુક્રના બેટા, ઉઠ! એક આત્માએ તને તરછોડી—એક કલાકની તને મુકતી બક્ષી છે ! ઉઠ અને અહીંથી જા !"

જ્યાં નજર પોંહચે ત્યાં એવી તો સોનેરી રોશણી પ્રગટી નીકલી કે હું તેથી આંધળો બની જઇ ગભરાયો, પણ મને કોઇ અણદીઠ જોરેમંદ હાથોએ પકડી રાખ્યો હતો. મને લાગ્યું કે યાટ હવે દરયામાં ડુબતી જતી હતી અને ધારતીથી બેફામ બની હું બરબડયો,

"ખોદા! ફકત ખોદાનીજ રાહબરી છે !"

વળી પાછી રોશણી ઝાંખી પડી અને તે વચ્ચે મેં જેને આદમના આકારમાં મારા મીત્ર તરીકે પીછાન્યો હતો તેને ઉંચે આકાશ તરફ ઉડતાં જોયો, તેની પાછળ તેનાં ગોલામો તરીકે લખો પાંખવાલા આકારો ધસડાતા હતા. હું તેને ધારીને જોતો ઉભો તેટલાં ગાયનના ખુશનુમા શરોદો વચ્ચે નીચલા શબ્દો મારે કાને પડયા

"શીહાઇના શાહા,... પ્યારા અને ગાર અંજીલ ! ઉઠ ! આવ!! ઉઠ!!!"

શકતીઓથી "આથ્ર" જરા વારમાં એક શાંત, સુંદર કીનારે આવી ઉભી. અહીં સઘળે શાંતી પથરાઇ ગઇ રહી હતી. હવામાં સુંદર ફુલોની પમરાત ગ્હેકી રહ્યો—'બાગે બેહસ્ત' નો તે કીનારો હતો. જરા વારમાં મધુર મદન પક્ષીના કોમલ ગાણાનો અવાજ અમારે કાને પડયો અને તે એટલી સુંદરતાથી પોતાના પેદા કરનારની સીફત ગાતું હતું કે તે શાંત વખતે તેનો અવાજ સાંભળી મારી આંખો આંસુથી તર થઇ ગઇ. મેં ઇચ્છયું કે આવી શાંતીમાં, આવી ગુલજાર જગા ઉપર, બેહેસ્તના આ મુકામમા મને મારી જીંદગી પાછી બખશવામાં આવે તો હું જીવી, મારી ગઇ ગુજરીનાં પાપોનો પસ્તાવો કરી, તે મદનની સાથ હું પણ મારા પેદા કરનાર ખોદાની સીફત ગાઇ તેને રાજી રાખે એવાં કામો કરૂં. હું આ ખ્યાલ કરતો હતો તેટલાં કીનારા ઉપરથી કોઇ સફેદ સાહયો પેહેરેલી ઓરતને અમારી નજદીક આવતી મેં જોઇ. તેણી છેક "આથ્ર" ની નજદીક આવી અને પોતાનો દુઃખી ચેહેરો ઉંચો કરી અમને જોવા લાગી—તે ખોરશેદ હતી ! જેવી મારી નજર તેણી ઉપર ઉપર પડી કે આજીજી કરના પોતાના હાથો તેણી ઉંચા કરી ગુઠણ મંડીએ પડી અને રડવા લાગી. મારો જીવ આ જોઇ દલગીર થયો—હવેજ મેં જોયું કે ધીરજથી અને પ્યારથી તેણીને ખરો માર્ગ દેખાડવાથી તેણી કેટલી સુખી થઇ એક ફીરેસ્તો બનને—પણ હવે તે બહુ અસુરં થયું હતું. પેલી જેહાંનમાં તેણી હવે રખડતી, રવડતી, તરફડતી થઇ હતી, અને તેણીની તે હાલત માટે મને દયા ઉપજી ! આગળ મને તેણીને માટે દયાનો જરાપણ અંશ હતો નહીં તે હવે પુર બહારમાં પ્રગટી નીકળ્યો.

અને આ શાંત બાગેબેહસ્તના દરવાજા આગળ મને બીજાબી ઘણાક ઓળખીતા આત્માઓએ દેખાવ આપ્યો. એક આકારને મેં સોનાની ભારી જંજીરોમાં તેના બોજા તળે કચડાઇ જતો જેમ તેમ ચાલતો જોયો, બીજાને મેં ઓળખ્યો જે ધાસ્તીનો માર્યો જમીન ઉપર ઉંધે મસ્તક પડયો હતો—આ પેલો જુગારમાં પોતાનો આતમા હારી બેઠેલો ખોદાબક્ષ હતો. મેં મારા બાપને પણ દુઃખી, જંજાલયતથી હારી બેઠેલો જોયો.

આ દેખાવો જોતાં મારી નજર મારી સામે ઉભેલા અને આ સઘળા દેખાવોના કર્ત્તા ઉપર પડી. બેહેસ્તની ઉંચી ટોચ ઉપરથી ગબડી ઉંડા ગારમાં પડેલો તે ફીરેસ્તો પોતાના પુર બહારમાં, જબરાં કદમાં, આકાશી રોશણીમાં મારી સામો ઉભો રહી બોલ્યો,

"જો આ શાંત પવીત્ર ધામ આગળ આપણે ઠોભ્યા છીએ. એ જગા હજી સુધી આદમનાં અપવીત્ર, લુચ્ચાં, પાપી, હવસી અને લોભી કાર્યોથી નીરાળી, નીરદોશ રહી છે. આ દુન્યા ઉપર બેહસ્તનું એ એકજ ખુણું બાકી રહ્યું છે, જયારે આદમ એ ખુણું શોધી કાઢી તેને પણ પોતાની હાજરીથી, પોતાના કરતુકોથી, અપવીત્ર બનાવશે ત્યારે દુન્યાનો અંત આવી કયામત, રોજે રસ્તાખેજ જાગશે. પણ તે દીવસ આવી પુગે તેટલાં અહીં ખોદાનું ચલણ છે. એ શાંત ખુણામાં ફીરેસ્તાઓ પુર છુટથી ફરહર કરે છે અને ખુદ ખવીસોબી અહીં આવી પોતાના દુઃખી જીવને રાહત આપે છે."

આ વખતે અણદીઠ ખોદાઇ ગાણાનો સુંદર અવાજ કાને પડયો—અને તુરતજ મારી અજાયબી વચે હું છુટો થઇ ખુશાલીથી ઉઠી ઉભો થયો. અને મારા **દુશ્મન** સામું જોવા લાગ્યો.

"ભુલાવો ના ખાતો આદમજાત," તેણે કહ્યું. "સ્વપનાની કે દુઃખી થયલાં ભેજાંની આ કલ્પીત વાત છે એમ આજ રાતના બનાવોને તુચ્છકારી ના કાઢનો. તું જાગે છે—ઉંઘાતો નથી—તારો આત્મા હજી તારાં ખોખામાં ભરેલો છે. આ જગા બેહસ્ત કે દોજખ નથી પણ ખુદ તારીજ ફાની દુન્યાનું એક ખુણું છે.

"તમે હુશયાર થયા છો તે જોઇ હું ખુશી છું. તમે કોણ છો? તમારૂં નામ શું? અને ભર દરયામાં તમે આવી હાલતમાં કેમ આવી પડયા?"

આ છેલા સવાલનો હું શું જવાબ આપું? મને જે અનુભવ મળ્યો હતો-ખોદાની હસતી પુરવાર કરવા માટે મેં જે જે જોયું-જાણ્યું હતું તેનો હેવાલ હું આ દુન્યાદારી, વેહવારૂ આદમીઓને કેવી રીતે સંભળાવું? સંજોગો ઉપર આધાર રાખી મેં ફક્ત તેના પેહલા સવાલનો જવાબ આપ્યો,

મારૂં નામ અલીબીન અબદુલા હમીર છો!"

"કોણ? પેલા મશહુર અલીબીન અબદુલા હમીર તમે?" તે નાખોદાએ અચરતીથી પુછ્યું. "જેવણ લખોપતી તરીકે જણાયલા હતા તેવણ?"

"જણાયલા હતા! એટલે?" મેં અજાયબીથી પુછ્યું.

"ત્યારે શું તમે જાણતા નથી?"

"હું કાંઇબી જાણતો નથી. મહીનાઓની વાત ઉપર હું મુંબાઇનો કીનારો મારા એક મીત્ર સાથે છોડી તેની યાટમાં સફરે નીકળ્યો તે પછીની મને કાંઇ ખબર નથી. તે યાટ દરયાના તોફાનમાં ડુબી ગઇ છે અને મારો છુટકારો કેમ થયો છે તે તો તમે જાણો છો." મેં કહ્યું.

"ત્યારે તો હું ખરેજ દલગીર છું. હું તો ધારતો હતો કે એ આફતકારક બનાવ તમોએ જાણ્યો હશે! હવે તે તમારી આગળ તમારી આવી નબળી હાલતમાં કેમ કેહવો તેના હું ગુંચવાડામાં પડયો છું." તે દલગીર ચેહેરે બોલ્યો.

"જે હોય તે બેલાશક ખુલેખુલું બોલો. હું ધારૂં છું કે તમે કાંઇબી કેહશો તેની હવે મારી ઉપર જરાબી અસર નહીં થશે. દુન્યાની સારી અને નરસી બાજુનો મને પુરેપુરો અનુભવ મળી ચુકયો છે."

એ પછી તેણે દુઃખો હાસે મને કહયું કે જે વકીલોની પેઢીને હું મારૂં કામકાજ મુંબાઇમાં સોંપી આવ્યો હતો તેઓએ મારી ગેરહાજરીનો લાભ લઇ અને મારી મોહટી દોલતથી લલચાઇ જે બેંકમાં મારાં નાણાં જમે હતાં તે બેંકમાં મોહટી રકમના મારે નામના ખોટી સહી સાથના ચેકો વટાવી તે નાણું નજદીક સઘળું ઉઠાવ્યા ગયા હતા; અને તેના સટો રમી તે સર્વ ધુળધાની કરી નાહસી ગયા હતા. બેંકને જેવી આ બાબદની ખબર પડી કે તેણે પોલીસને તેઓની ભાલ મેળવવા પુઠે લગાડી.

"એ ખબર માટે તમારો ઉપકાર થયો. તે બદમાશોને એ નાણાંથી કાંઇ સુખ મળવાનું નથી. જયારે એ નાણું એ રીતે બરબાદ થયાથી હું તો સામો ખુશી થયો છું." મેં કહ્યું. "એ વારસો જયારથી મને મળ્યો ત્યારથી હું સુખી નહીં પણ દુઃખી થયો છું અને એવાં કંગાલ નાણાં ગુમાવવા માટે હું જરાબી દલગીર નથી."

તે નાખોદા આ સાંભળી દંગજ થઇ ગયો. પૈસા ગુમાવા પછી એક આદમી આમ બોલે એ તેને મનસે એક દીવાનાનો બકબકારો હતો. પણ તેને થોડીજ ખબર હતી કે, એ પૈમાના જોરે તો હું એક વખત મારો અમર આતમા અપવીત્ર કરી તેને ગુમાવાની અણી ઉપર હતો. તે થોડુંજ જાણતો હતો કે એ સેહેતાન્હત પૈસાએ મને કેટલો નાપાક બનાવ્યો હતો, તે શું જાણે કે તે યાદગાર રાતે એ પૈસાની કીમત કેટલી ણુજવી તે હું કેવા હેબતનાક પણ નસીબવંત સંજોગો વચે શીખ્યો હતો. એ પૈસો આવી રીતે મારા હાથમાંથી છીનવી લેવામાં તે કરીમે કારસાજે મારી ઉપર એક બીજી નવાજીશ કરી મારા હકમાં સૌરંજ કીધું હતું-ખરા પસીનાથી પૈસો કમાઇ તે સમાર્ગે ખરચવાની મને આ જોગવાઇ કરી આપી હતી-પોતાની અપરંપાર મેહેરબાનીનો એ અચુક પુરાવો તે દાદગરે આપ્યો હતો. એ ખ્યાલો તેને કયાંથી આવે?

મારા ગભરાટ વચ્ચે હવે મેં જોયું કે તે સેહતાન્યત ભરયું બારકસ અને લઇ દરયામાં ડુબતું હતું. મારો કાંઇ ચારો રહ્યો હતો નહીં. હું લાઇલાજ થઇ મારા ખુદા અને તકદીર ઉપર ભરોસો રાખી બેઠો, જેટલામાં એક બીજો સુંદર અંજાણ્યા, ખુલ્લા અવાજે હુકમ કીધો,

"એના હાથ પગ બાંધો, અને ખાકી દુન્યાના અંધારા ગારમાં એને હોમાવો જ્યાંથી એ પોતાની મેળે મારી ઠોસ્તીને પોહચી રોશણાઇ જોય!"

જોકે મેં આ હુકમ સાંભળ્યો પણ હું બીધો નહીં. અને બોલ્યો,

"ખોદા! જેવી તારી મરજી!" અને હજી તો હું એટલા બોલો બોલું છું તેટલાં ગગનમાં સુરજે પોતાનો દેખાવ દીધો જેની નજદીકમાં મેં બે મોહટી પાંખો વાદળાં પેરે ઉડતી જોઇ, અને તે બુલંદ શખ્સનો આકાર, એક છેલી ચેતવણીની નજરે મારી ઉપર ફેંકી, દુઃખ વચ્ચે હસતો મારી નજર સામેથી નાબુદ થયો અને તુરત મને કોઇએ ઉંચકીને બરફ જેવી ઠંડી કબરમાં ફેંકી દીધો.

—:o:—

## પ્રકરણ ૩૩ મું (છેલું).

—:o:—

દરયાનાં ઠંડા પાણીમાં હું એક લાકડાંના તુકડાથી બંધાયલો દરયાના મોજાઓ ઉપર અહીં તહીં અફળાતો હતો. ભર દરયા વચ્ચે ખુલ્લાં આસમાનનાં છતર હેઠળ, એક પંખેરાંની બી હસતી વગર હું એકલો પડી મારી હાલતનો વીચાર કરતો હતો. મારા હાથ પગ એવી રીતે શીકડીને બાંધવામાં આવ્યા હતા કે હું બીલકુલ તેઓને હીલવી શકયો નહીં. મને લાગ્યું કે હવે મારો અંત આવી પુગો હતો અને એ અંત આવે—મારો આતમા જેની અમર હસતી હવે હું પીછાણી શકયો હતો તે—આ માટીનું ખાલી ખોખું છોડી જાય તેટલા ટુંક વખતમાં મારા માલેકની—ખોદાની—બંદગી હું કરી મારા પાપોની તોજેશ કરી શકીશ કે? હજરત પયગંબરની જનાબમાં કીધેલી મારી બંદગી તે પરમ કૃપાળુ બાપની હાજરમાં પોહચી શકશે કે?

આ સવાલો મેં ઉપર ઉભેલાં આભને પુછયા અને જોકે તેનો કાંઇ ખુલ્લો જવાબ તો ન આવ્યો પણ મારાં ગભરાયલાં જીગરને કાંઇક રાહત મળી. શાંતપણે મેં ખરાં જીગરથી તે અલ્લાહતાલાની યાદ કીધી અને બોલ્યો,

"ઓ મારનાર અને જીવાડનાર બાપ! તારી રખેવાલીમાં હું મારો આતમા સોંપું છું! જીવતાં જીવત, મોહત વખતે અને રોજે રસતાખેજને દીને તું જે કરશે તે મારાં સારાંનેજ માટે કરશે."

આ બોલો બોલતાં મારી આંખો મીંચાઇ ગઇ અને દરયાનાં પાણીની સપાટી ઉપર હું અહડતો અફળાતો ઉંઘમાં પડયો.

ચોંકીને હું ઠરઠર ધ્રુજતો પાછો ઉઠયો—મારી આજુબાજુ કઠોર પણ માયાળુ અવાજો બોલતા હતા. રાઠોડી જેવા હાથો મને બાંધેલા દોરડા કાપી નાખવાની તજવીજમાં પડયા હતા—અને સુરજ અસ્ત પામતો આ સઘળા દેખાવ ઉપર પોતાના કીરણો ફેંકતો હતો. મને ઉઠાડીને ઉભો કરવામાં આવ્યો પણ નબળાઇને લીધે હું ઉભો રહી શકયો નહીં. મને સવાલો પુછવામાં આવ્યા પણ સુકાઇ ગયલી જબાનથી હું કાંઇ બોલી શકયો નહીં. માયાળુ હાથોએ મને ઉંચકીને એક મોટી આગબોટના ખુદ નાખોદાની કેબીનમાં લઈ જઇ સુવાડયો. અને તેના તબીએ મારી માયા ભરી સારવાર કરવા માંડી.

હું જ્યારે પુરતી સુધીમાં આવ્યો ત્યારે હું કયાં હતો તે મેં પુછયું જેના જવાબમાં મને કેહવામાં આવ્યું કે જંગબારથી મુંબઇ જતી એક આગબોટે મને ભર દરયા વચ્ચે અધમુઇ હાલતમાં ઉપાડી લીધો હતો.

થોડાક દીવસમાં હું જરા ટટાર થઇ તુતક ઉપર આવી બેઠો કે નાખોદા મારી આગળ આવ્યો અને મમતાથી મને પુછયું,

"તમે હુશયાર થયા છો તે જોઇ હું ખુશી છું. તમે કોણુ છો? તમારૂં નામ શું? અને ભર દરયામાં તમે આવી હાલતમાં કેમ આવી પડયા?"

આ છેલા સવાલનો હું શું જવાબ આપું? મને જે અનુભવ મળ્યો હતો-ખોદાની હસતી પુરવાર કરવા માટે મેં જે જે જોયું-જાણ્યું હતું તેનો હેવાલ હું આ દુન્યાદારી, વેહવારૂ આદમીઓને કેવી રીતે સંભળાવું? સંજોગો ઉપર આધાર રાખી મેં ફકત તેનાં પેહલા સવાલનો જવાબ આપ્યો,

મારૂં નામ અલીબીન અબદુલા હમીર છે!"

"કોણુ? પેલા મશહુર અલીબીન અબદુલા હમીર તમે?" તે નાખોદાએ અચરતીથી પુછ્યું. "જેવણુ લખોપતી તરીકે જણાયલા હતા તેવણુ?"

"જણાયલા હતા! એટલે?" મેં અજાયબીથી પુછ્યું.

"ત્યારે શું તમે જાણતા નથી?"

"હું કાંઇબી જાણતો નથી. મહીનાઓની વાત ઉપર હું મુંબાઇનો રીનારો મારા એક મીત્ર સાથે છોડી તેની યાટમાં સફરે નીકળ્યો તે પછીની મને કાંઇ ખબર નથી. તે યાટ દરયાના તોફાનમાં ડુબી ગઇ છે અને મારો છુટકારો કેમ થયો છે તે તો તમે જાણો છો." મેં કહ્યું.

"ત્યારે તો હું ખરેજ દલગીર છું. હું તો ધારતો હતો કે એ આફતકારક બનાવ તમોએ જાણ્યો હશે! હવે તે તમારી આગળ તમારી આવી નબળી હાલતમાં કેમ કેહવો તેના હું ગુંચવાડામાં પડયો છું." તે દલગીર ચેહેરે બોલ્યો.

"જે હોય તે બેલાશક ખુલેખુલું બોલો. હું ધારૂં છું કે તમે કાંઇબી કેહશો તેની હવે મારી ઉપર જરાબી અસર નહીં થશે. દુન્યાની સારી અને નરસી બાજુનો મને પુરેપુરો અનુભવ મળી ચુકયો છે."

એ પછી તેણે દુઃખો હાસે મને કહ્યું કે જે વકીલોની પેઢીને હું મારૂં કામકાજ મુંબાઇમાં સોંપી આવ્યો હતો તેઓએ મારી ગેરહાજરીનો લાભ લઇ અને મારી મોહટી દોલતથી લલચાઇ જે બેંકમાં મારાં નાણાં જમે હતાં તે બેંકમાં મોહટી રકમના મારે નામના ખોટી સહી સાથના ચેકો વટાવી તે નાણું નજદીક સઘળું ઉઠાવી ગયા હતા; અને તેના સટો રમી તે સર્વ ધુળધાની કરી નાહસી ગયા હતા. બેંકને જેવી આ બાબદની ખબર પડી કે તેણે પોલીસને તેઓની ભાલ મેળવવા પુઠે લગાડી.

"એ ખબર માટે તમારો ઉપકાર થયો. તે બદમાશોને એ નાણાંથી કાંઇ સુખ મળવાનું નથી. જ્યારે એ નાણું એ રીતે બરબાદ થવાથી હું તો સામો ખુશી થયો છું." મેં કહ્યું. "એ વારસો જ્યારથી મને મળ્યો ત્યારથી હું સુખી નહીં પણ દુઃખી થયો છું અને એવાં કંગાલ નાણાં ગુમાવવા માટે હું જરાબી દલગીર નથી."

તે નાખોદા આ સાંભળી દંગજ થઇ ગયો. પૈસા ગુમાવા પછી એક આદમી આમ બોલે એ તેને મનસે એક દીવાનાનો બકબકારો હતો. પણ તેને થોડીજ ખબર હતી કે, એ પૈસાના જોરે તો હું એક વખત મારો અમર આત્મા અપવીત્ર કરી તેને ગુમાવાની અણી ઉપર હતો. તે થોડુંજ જાણતો હતો કે એ સેહેતાન-હત પૈસાએ મને કેટલો નાપાક બનાવ્યો હતો, તે શું જાણે કે તે યાદગાર રાતે એ પૈસાની કીમત કેટલી બુજવી તે હું કેવા હેબતનાક પણ નસીબવંત સંજોગો વચે શીખ્યો હતો. એ પૈસો આવી રીતે મારા હાથમાંથી છીનવી લેવામાં તે કરીમે કારસાજે મારી ઉપર એક બીજી નવાજેશ કરી મારા હકમાં સૌરૂંજ કીધું હતું-ખરા પસીનાથી પૈસો કમાઇ તે સમાર્ગે ખરચવાની મને આ જોગવાઇ કરી આપી હતી-પોતાની અપરંપાર મેહેરબાનીનો એ ચાચુક પુરાવો તે દાદગરે આપ્યો હતો. એ ખ્યાલો તેને કયાંથી આવે?

મારા ઉપલા શબ્દોથી તે નાખોદા કાંઇક નાખુશ થઇ મારી આગળથી ચાલી ગયો અને તુરતજ આગબોટ ઉપર હું કોણ હતો તેની ખબર પડી. આગબોટ ઉપરના ઓધેદારોએ અને ઉતારૂઓએ મારી ખરી કદર ખાઇ મને દીલાશો દેવાની પેરવી કીધી પણ જ્યારે તેઓએ જોયું કે મારી થયલી એ ગરીબ હાલત માટે હું બીલકુલ દલગીર ન હતો અને સામો ખુશી થતો ત્યારે તેઓ મને દીવાનો સમજ્યા.

મુંબાઇનું બારૂં આવી પુગતાં હું તુરતજ તે આગબોટનાં લોકોનો તેઓની મેહેરબાની માટે ઉપકાર માની કીનારે ગયો. જ્યાં જઇને હવે નવેસરથી મારી જીંદગી ચાલુ કરી દુન્યામાં કાંઇબી સારૂં કરવાનું બીડું ઝડપ્યું.

એક નાહનું સાદુ મકાન લઇ તેમાં હું રેહેવા લાગ્યો અને મને જે વીદ્યાનું બલ બખશવામાં આવ્યું હતું તેનો ઉપયોગ કરી ખરી મેહેનતથી પૈસા પેદા કરવામાં રોકાઇ ગયો.

ઠરી ઠામ થવા પછી મેં પેહલું કામ જે કીધું તે પોલીસ કમીશનરને ત્યાં જઇ પેલા વકીલોને પકડવા માટેની મારી નામરજી બતાવી. તે સુધા સાચા ઇનસાફી માણસે આ સાંભળી મને હસી કાઢ્યો, પછી ગુસે થયો અને હું દીવાનો બન્યો છું એવું ખુલું જાહેર કીધું. પણ મેં મારો વીચાર પકો જણાવ્યો અને તેઓને પોતાને ફેરેન્જ પુઠ્ઠા દેવાનો પકો ઠરાવ જાહેર કીધો. આ વાત જ્યારે જાહેર થઇ ત્યારે સઘળા છાપાવાળાઓ હવે મારી પાસ પૈસાનું જોર ન હોવાથી મારી સામે લખાણો કરવા પડયા, મારી જાબજા તારીફનાં ખાકાં ફુકનાર એ ખોટાં વાજીંત્રો મને હસવા પડયાં અને મુર્ખ, ગધેડો, દીવાનો, બેવકુફ, ઇનસાફને ઉંધો મારનાર છું: વગેરે વીશેષણો મને લગાડવા પડયાં. એટલુંજ નહીં પણ એક છાપામાં તો કોઇ નનામે નામે ચરચાપત્ર આપી મારી પેલી ચોપડીની ઝાટકણી કાઢી નાખી અને તેમાં શું નવું હતું તે દેખાડી આપવા કહ્યું!

તે સખત ટીકાભર્યા લંબાણુ ચરચાપત્રનું પરીણામ સું આવ્યું? લોકોએ તે મારી ચોપડી ઉપર તુટાતુટ પાડી અને તેની પેહેલી આવૃતી ચપાચપ ઉંચકાઇ ગઇ. વગેર અને પૈસા પેદા કરવા મંડેલા છાપાખાનાવાળા મી૦ જહાંગીરે તુરતજ મારી ઉપર રૂપ્યા ૫૦૦) ની નોટ મોકલી બીજી આવૃતી છાપવાની રજા માંગી.

મારી મેહેનતનાં પરીણામ તરીકે મેળવેલાં એ નાણાંએ જેટલો મને ખુશી કીધો તેટલો ખુશી જ્યારે મને પચાસ લાખનો વારસો મળ્યો હતો ત્યારે હું નહીં થયો હતો. મને તુરતજ મહનસારિકાનો ખ્યાલ આવ્યો. પોતાને હાથે આપ-અખત્યારી મેળવનાર એ બાનુ પોતાની મેહનતના પૈસાથી કેટલી સુખી હતી- હું કયારે તેણીની પંકતીએ પુગીશ-પણ નહીં, તે મનમોહન મુરતી, તે સુંદર સજનીનો ખ્યાલ વધુવાર કરવાની મેં હીંમત કીધી નહીં. હજી હું તદન સ્વચ્છ, તદન નેક બન્યો ન હતો, હજી તેણીની સંફમાં બીરાજવા લાયક હું થયો ન હતો માટે તેણીનો ખ્યાલ છોડી દેવાનો-મારા તેણી તરફ વધ્યા જતા પ્યારથી તેણીને અંજાણ રાખી ફકત દુરથીજ તેણીને ચાહવી એમ મેં ઠરાવ કીધો. અલબત વખત આવવે મારી ઉપર અવલથી આખર સુધી વીટેલી સર્વ વીપતીઓ ને આફતોથી તેણીને વાકેફ કરવાનો પણ મેં પકો ઠરાવ કીધો પણ તે વખત આવવા તુલીક હું ઠોભ્યો. તે સાથ વળી હું પુણે તેણીને મળવા હમણાંજ જાઉં તો ખોરશેદ મહાલમા બનેલા બનાવોની યાદ મારાં જીગરમાં તાજી થઇ મને વધારે દુઃખી કરે તેથીબી હું હાલ તેણીને મળી શકયો નહીં. નવાબ જંગીશખાન હવે એ મેહેલમાં રેહેવા ગયા હતા અને ખોરશેદનાં મરણ પછી તેણીનાં નામ ઉપર મેં કરેલી મારી અરધી દોલતના માલેક થયા હતા. જેના જોરથી જુવાનીમાં આવી રોસન ચેરાગ સાથ નેકી કરી ચમનમા રહી, પોતાની આગલી પાછલી વીસારતા હતા.

મને તેવણે હું મુંબાઇ આવ્યા પછી એક કાગળ લખી નામનું ઇજન્ન કરતાં ખોરશેદ મહાલમાં થોડા દીવસ રેહેવા આવવા જણાવ્યું હતું પણ તે કાગળ એવા તો. તોરથી લખ્યું હતું કે મેં મુંબાઇમાંજ રહેવાનું પસંદ કીધું

મારાં ગરીબ અને સાદાં મકાનમાં ફરી દાખલ થડી મેં હવે એક બીજી ચોપડી લખવા માંડી અને તે મારાં કામમાંજ હું સઘળી મોજ સમાવલી ગણતો હતો. હું જાજે બહાર દેખાવ દેતો ન હતો, કારણ મારી ખાતરી હતી કે મારા જાહોજલાલીના વખતના આગળ દોસ્ત આશનાવો હવે હું ગરીબ થયલો હોવાથી મને ઓળખવાને સલામ કરવાને શરમાતા હતા— એટલુંજ નહીં પણ રખે હું તેઓની પાસ તેઓના નજીક, બદીથી મેળવેલા પૈસા ઉછીકા માગું તેની ધાસ્તી રાખતા જણાતા હતા.

એ રવેશ મારી જીંદગીનો તખતો ફેરવતાં, તેને નવેસરથી પાછો નવા પાયા ઉપર રચતાં મને પુષ્કળ મુશ્કેલીઓ નડી, પણ તે સઘળી ધણુંથી અને સહનતાથી ખમી હું ધીરે ધીરે સારી રાહ ઉપર આવતો ગયો. મારી બીજી ચોપડી પણ હવે બહાર પડી અને પેહેલી ચોપડીનાં કરતાં આ બીજીની ફતેહ બહુજ સરસ નીવડી અને તે ઉપર લીધેલી મારી મેહેનતનું મીઠું ફળ—જગ નામના સાથ પૈસાની આમદી–મને મળી, પણ એ નામનાથી હવે હું પ્રફુલીત થઇ મગરૂર થયો નહીં. મગરૂરીની શીક્ષા મને જલદી થઇ હતી, અને તેથી હું ચોકી ચમંકી ચાલી, ખુદાનીજ એ મેહરબાની હતી એમ ખાતરીથી માનતો હતો.

મારી ચોપડી છપાઇ પ્રગટ થયા પછી અને મુંબાઇમાં આવી વસવાને મને થોડાક મહીના પસાર થયા પછી હું મારી સરેસ્તાની સહવારની નીમાજ પઢી ઉઠયો કે મારા છાપાખાનાવાળા મી૰ જહાંગીરનાં માણસે આવી એક કાગળ મારા હાથમાં મુકયું, જે ઉખેડી જોતાં તે મદનસારિકા તરફથી આવેલું જણાયું.

તેણીએ એ પત્રમાં લખ્યું હતું કેઃ-

"પ્યારા અલી સાહેબ,

મેં હમણાજ અચાનક જાણ્યું કે તમો મુંબાઇ આવી પુગ્યા છો. વળી હું જાણીને ખુશી છું કે તમારી આગળી તથા હાલની લખેલી ચોપડીઓ જાહેર પ્રસંસા પામી છે અને એ તમારી સાચી ફતેહ માટે હું તમને દીલોજાનથી મુબારકબાદી ઇચ્છું છું. અને આશા રાખું છું કે સંસારમાં અને દોલતમાં તમે જે જે નુકશાનીઓ ખમી છે તેનો એ તમારી ફતેહ તમને બદલોવાળી આપશે. જ્યારે તમને લાગે કે આગલા દેખાવો પાછા જોવાથી તમારી લાગણી દુખાશે નહી. ત્યારે જરૂર મારે ત્યાં પરોણા દાખલ આવી મને મળજો, તેટલાં,

હું છું તમારી વફાદાર મીત્ર

મદનસારિકા"

મારી આંખો આ કાગળ વાંચી આંસુથી ભરાઇ ગઇ આખરે તેજ પાક ઓરતે મને યાદ કરી બોલાવ્યો હતો—મારી વફાદાર મીત્ર થવાનું તેણીએ પોતેજ કબુલ્યું હતું, જે પાક અહુરમઝદની હુંહવે ખરી પનાહમાં આવ્યો હતો તેની તરફની આ ખરેજ નવી ઉમદા મેહેરબાની હતી. મેં તુરતજ તે મદનમોહીનીની રૂબરૂમાં જવાનો, મારા હેવાલથી તેણીને વાકેફ કરવાને અને જો તેણી રાજી હોય તો ——!"

નાઇલ નદી ઉપર, 'રૂપાવંતી' નગરી જોતા જે શબ્દો હું મારી બેશાંમીમાં પુકારી ઉઠયો હતો તે શબ્દો કોઇ આગાહીથી મને યાદ આવ્યા કે

"ખોલ, રૂપાવંતી નગરીના ઓ પવીત્ર આત્મા, તારો બુરખો ખોલ, કારણ મારી ખાત્રી છે કે ફકત તારી ને મારી નજર એક થવાથીજ સુખના દરવાજા મારે માટે ખોલા થશે."

# મી૦ પાલમકોટ કૃત પૂસ્તકો.

## નિર્દોષ નાઝં.

એક કુંવારિકાની કાંણાંણી.

રૂ. ાા પોસ્ટેજ ૦)-

## ઝોહરા.

બગદાદી બાનુંની વાર્તા.

રૂ. ૦ાા ( બેતબાજીમાં ).

## લાલારૂખ.

બેતરૂપી ઇતિહાસીક કથા.

રૂ. ૧ા પોસ્ટેજ ૦)-





